(૧૦) હિંદની ઉદ્યોગસ્થિતિ

(૧૧) મરાઠી સત્તાનો ઉદય

(૧૨) હિન્દુસ્તાનનો અર્વાચીન ઇતિહાસ, ભા. ૩ જો ( બ્રિટિશ રિયાસત—પૂર્વાર્ધ )

(૧૩) ,, ભા. ૧લો (મુસલમાની રિયાસત પૂર્વાર્ધ)

(૧૪) ,, ,, (મુસલમાની રિયાસત ઉત્તરાર્ધ)

(૧૫) મરાઠી રિયાસત—પૂર્વાર્ધ

(૧૬) ,, ,, —ઉત્તરાર્ધ

(૧૭) રોમનો ઇતિહાસ

(૧૮) મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ

(૧૯) ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ–વિભાગ પહેલો

(૨૦) ,, ,, ,, –વિભાગ બીજો

ગુ. વ સોસાયટી
**અમદાવાદ**
તા. ૧૫–૯–૧૯૩૯

**રસિકલાલ છોટાલાલ પરીખ**
આસિ. સેક્રેટરી

# દંતકથા અને ઈતિહાસ

આપણા પ્રાચીન પૂર્વજોની બુદ્ધિએ શાસ્ત્ર અને સાહિત્યનાં જે અનેક ક્ષેત્રો ખેડ્યાં છે તેમા ઇતિહાસનો સમાવેશ નથી થયો એ ખેદજનક હકીકત છે. 'ઈતિહાસ પુરાણ' જેવા વૈદિક શબ્દના ઘડતરકાળથી શુદ્ધ ઇતિહાસને સ્થાને દતકથાની પ્રતિષ્ઠા થઇ છે. પુરાણોમા–ખાસ કરીને તેની વશાવળીઓ અને વશાનુચરિતોવાળા ભાગમા ઈતિહાસના સાધનરૂપ ઘણું વસ્તુ છે એ નિઃસંદેહ; એ કીમતી ધન નવી કેળવણી આવ્યા પછી ઘણા વખત સુધી ઉપેક્ષિત રહેલુ તે છેલ્લાં ત્રીસેક વર્ષથી સારી રીતે વપરાવા લાગ્યુ છે કવચિત્ ઉત્સાહમાં કિમત વધુ પડતી અંકાતી પણ જોવામાં આવે છે. પણ પુરાણોનુ આ વશાદિ વસ્તુ પોતે ઇતિહાસ નથી, ઇતિહાસનુ સાધન છે.

ગુજરાતની બાબતમાં પુરાણો પ્રાચીન યુગના ઇતિહાસને ઉકેલવામા સહાયભૂત થાય છે. જો કે ધર્મારણ્ય, સરસ્વતી પુરાણ, વગેરેમાથી મધ્ય યુગને પણ કેટલોક પ્રકાશ મળે છે ખરો. જો કે ગુજરાતના મધ્યકાલીન ઈતિહાસના સામાન્ય સાધનભૂત જે પ્રબધો છે તેના વર્ગમા આ ધર્મારણ્યાદિને પણ નાખી શકાય. ટુકામા મારૂં વક્તવ્ય એ છે કે જેમ પ્રાચીન કાળના ઈતિહાસ માટે પુરાણો સાધન છે તેમ મધ્યકાળના ગુજરાતના ઇતિહાસ માટે પ્રબધો છે. અલબત્ત પ્રબધોની અને પુરાણોની વર્ણન શૈલી સમાન નથી, એ બે શૈલી વચ્ચે ઘણો તફાવત છે. છતા પુરાણોની પાછળ ઇતિહાસને શોધવાની નહિ પણ દતકથાને નોધવાથી જે દૃષ્ટિ છે તેજ દૃષ્ટિ પ્રબધ કર્તાઓની છે. મતલબ કે પ્રબધોમાં મધ્યકાલીન ગુજરાતના ઈતિહાસને લગતા જે વૃત્તાન્તો મળે છે તે ઇતિહાસ નથી પણ દંતકથા છે.

ગુજરાતના ઇતિહાસના સાધનરૂપ દંતકથાના ત્રણ મોટા વર્ગ પાડી શકાય (૧) જૂના મદિરો, જૂના કિલ્લાઓ વગેરેની શિલાઓમાં કોતરાયેલી, તેમજ ગ્રન્થાન્તે લખાયેલી લાબી પ્રશસ્તિઓ, જેમાં તત્પૂર્વકાલીન પુરુષો, બનાવો વગેરેનું લાંબુ કે ટુંકુ કથન હોય છે. વડનગર પ્રાકાર પ્રશસ્તિ (જુઓ પૃ. ૧૭૭), સુધાનો લેખ (જુઓ પૃ. ૧૭૮), શ્રીધર પ્રશસ્તિ (જુઓ પૃ. ૨૦૦) વગેરે આવી પ્રશસ્તિઓ પ્રસિદ્ધ છે. જો કે અહીં સ્પષ્ટ કરવુ જોઇએ કે કીર્તિ કૌમુદી, સુકૃત-સંકીર્તન આદિ પ્રબધોના આરભના સર્ગો અને આ પ્રશસ્તિઓમાં કશો તાત્વિક ભેદ નથી

(૨) દ્વયાશ્રયાદિ પ્રબધો

(૩) રાસમાળા આદિમા સગ્રહાયેલ મૌખિક દત કથાઓ

આમાથી લાબી પ્રશસ્તિઓને જુદી ન ગણતા પ્રબધના વર્ગમા ગણીને 'ગુજરાતના ઇતિહાસના પ્રબંધાત્મક સાધનો' નામના શ્રી. ફા ગુ સભા તરફથી પ્રકાશિત મારા નિબધમા દ્વયાશ્રયાદિ પ્રબધોનુ તેઓના ઐતિહાસિક મુલ્યના નિરૂપણ સાથે વિવરણ કરેલુ છે એટલે તેની અહી પુનરૂક્તિ કરવાની જરૂર નથી. ભાટ ચારણોના ચોપડાઓમા તથા તેઓની સ્મૃતિમા જે ઐતિહાસિક સાધન ગણાય એવી દતકથાઓ મળે છે તેમાથી ફાર્બસ સાહેબે રાસમાળામા એમને મળી શકી તેટલી દતકથાઓનો સગ્રહ કર્યો છે હજી એ ઝરો સુકાઈ ગયો નથી છતા મેં જાતે દતકથા સીધી રીતે મેળવવાનો પ્રયાસ કર્યો નથી રાસમાળા આદિમા જે દતકથા સંગૃહીત અને પ્રકાશિત થયેલ છે તેનો જ ઉપયોગ કર્યો છે

પ્રબધો તથા મૌખિક દંતકથામાથી આ બે ભાગમાં મેં ઇતિહાસ રૂપે જે તારવ્યુ છે તેમા કેટલુ શુદ્ધ સોનુ છે અને કેટલો હલકી ધાતુનો ભેગ છે અથવા દતકથારૂપ કાચી ધાતુમા કેટલુ સોનુ મારી ગફલતથી રહી ગયુ છે એની કસોટી તો પરીક્ષકો જ કરી

શકે, પણ દંતકથાના સંશોધન વિષયમાં મારી દૃષ્ટિ શી છે તે અહીં ટુંકામાં કહેવા ઇચ્છું છુ.

પ્હેલુ તો ઉપર કહેલા ત્રણમાથી કોઇ પણ વર્ગની દતકથા એ નિર્મળ ઇતિહાસ નથી એટલે જેમ માટીમાથી શોધીને સોનું કાઢવું પડે છે તેમ ઐતિહાસિક દૃષ્ટિએ શોધીને ઈતિહાસમાં ગ્રાહ્ય લાગે તેટલુ લેવું, એ મારૂ સામાન્ય વલણ છે.

ચાવડા વશના ઉત્કીર્ણ લેખો ન મળતા હોવાથી એની વશાવળીમાં દંતકથાને સ્વાભાવિક ગડબડ છે. જ્યારે સોલકી વશના ઉત્કીર્ણ લેખો મળતા હોવાથી એની વશાવળી અને સ્થૂળ કાલાનુક્રમ ચોક્કસ કરી શકાય છે પણ જુદા જુદા રાજાઓના પરાક્રમો અને તેના વખતમા બનેલા બનાવો વગેરેની બાબતમાં તો પ્રત્યેક વિગતની સ્વતત્ર ઐતિહાસિક કસોટી કરવાની જરૂર છે. કારણ કે સમકાલીન કહી શકાય એવા ઉત્કીર્ણ લેખમા પણ તે તે લેખનો લેખક લેખ લખાવનાર રાજાનો નોકર હોય છે અને તેના કે તેના પૂર્વજોનાં બિરૂદો લખતાં અને પરાક્રમોને વર્ણવતા પ્રશસક હોય એટલુ જ લખે એ સ્વાભાવિક છે કોઈ તામ્રપત્રમાં તેના દાતાની હારનુ સૂચક બિરૂદ મળતુ નથી. પરાભવ જેવી હકીકતો માટે તો પડોશી રાજ્યોના ઇતિહાસોને શોધવા પડે છે. છતા તદ્દન ખોટુ બિરૂદ પણ ભાગ્યે જ જોવામાં આવે છે. મતલબ કે પડોશી રાજ્યોના ઈતિહાસોની કસોટીથી કસીને ઉત્કીર્ણ લેખોથી ફલિત નિર્ણયોને સ્વીકારવામા વાંધો નથી. અને આ પ્રમાણે પરીક્ષિત સમકાલીન ઉત્કીર્ણ લેખો એ દતકથાની ઐતિહાસિક કસોટી કરવા માટે ઉત્તમ સાધન છે

પણ ઉત્કીર્ણ લેખોમાં તો ઘણી ઓછી વિગત હોય છે. એટલે ઘણી દતકથાની પરીક્ષા કરવા માટે એ સાધનનો ઉપયોગ શકય જ નથી. આવી દતકથાની બાબતમા કેવુ વલણ રાખવું એ આપણે ત્યાં મોટો પ્રશ્ન છે. મારૂ વલણ અહી ટુકામા દર્શાવવા ઇચ્છું છું.

જે જે દંતકથાનું ઉત્કીર્ણ લેખાદિ સમકાલીન ઐતિહાસિક પુરાવાથી સ્પષ્ટ રીતે ખડન ન થતુ હોય તે સર્વ યથાશ્રુત સ્વીકાર્ય એવો મત ક્વચિત્ દર્શાવાય છે. મારા મતે એવો દંતકથાઓનો સંગ્રહ એ ઇતિહાસ ન ગણાય. ખરી રીતે જૂની નવી લિખિત અલિખિત સર્વ પ્રકારની દતકથાઓની નીચેની ઐતિહાસિક કસોટીથી પરીક્ષા કરીને ઇતિહાસમા કઇ વિગત ગ્રાહ્ય અને કઇ અગ્રાહ્ય તેનો નિર્ણય કરવો જોઇએ.

(૧) અસભવોક્તિ અને અતિશયોક્તિ બેય ત્યાજ્ય.

અલબત્ત મને જે અસભવિત કે અતિશયોક્તિ લાગે એ બીજાને ન લાગે એમ બને પણ એનો તો ઉપાય નથી.

(૨) દતકથા ઐતિહાસિક પરિસ્થિતિથી અપ્રતિકૂળ હોવી જોઈએ.

આ બાબતમા પણ મતભેદને અવકાશ છે એકને અમુક પરિસ્થિતિમા જે પ્રતિકૂળતા દેખાય તે બીજાને ન દેખાય એવો સભવ છે. દા. ત. દ્વયાશ્રયમા સોરઠ ઉપરની મૂળરાજની ચડાઈનુ સવિસ્તર વર્ણન હોવા છતા મેં એનો ઉપરના કારણથી સ્વીકાર કર્યો નથી ( જુઓ પૃ. ૧૫૨ થી ૧૫૫ )

(૩) અલિખિત–મૌખિક દતકથા કરતા લિખિત અને તેમાં પણ નિકટના કાળમા લિખિત દતકથા વધારે માન્ય

જગદેવ પરમારની દંતકથાના દાખલામા રાસમાળામા સગ્રહાયેલ મૌખિક દતકથા કરતા પ્રબંધ ચિતામણિમા સંગ્રહાયેલ દતકથા ઉપર મેં વધારે વજન આપ્યુ છે.[1] ( જુઓ પૃ ૨૬૮, ૨૬૯ તથા શુદ્ધિ અને અનુપૂર્તિમાં પૃ. ૪૮૫)

---

[1] પ્ર ચિ નું ઐતિહાસિક મૂલ્ય મે શા માટે વધારે માન્યુ છે તે મેં 'ગુજરાતના ઈતિહાસના પ્રબધાત્મક સાધનો' એ નિબધમા તથા પ્ર. ચિ. ના ગુજરાતી અનુવાદની પ્રસ્તાવનામા કહ્યુ છે.

(૪) જે દતકથા ઘણાખરા પ્રબંધોમાં સમાનરૂપમાં મળે તે એકાદમાં જ મળતી દતકથા કરતાં વધારે માન્ય.

(૫) પ્રબધોમાં પરસ્પર વિરોધ જોવામાં આવે ત્યાં ઉત્કીર્ણ લેખો, ઐતિહાસિક પરિસ્થિતિ વગેરેને જે વધારે અપ્રતિકૂળ તે ગ્રાહ્ય.

(૬) સાધારણ રીતે કાળમાં નિકટતર પ્રબંધનું કથન વધારે વજનદાર છતાં બીજી તરફથી પાછળથી લખાયેલા પ્રબંધમાં ઐતિ. હાસિક વિશ્વસનીયતા વધારે હોય એવુ પણ ઘણા કારણોથી બનવું સંભવિત છે. દા. ત. પ્રબંધ ચિંતામણિ પાછળનો ગ્રન્થ હોવા છતાં કેટલાક દાખલામાં નિકટતર દ્વયાશ્રય કરતા પ્રબધ ચિંતામણિના કથન ઉપર મેં વધારે વિશ્વાસ મૂક્યો છે.

(૭) દતકથાઓમાની કેટલીક ધીમે ધીમે અબાધિત પુરાવાઓથી સાચી ઠરે છે એ હુ સ્વીકારૂ છુ. છતા ઐતિહાસિક વિચારણાની આપણી વર્તમાન સ્થિતિમા દતકથામાંની કોઇક હકીકત ઇતિહાસમા નોધાયા વગર રહી જવાના સભવ કરતા ઈતિહાસ દંતકથાથી દબાઇ જવાનો સંભવ વધારે છે એ જોતા વધારે પડતી સાવચેતીવાળુ કોઇને લાગે એવુ વલણ મને યોગ્ય જણાયું છે.

(૮) ટુકામા દતકથાની પ્રત્યેક વિગત સ્વતંત્ર રીતે કસોટી કર્યા પછી સ્વીકારવી એવુ મેં ધોરણ રાખ્યું છે અને આ સશોધનાત્મક ઉહાપોહ ઇતિહાસના ગ્રન્થમા જ ઘણીવાર કરવો પડેલો હોવાથી એમા પુરાતત્ત્વના ગ્રન્થની છાયા આવી ગઈ છે એટલું જ નહિ પણ એ ચર્ચા ટુકાવવા છતા ઘણીવાર મારી દલીલો અધુરી મુકાવાથી અસરકારક ન નીવડે એમ પણ બન્યુ છે

દતકથાનો ઐતિહાસિક શિવાય સામાજીક આદિ ઉપયોગ છે અને ભવિષ્યમાં કોઇક વિગતને ઐતિહાસિક મૂલ્ય આપનાર પુરાવો મળી પણ આવે એટલે દંતકથા જેવી મળે તેવી ઇતિહાસમાં ભલે ન વપરાય, તો પણ સંગ્રહાઇ સચવાઈ રહે એ ઇષ્ટ છે જ.

દંતકથાની ઐતિહાસિક ઉપયોગિતા સંબંધી મારા વલણના આ સ્પષ્ટીકરણથી કેટલો ખુલાસો થશે એ કહેવું મુશ્કેલ છે ખરી વાત તો એમ છે કે દરેક ઝીણી ઝીણી વિગતના સ્વીકાર અસ્વીકારના સર્વ કારણો સ્પષ્ટ વિચારાયાં હોવાની કદાચ જરૂર નથી. કળાની ઘણી રચનાઓમા બને છે તેમ ઐતિહાસિક માનસપટમા અમુક ગ્રાહ્ય છે અને અમુક અગ્રાહ્ય એવો ભેદ ઘણી ઝડપથી પડે છે ને જો સાચી ઐતિહાસિક દૃષ્ટિ કેળવાયેલી હોય તો વૈજ્ઞાનિક પરીક્ષા પેઠે એ ભાગ્યેજ ભૂલ કરે છે, છતા આપણા દેશના ઈતિહાસ સંશોધનની વર્તમાન સ્થિતિ અને ઐતિહાસિક સાધનોની અપૂર્ણતા જોતા ઘણા ઐતિહાસિક નિર્ણયોમા મતભેદને અવકાશ રહેવાનો જ. પણ કામ કરીને આ માર્ગેજ સત્યની નિકટ જવાશે એવી મારી શ્રદ્ધા છે

ગ્રન્થાન્તે **અનુપૂર્તિ અને શુદ્ધિનું** પરિશિષ્ટ આપ્યુ છે. શ્રી. રામલાલ ચુ મોદીએ માનસીમા કરેલા પ્રથમ વિભાગના અવલોકનમાંથી એનો જન્મ થયો છે. પાછળથી મારી માગણીથી એમણે કેટલાક વધારે સૂચનો લખી મોકલ્યા હતા. એનોયે લાભ લીધો છે. બીજા વિભાગના પ્ર ૧૩ થી આગળના ભાગને આવો કોઈ લાભ મળેલો ન હોવાથી એમા અશુદ્ધિઓ વધારે પ્રમાણમા રહી ગઈ હોવાનો સંભવ છે.

શ્રાવણ, ૧૯૯૫ દુર્ગાશંકર કે શાસ્ત્રી

# ઉલ્લિખિત ગ્રન્થકારો અને ગ્રન્થોની સૂચિ

અપભ્રંશકાવ્યત્રયમ્ (ગા. ઓ. સી.)
અરિસિંહ—સુકૃત સંકીર્તનના લેખક
અરિસિંહ—બુલ્હરનો ગ્રંથ
અર્થશાસ્ત્ર કૌટિલ્યનું
અર્લી હીસ્ટરી ઓફ ઈન્ડીઆ આ ૩ વીન્સેન્ટ સ્મીથકૃત
અર્લી હિસ્ટરી ઓફ ધ ડક્કન (મૂળ) રા ગો. ભાંડારકરકૃત
અલ્તેકર—રાષ્ટ્રકૂટ્સ્ એન્ડ ધેર ટાઈમ્સના લેખક
આર્કીઓલોજીકલ સર્વે ઓફ વેસ્ટર્ન ઈન્ડીઆ (એન્યુઅલ રિપોર્ટ)
આચાર્ય ગિ. વ.—વડોદરાની ઓ. કો. ના રિપોર્ટમાં નિબંધ
આયુર્વેદના દાર્શનિક તથા સદ્વૃત્ત સંબંધી પ્રકરણોનો અભ્યાસ—દુ. કે. શાસ્ત્રી
ઈન્ડીઅન એન્ટીકવેરી
ઇન્સ્ક્રીપ્શન્સ ઓફ અશોક—હુલ્ઝ ૧૯૨૫
ઇલીઅટની હીસ્ટરી ઓફ ઈન્ડીઆ
એપીગ્રાફીઆ ઇન્ડીકા
એનલ્સ ઓફ ભાંડારકર ઇન્સ્ટીટયુટ
એન્શ્યન્ટ એન્ડ મીડીવલ આર્કીટેકચર્ ઓફ ઇન્ડીઆ—હાવેલ.
એરચ જહાંગીર તારાપોરવાલા—બુદ્ધિપ્રકાશ વર્ષ ૮૩, અંક ૩
એલ્બીરૂની—સચાઉનું અં. ભાષાન્તર
ઓઝા અભિનંદન ગ્રંથ—શ્રી. ગા. હી. ઓઝાના અભિનંદન માટે રચાયેલ ભારતીય અનુસંધાન.
ઓઝા ગૌ. હી.—નાગરી પ્રચારિણી પત્રિકા, રાજપુતાનેકા ઇતિહાસ, સોલંકીઓકા પ્રાચીન ઇતિહાસ.
ઓરીએન્ટલ કોન્ફરન્સ—પહેલી (પુનાની)નો રિપોર્ટ
ઓરીએન્ટલ કોન્ફરન્સ સાતમી (વડોદરાની)નો રિપોર્ટ.
ઔચિત્ય વિચારચર્ચા—ક્ષેમેન્દ્ર.
કદંબ કુલ—મોરીસરચિત

કર્ણસુંદરી નાટિકા—બિલ્હણરચિતા
કાદંબરી—બાણ
કાનડી ઈન્સ્ક્રીપ્શન્સ
કાન્તમાલા
કાન્હડ દે પ્રબંધ—પદ્મનાભકૃત
કામસૂત્ર—વાત્સાયન કૃત
કીર્તિકૌમુદી—સોમેશ્વર રચિત
કીલ્હોર્ન—એ ઇ. મા લખાણો
કુમારપાળ ચરિત—જયસિંહસૂરિ કૃત
કુમારપાળ ચરિત—હેમચંદ્ર કૃત
કુમારપાળ પ્રતિબોધ—સોમપ્રભસૂરિ કૃત
કુમારપાળ પ્રબંધ જિન મંડનગણી રચિત
કુમારપાલ રાસો ઋષભદાસ કૃત (આ. કા. મ.)
કેનેરીઝ ડિનેસ્ટીઝ—ફ્લીટ
કેમ્બ્રીજ હીસ્ટરી ઓફ્ ઇન્ડીઆ. ગ્ર. ૩
કેશવ હર્ષદ ધ્રુવ
કોર્પસ ઇન્સ્ક્રીપ્શીઓનમ્ ઈન્ડીકેરમ્
ક્રોનોલોજી ઓફ ઈન્ડીઆ—મેબલડફ કૃત
કૌમુદી—૧૯૩૪
ખાનદેશ ગેઝીટીઅર
ખંભાતનો ઇતિહાસ—શ્રી. રત્નમણિરાવ ભીમરાવ જોટે કૃત.
ગુજરાતના ઇતિહાસના પ્રબંધાત્મક સાધનો દુ. કે. શાસ્ત્રી (ફા. ગુ. સ)
ગુજરાતના ઐતિહાસિક પ્રસંગો (ફા. ગુ. સ.)
ગુજરાતના તીર્થસ્થાનો—દુ. કે શાસ્ત્રી.
ગુજરાતનુ પાટનગર—અમદાવાદ, શ્રી. ર. ભી. જોટે કૃત
ગુજરાતનુ સ્થાપત્ય—ગજાનન વિ. પાઠક.
ગુજરાતીના દીપોત્સવી અંકો ૧૯૮૯, ૯૨.
ગુજરાતી લેંગ્વેજ એન્ડ લિટરેચર—ન ભો. દીવેટીઆ
ગોવીંદભાઈ હાથીભાઈ—પ્રાચીન ગુજરાત
ગંગુલી ડી. સી.—ઇ. એ. માં લેખો

ઘોસલ યુ. એન.—કોન્ટ્રીબ્યુશન્સ ટુ ધી હીસ્ટરી ઓફ હિન્દુ રેવન્યુ સીસ્ટમ
ચતુર્વિશતિપ્રબંધ—રાજશેખર (ફા. ગુ. સ.)
ચરક સંહિતા
ચારિત્ર સુંદર ગણિ—કુમારપાલ ચરિતના કર્તા
જગડૂચરિત્ર—સર્વાનન્દસૂરિ કૃત
જર્નલ ઓફ ધ એમેરીકન ઓ. સોસાએટી
જર્નલ ઓફ ધ બેંગાલ રૈયલ એશીઆટીક સોસાએટી.
જર્નલ ઓફ ધ બોમ્બે બ્રાન્ચ ઓફ ધી રૈયલ એ. સો.
જાતક કથા
જામે-ઉલ-હિકાયત ઈલીઅટ ગ્રંથ ૨
જિન વિજયજી—બારમા સાહિત્ય સંમેલન ઇ. વિ. ના પ્રમુખ તરીકે આપેલું ભાષણ તથા પ્રાચીન જૈનલેખસંગ્રહ.
જેકસન મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ની ટિપ્પણીઓ.
જેસલમીર ભાંડાગારીય ગ્રંથસૂચિ.
જૈન સાહિત્યનો ઇતિહાસ રા. રા. મોહનલાલ દલીચંદ દેસાઈ કૃત
જૈન સાહિત્ય સંશોધક (ત્રિમાસિક)
જૈન હરિવંશ—જિનસેન.
ઝીઆઉદ્દીન બર્નો—ઈલીઅટ ગ્ર. ૩
ટૉડ-રાજસ્થાન
ટૉડસ્ ટ્રાવેલ્સ ઇન ધ વેસ્ટર્ન ઇન્ડીઆ.
ડીસ્કલકર દ. બા.-પુરાતત્વમા લેખો, ભાવનગરની સાહિત્યપરિષદનો રિપોર્ટ ઇ.વિ.-
„ „ મીથીકલ સોસાએટી જર્નલ ગ્ર. ૧૪મા લેખ.
તબકાતેનાસીરી રાવર્ટી કૃત
દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ—(ડા. રા. ગો. ભાંડારકર ગુ. ભા. ગુ. વ. સો. પ્રકાશિત)
દ્વયાશ્રય—હેમચન્દ્ર
દેવલસ્મૃતિ
ધર્મારણ્ય
નરનારાયણાનંદ કાવ્ય—વસ્તુપાલ કૃત
નલવિલાસ નાટક—રામચંદ્રકવિ કૃત

નવસાહસાંક ચરિત—પરિમલ કવિ કૃત
નર્મદાશંકર વલ્લભજી દ્વિવેદી—ગુજરાતનો બુઝાતો દીપક.
નાગરી પ્રચારિણી પત્રિકા
નાટ્ય દર્પણ—રામચંદ્ર કવિ કૃત
નાભિનંદનોદ્ધાર પ્રબંધ—કક્કસૂરિ કૃત
ન્યુમેસ્મેટીક સપ્લીમેન્ટ નં. ૭ તથા નં. ૪૬
પાઈયલચ્છી—પં બેચરદાસ સંશોધિત
પાર્થ પરાક્રમ વ્યાયોગ
પીટર્સનનો રિપોર્ટ
પુરાતન પ્રબંધસંગ્રહ (સીંધી જૈન ગ્રંથમાલા) સં. જિનવિજયજી.
પુરાતત્ત્વ
પૂના ઓરીએન્ટલીસ્ટ
પૃથ્વીરાજ રાસો
પૃથ્વીરાજ વિજય
પ્રભાવક ચરિત—પ્રભાચંદ્ર (નિ. પ્રે.)
પ્રબંધ ચિંતામણિ—મેરૂતુંગ કૃત (ફા. ગુ. સ પ્રકાશિત અનુવાદ.)
પ્રવચન પરીક્ષા
પ્રસ્થાન
પ્રાચીન ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસની સાધન સામગ્રી—જીનવિજયજી
(અમદાવાદ સાહિત્ય સભા)
પ્રાચીન જૈનલેખ સંગ્રહ—જિનવિજયજી
પ્રાચીન લેખમાળા—(નિ. પ્રે.)
ફીરીસ્તા—બ્રીગ્સનો અંગ્રેજી તરજુમો.
ફ્લીટ જે. એફ.—ઇ. એ; કો. ઇ. ઇ.
બર્જેસનું કાઠીઆવાડ એન્ડ કચ્છ
બીલ્સ બુદ્ધિસ્ટ રેકર્ડ્સ
બીહાર અને ઓરીસા રીસર્ચ જર્નલ.
બુદ્ધિપ્રકાશ ૧૯૧૦, ૧૯૧૫, ૧૯૩૩
બુલ્હર—ઇ. એ.
બૃહત્સંહિતા—વરાહમિહિર

બ્રહ્માંડપુરાણ
ભગવાનલાલ ઈંદ્રજી—મું. ગે. ગ્રં. ૧ ભા. ૧
ભારતકે પ્રાચીન રાજવંશ—શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉ
ભારતીય જ્યોતિ.શાસ્ત્ર (મરાઠી)
ભાવનગરના પ્રાકૃત અને સંસ્કૃત ઇન્સ્ક્રીપ્શન્સ.
ભાવનગર પ્રાચીન શોધ સંગ્રહ
ભાવનગર સાહિત્ય પરિષદનો રિપોર્ટ
ભાંડારકર ડા. રા. ગો.—દક્ષીણનો પૂર્વસમયનો ઇતિહાસ
ભાંડારકર દે. રા.—એ. ઈ. ઈન્સ્ક્રીપ્શન ઓફ્ નોર્ધન ઈન્ડીઆ
ભાંડારકર રિપોર્ટ
ભોજ પ્રબંધ—રત્નમંદિરગણિ
મણિલાલ નભુભાઈ—દ્વયાશ્રયનું ભાષાંતર
મત્સ્યપુરાણ
મધ્યકાલીન ભારતીય સંસ્કૃતિ—ગૌ. હી. ઓઝા
મનુસ્મૃતિ
મહાભારત
મહાવીર ચરિત—હેમચન્દ્ર
માલવિકાગ્નિમિત્ર નાટકનો ગુજરાતી અનુવાદ—બ. ક. ઠાકોર
મિરાતે અહમદી
મુદ્રિત કુમુદચન્દ્ર પ્રકરણ
મુહણોત નેણસીની ખ્યાત
મુંબઈ આર્કીઓલોજીકલ સર્વે
મુંબઇ ગેઝીટીઅર
મુંબઇની આઠમી સાહિત્ય પરિષદનો રિપોર્ટ
મેરૂતુંગ—પ્ર. ચિં. ના કર્તા
મેવાડના ગુહિલો—માનશંકર પીતાંબરદાસ મહેતા.
મોહરાજ પરાજય—યશ:પાલ
યાજ્ઞવલ્કય—યાજ્ઞવલ્કયસ્મૃતિ
રઘુવંશ—કાલિદાસ
રત્નમાળા—કૃષ્ણાજી કૃત

રાજપુતાના મ્યુઝીઅમ (અજમેર)નો એન્યુઅલ રિપોર્ટ
રાજપુતાનેકા ઇતિહાસ—ગૌ. હી. ઓઝા
રાજાવલી કોષ્ટક—શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધનું પરિશિષ્ટ
રાજા ભોજ—વિશ્વેશ્વરનાથ રેઉનું પુસ્તક
રામલાલ ચુનીલાલ મોદી—ભાવનગરની સા. પ. નો રિપોર્ટ ઈ. વિ. કાન્તમાલામા
છપાયેલ લેખ અને ગુજરાતી વગેરેમા છપાયેલા લેખો.
રાસમાલા—ગુ ભા. આ. ૩. ફા. ગુ. સ. પ્રકાશિત
રાષ્ટ્રકૂટ્સ એન્ડ ધેર ટાઇમ્સ—અલ્તેકર
રીમેઇન્સ ઈન ધી બોમ્બે પ્રેસીડન્સી
રીવાઇઝ્ડ લીસ્ટ ઓફ ધી એન્ટીકવેરીઅન
રેવતગિરિ રાસુ (ગા ઓ સી)
લેખ પદ્ધતિ (ગા. ઓ સી)
વસંત રજત મહોત્સવ સ્મારક ગ્રન્થમા ગુજરાતનુ વહાણવટુ નામનો લેખ
વસંત—વર્ષ ૨૭, વર્ષ ૩૧
વસંતવિલાસ
વસ્તુપાલ ચરિત—જિનહર્ષગણિ
વસ્તુપાલ તેજપાલ પ્રશસ્તિ
વાગ્ભટાલંકાર—વાગ્ભટ કવિ (નિ પ્રે.)
વાયુપુરાણ
વિએના ઓરીએન્ટલ જર્નલ
વિક્રમાંકદેવચરિત—બિલ્હણ
વિચારશ્રેણી—મેરૂતુંગસૂરિ
વિન્સેન્ટ સ્મીથ—અર્લી હીસ્ટરી ઓફ ઇન્ડીઆ આ. ૩
વિમલ પ્રબંધ—લાવણ્યસમય કૃત
વિવિધતીર્થ કલ્પ કે તીર્થકલ્પ—જિનપ્રભસૂરિ
વિશ્વેશ્વરનાથ રેઉ—ભારતકે પ્રાચીન રાજવંશ
વિષ્ણુપુરાણ
વૈદ્ય ચિ.—મધ્યયુગીન ભારત, હીસ્ટરી ઓફ મીડીવલ હિન્દુ ઈન્ડીઆ.
વૈષ્ણવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ—દુ. કે. શાસ્ત્રી
વોટર્સયુવાન ચુઆંગ

વ્યાસસ્મૃતિ
સરસ્વતીપુરાણ
સ્ટડીઝ ઈન વાત્સાયન કામસૂત્ર (૧૯૨૯)
સાઉથ ઇન્ડીઅન ઇન્સ્ક્રીપ્શન્સ
સુકૃતકીર્તિ કલ્લોલિની
સુકૃત સંકીર્તન—અરિસિંહ
સુરતની સાહિત્ય પરિષદનો રિપોર્ટ
સુરથોત્સવ—સોમેશ્વર કૃત
સોલંકીઓકા પ્રાચીન ઇતિહાસ—ગૌ. હી. ઓઝા
શ્રી ધનપ્રસાદ મુન્શી—ગુજરાતી (૧૯૯૨) દીપોત્સવી અંક તથા પ્રસ્થાન પુ. ૧૯, અ. ૫
શ્રી ફાર્બસ ગુજરાતી સભાના પુસ્તકોની સવિસ્તર નામાવલિ.
શાકુંતલ નાટક—કાલિદાસ કવિ
શૈવધર્મનો સંક્ષિપ્ત ઇતિહાસ—દુ. કે. શાસ્ત્રી
હમ્મીર મદમર્દન—જયસિંહસૂરિ
હરિવંશ
હરિહર્ષદ ધ્રુવ—વિ. ઓ. જ.
હર્ષચરિત—બાણકવિ કૃત
હીસ્ટરી ઓફ ઇન્ડીઅન આર્કીટેકચર-ફર્ગ્યુસન
હીસ્ટરી ઓફ મીડીવલ હિન્દુ ઇન્ડીઆ ચિં. વૈદ્ય
હુલ્ઝ—એ. ઇ. તથા ઇન્સ્ક્રીપ્શન્સ ઓફ અશોક
હેમાદ્રિયાચે ચરિત્ર
જ્ઞાની ર. ધ—બુદ્ધિવર્ધક વ્યાખ્યાનમાળા ૧૯૩૪-૩૫

# અનુક્રમણિકા

## [ વિભાગ પહેલો ]

# ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ

## પ્રકરણ ૧૩ મું

## કુમારપાલ.

### વિ. સં. ૧૧૯૯ થી વિ. સં. ૧૨૨૯

#### કુમારપાલના વડવાઓ

સિદ્ધરાજ જયસિંહે પુત્ર કામનાથી સોમનાથની પગે ચાલીને યાત્રા કરી હતી પણ શકરે 'તારા ભાગ્યમાં પુત્ર નથી અને તારા પછી કુમારપાલ ગાદીએ બેસશે,[૧] એમ સિદ્ધરાજને કહ્યું, એવું સ્પષ્ટ કથન દ્વયાશ્રય (સ. ૧૫ શ્લો. ૫૫)માં તથા ચિતોડના કિલ્લાના કુમારપાલના લેખમા છે અને બીજા પ્રબધોમાં તેનો જ ઉતારો મળે છે. આ સ્પષ્ટ પુરાવાને આધારે સિદ્ધરાજને સાત પુત્રો હોવાની ભાટોની દંતકથા ખોટી માનવી પડશે[૧] અને સિદ્ધરાજને પુત્ર ન હોવાથી કુમારપાલ પાટણની ગાદીએ બેઠો એ જ સાચી વાત ઠરે છે. કુમારપાલની વંશાવળી દ્વયાશ્રયમાં તથા ચિતોડના કિલ્લાના લેખમા નીચે પ્રમાણે આપી છે. ભીમદેવ પ્હેલાને ક્ષેમરાજ નામનો પુત્ર હતો, આ ક્ષેમરાજનો પુત્ર દેવપ્રસાદ, દેવપ્રસાદનો ત્રિભુવનપાળ અને ત્રિભુવપાળને કુમારપાલ, મહીપાલ અને કીર્તિપાલ એ ત્રણ પુત્રો અને પ્રેમલદેવી તથા દેવલદેવી નામની બે પુત્રીઓ હતી. ક્ષેમરાજ ભીમદેવનો મોટો પુત્ર હોવા છતાં તેને શા કારણથી ગાદી ન મળી અને કર્ણને મળી

---

૧ ભાટોની ખ્યાતોમા સિદ્ધરાજને ગહિલરાવ, બાઘરાવ, તેજસી, મલખાન, જોબનીરાવ અને સગતિકુમાર એ સાત (નામ છજ છે) પુત્રો હોવાનું કથન મળે છે તેને ભાટોની, ટાઢાપોરની કલ્પનાજ ગણવી પડશે. (પ્રસ્થાન પુ. ૯ અ. ૩ પૃ. ૧૭૨)

એનો વિચાર ભીમદેવના ચરિત્રમાં કર્યો છે. એ ક્ષેમરાજનો પૌત્ર ત્રિભુવનપાળ સિદ્ધરાજનો એક સામંત અને લડાઈમા સહાયક હતો એ પણ દ્વયાશ્રયને આધારે ઉપર નોધ્યુ છે.[૧]

પોતાની પછી કુમારપાલને ગાદી મળશે એવુ પ્ર. ચિ (પૃ ૧૬૪) ના કહેવા પ્રમાણે સામુદ્રિક શાસ્ત્ર જાણનારાઓએ કહેલુ[૨] હોવાથી તેને હલકા કુળનો ગણીને સિદ્ધરાજ તેના વિનાશનો રસ્તો હમેશાં શોધ્યા કરતો હતો, એમ પ્રબંધોમા લખેલુ છે. કુમારપાલનું કુળ તેના પરદાદા ક્ષેમરાજની મા બઉલા દેવીને લીધે હલકુ ગણાતુ હતુ એવો પ્ર ચિ. નો અભિપ્રાય જણાય છે. કુમારપાળની મા કાશ્મીરાદેવી હલકા કુળની હોવાથી એ ગાદીએ બેસે તે સિદ્ધરાજને ગમતું ન હતુ એવું એક લેખકે લખ્યુ છે પણ તેને માટે શો આધાર છે તે તેણે દર્શાવ્યુ નથી[૩] જિનમંડનગણિએ તો કુમારપાલ ન હોય તો કદાચ સોમેશ્વર મને પુત્ર આપે એવી મિથ્યા કલ્પનાથી ત્રિભુવનપાલ વગેરેને મરાવીને કુમારપાલને મારવાનો સિદ્ધરાજે પ્રયત્ન કરવા માંડયો એમ લખ્યુ છે.[૪] પણ દ્વયાશ્રય, પ્ર ચિં વગેરેમા ન હોવાથી ત્રિભુવનપાલને સિદ્ધરાજે મરાવ્યાની વાત શંકાસ્પદ છે

### ગાદીએ બેઠા પ્હેલાં કુમારપાલને થયેલી રખડપટ્ટી.

કુમારપાલને મારી નાખવા માટે સિદ્ધરાજે પ્રયત્નો કરેલા એવું માનવા માટે પણ પૂરતા પુરાવા નથી, છતા રાજ્ય મળ્યા પ્હેલાં પાટણની બ્હાર કુમારપાલ ભટકતો હતો એટલી વાત ચોક્કસ છે. જો કે એ વાત દ્વયાશ્રયમા નથી લખી પણ કુમારપાલના મરણ પછી તરતમાં લખાયેલા મોહપરાજયમા 'કુતૂહલથી પૃથ્વીમા કુમાર-

---

૧ ભા ૧ પૃ ૨૨૬

૨ દ્વયાશ્રયમા શંકરે આવુ ભવિષ્ય ભાખ્યાનું કથન છે (સ ૧૫)

૩ જુઓ મોહપરાજયની અંગ્રેજી પ્રસ્તાવના પૃ. ૧૫

૪ જુઓ જયસિંહસૂરિનું કુ. ચ. સ. ૩ શ્લો. ૬૭થી ૬૯ કુ. પ્ર. પૃ. ૨૩

પાલ ફરતો હતો' એ રીતે લખ્યું છે.[૧] ત્યારે પ્ર. ચિ. માં તેમ જ જયસિંહસૂરિ, જિનમંડનગણિ વગેરેના પ્રબંધોમાં લખ્યું છે કે સિદ્ધરાજ મારી નાખશે એ બીકથી કુમારપાલ પાટણ છોડીને બ્હાર સતાતો ફરતો હતો અને સિદ્ધરાજના માણસો તેને શોધવા પાછળ ફરતાં હતાં. આ રખડપટ્ટીમા તેને અનેક પ્રકારનાં દુઃખો પડયાં, એકાદ વખત ત્રણ દિવસ ખાવાનુ પણ નહિ મળેલું, આ રીતે સાત વર્ષ રખડવામાં ગયાં અને છેવટ એક દિવસ (પોતે માળવામા હતો ત્યાં) કયાકથી સિદ્ધરાજના મરણના સમાચાર સાંભળી બનતી ઝડપે તે પાટણ પહોચ્યો.[૨] પ્રબંધોનાં કથન પ્રમાણે સિદ્ધરાજ ૧૧૯૯ કાર્તિક શુદિ ત્રીજને દિવસે મરણ પામ્યો, પછી ત્રીશ દિવસ સુધી સિદ્ધરાજની ચાખડીનુ (પાદુકા) રાજ્ય રહ્યું.[૩] કયાક ત્રણ દિવસ પાદુકા રાજ્ય કહ્યું છે તે તારિખો જોતાં ભૂલ લાગે છે.

ટુંકામાં સિદ્ધરાજના મરણ વખતે કુમારપાલ પાટણમા નહોતો અને એ ખબર સાભળીને બનતી ઝડપથી પાટણ પહોચ્યો એટલી વાત નક્કી. પાટણ આવી પોતાના બનેવી કાન્હડદેવને[૪] મળ્યો અને તેની મદદથી, બીજા બે ઉમેદવારો કરતા સૌને હુશીઆર જણાવાથી ગાદી ઉપર બેઠો. અને ૧૧૯૯ની માગશદ શુદિ ચોથે તેનો રાજ્યાભિષેક થયો.[૫] અને પ્ર. ચિ. કહે છે તેમ ૫૦ વર્ષનો

---

૧ एको यः सकल कुतूहलितया बभ्राम भूमण्डलम् ।

મોહપરાજય અ. ૧ શ્લો. ૨૮

૨ પ્ર. ચિં. પૃ. ૧૯૪–૧૯૫, પ્ર. ચ. હે. સૂ પ્ર. ૩૯૧થી ૩૯૪, જિ. ગણિનો કુ પ્ર. પૃ. ૨૪ થી ૩૩

કુમારપાલની આ રખડપટ્ટીની વિગતો પ્રબન્ધોમા ઘણા વિસ્તારથી વર્ણવી છે પણ એ વિસ્તાર દેખીતો કલ્પિત છે.

૩ જુઓ વિચારશ્રેણી, તથા જિ. ગણિનો કુ. પ્ર. પૃ ૩૩, ચ. પ્ર પૃ.૧૦૭

૪ આ કાન્હડદેવ કે કૃષ્ણદેવ કુમારપાલની બેન પ્રેમલદેવીને પરણ્યો હતો.

૫ કુમારપાલની ગાદીએ બેસવાની આ તારિખ વિચારશ્રેણીમા આપી છે.

પ્રૌઢ ઉમ્મરનો હોવાથી તથા દેશ પરદેશમાં ફરેલો હોવાથી કુમારપાલ હુશીઆરીથી રાજ્યનુ શાસન કરવા લાગ્યો[૧]

### શરૂઆતનાં કાવતરાં

ગાદીએ બેઠા પછી તરતમા રાજ્યના જૂના ખટપટી માણસોએ કુમારપાલને કપટથી મારી નાખવાનો પણ તાગડો રચ્યો હતો પણ તેને એ કાવતરાની અગાઉથી ખબર મળી જવાને લીધે કાવતરાખોરો ફાવ્યા નહિ અને રાજાએ મુખ્ય કાવતરાંખોરોને મારી નખાવ્યા[૨]

### કાન્હડદેવની ઉદ્ધતાઈ અને તેને કરેલી શિક્ષા

વળી મડલેશ્વર કાન્હડદેવ (કે કૃષ્ણદેવ) જેણે કુમારપાલને ગાદીએ બેસવામા મદદ કરી હતી તે રાજાની સભામા પણ તેના મનને ખૂચે એવી મશ્કરી કર્યા કરતો રાજાએ એકાદ વખત તેને સમજાવ્યો પણ તે સમજ્યો નહિ એટલે પોતાના મલ્લો પાસે તેના હાથ પગ ભાગી નખાવ્યા અને બેય આંખો ફોડાવી નાખી તેને ઘેર મોકલી દીધો.[૩] આ સખત પગલાંની અસર બીજા સામંતો ઉપર ઘણી સારી થઈ અને તે બધાએ ઉપલા બનાવ પછી રાજાની પગલ પગલે સેવા કરવા માંડી.[૪]

જેમ કુમારપાલે પોતાની વિરૂદ્ધ વર્તનારની સખત ખબર લીધી તેમ પોતાના ઉપર પ્હેલા ઉપકાર કરનાર ઉદયનના પુત્ર વાગ્ભટદેવને

---

અને એ સાચી છે કારણ કે સ. ૧૧૯૯ના માઘ શુ. ૧૦ને દિવસે કુમારપાલના રાજ્યમા પ્રાકૃત સુપાર્શ્વનાથ ચરિત્ર લખાયુ છે (જુઓ. જૈ. સા ઈ. પૃ. ૨૭૫) જિ. ગણિના કુમારપાલ પ્ર. મા માગશર વદિ ૪ લખેલ છે પણ તે ભૂલ છે.

૧ કુમારપાલની પસંદગી કેવી રીતે થઇ તેનુ વર્ણન પ્ર. ચિ. પૃ. ૧૬૬, પ્ર. ચ હે. સૂ. શ્લો. ૪૦૩ થી ૪૧૫ તથા કુ. પ્ર. પૃ. ૩૩મા આપેલ છે.

૨ જુઓ પ્ર. ચિં. પૃ. ૧૬૬ તથા કુ. પ્ર. પૃ. ૩૪

૩ કૃષ્ણદેવ સંબધી આ વૃત્તાન્ત પ્ર. ચિ. પૃ. ૧૬૭ તથા કુ. પ્ર. પૃ. ૩૩મા આપેલ છે.

૪ પ્ર ચિ પૃ. ૧૬૭

મહામાત્ય બનાવ્યો, આલિગ નામના માણસને મુખ્ય પ્રધાન બનાવ્યો, વૌસરિને લાટમંડલ આપ્યું વગેરે પ્રત્યુપકારના દાખલા પ્રબંધોમાં આપ્યા છે. પણ આ બાબતમા પ્રબંધોના કથનોમા ગડબડ જોવામા આવે છે તે આગળ મંત્રીમંડળના વર્ણન પ્રસંગે જોશું.

## અજમેરના આન્ન ઉપર ચડાઈ

કુમારપાલના પરાક્રમોમાં સૌથી વધારે મહત્ત્વનુ સ્થાન અજમેરના રાજા આન્ન ઉપરની ચડાઈને ઉત્કીર્ણ લેખોમા તથા પ્રબંધોમાં મળેલુ છે. વળી કાલાનુક્રમમા એ પ્હેલુ પરાક્રમ હોવાનો સંભવ છે. કુમારપાલ ગાદીએ બેઠા પછી થોડા વખતમાં જ એ બનાવ બન્યો લાગે છે. આ બનાવનુ જૂનામા જૂનુ વર્ણન દ્વયાશ્રય (સ ૧૬) માં મળે છે. દ્વયાશ્રયકાર લખે છે કે–"પછી એકાએક[1] સપાદ લક્ષના આન્ન રાજાએ ઉત્તરના રાજાઓ સાથે મળીને કુમારપાલ સાથે

---

૧ અજમેરનો રાજા ગુજરાત ઉપર શા માટે ચડી આવ્યો એ દ્વયાશ્રયમા તો કહ્યુજ નથી. ઉલટું અતર્કિત રીતે ચડી આવ્યો (સ. ૧૭-૭) એમ કહ્યુ છે. પ્ર ચિ. (પૃ ૧૯૮)ના કહેવાનો સાર એવો લાગે છે કે સિદ્ધરાજે જેને દીકરો માનેલો તે વાહડ કે ચાહડ પોતાને ગાદી ન મળવાથી આન્નને મળી ગયો અને ગુજરાત ઉપર તેને તેડી લાવ્યો. અને ચતુર્વિંશતિ પ્રબંધ (પૃ. ૧૦૩)માં જયસિંહસૂરિના કુમારપાલ ચરિત (સ. ૪ શ્લો. ૧૫૦ થી ૧૭૩) મા તથા જિ. ગણિના કુ પ્ર. (પૃ. ૪૦)મા લખ્યુ છે કે કુમારપાલની બેન દેવલદેવીને અજમેરના ચોહાણ રાજા આન્ન કે અર્ણોરાજને પરણાવી હતી હવે એક વખતે આ રાજા રાણી ચોપાટ રમતા હતા ત્યા રાજાએ સોગઠાને લક્ષીને ગુજરાતીઓને કાઈક ગાળ દીધી એટલે રાણીએ ગુસ્સે થઈને પોતાના ભાઇની બીક દેખાડી પરિણામે આન્ને લાત મારીને દેવળદેવીને કાઢી મુકી એટલે તે ભાઈ પાસે પાટણ આવી અને ભાઈને પોતાના વર સામે લડવા ઉશ્કેર્યો. હેમચન્દ્ર, તેનો ટીકાકાર અભયતિલક કે મેરૂતુગ જેવા જૂના કોઇએ લખેલું ન હોવાથી આ ચોપાટવાળી દંતકથા રાજશેખરસૂરિએ જોડેલી હોય કે એના વખતમા લોકમા ચાલતી હોય પણ એ વિશ્વાસપાત્ર નથી લાગતી. આન્ન કુમારપાલની બહેનને પરણ્યો હતો એવું સૂચન પણ દ્વયાશ્રયમા નથી એ ઘણુ સૂચક છે.

વિરોધ કર્યો. અને કુમારપાલને પાછળથી દબાવવા માટે પૂર્વના ( માળવાના ) રાજા બલ્લાલને બોલાવ્યો. આ રીતે અજમેરનો ચોહાણ રાજા ગુજરાત ઉપર ચડી આવે છે તેવા ખબર એક જાસૂસ મારફત કુમારપાલને મળ્યા એટલે તેણે નાન્દીપુર (નાદોદ)ના લશ્કરને બલ્લાલ સામે મોકલ્યુ અને આન્ન સામે પોતે ચડી ગયો." આ બલ્લાલ સામે ગયેલા લશ્કરનો ઉપરી કાક નામનો બ્રાહ્મણ હતો એમ "દ્વ્યાશ્રયના ટીકાકારે કહ્યું છે.[1] હવે બલ્લાલ સામેની ચડાઇની વાતને બાજુ ઉપર રાખી અજમેર ઉપરની ચડાઇનો વૃત્તાન્ત જોઈએ. પ્રબધોમા આ વૃત્તાન્ત જુદી જુદી રીતે આપેલો છે. દ્વ્યાશ્રયના કહેવા પ્રમાણે કુમારપાલ પોતે આન્ન સામે કચ્છના, સૌવીરના તથા સિન્ધુના ઘોડાઓ તથા આરણ્યક હાથીઓ સાથે નીકળ્યો. એ આબુ પહોંચ્યો અને બનાસ નદીને કાઠે થોડો વિશ્રામ લઈને, આબુનો રાજા વિક્રમસિંહ[2] જે પોતાનો સામત હતો તેને સાથે લઇ અજમેર તરફ ગયો છેવટે ચોહાણ રાજાના અને કુમારપાલના સૈન્યો વચ્ચે યુદ્ધ થયું, તેમા ચોહાણ રાજા હારી ગયો, એટલે નમી જઇને કુમારપાલ સાથે સલાહ કરી તથા પોતાની પુત્રી જલ્હણા કુમારપાલને પરણાવી[3]

દ્વ્યાશ્રયનુ આ વર્ણન તદ્દન સમકાલીન છે અને અસંભવાદિ દોષથી મુક્ત છે પ્રભાચદ્ર, રાજશેખરસૂરિ, જયસિંહસૂરિ, જિનમડન-

---

૧ દ્વ્યાશ્રય સ. ૧૬ શ્લો. ૨૩ ની ટીકા.

૨ આબુના પરમાર વશની વસ્તુપાલ તેજપાલના મદિરની તથા અચલેશ્વરની પ્રશસ્તિઓમા આપેલ વશાવલીમા જો કે વિક્રમસિંહનું નામ નથી પણ એ પ્રશસ્તિ પ્હેલા લખાયેલ દ્વ્યાશ્રયમા છે માટે એ સાચુ માનવું પડશે. (જુઓ ભારત કે પ્રાચીન રાજવશ ભા. ૧ પૃ. ૭૫).

૩ જુઓ દ્વ્યાશ્રય સ. ૧૬ શ્લો. ૨૪ થી તે સ. ૧૯ શ્લો. ૬૦

દ્વ્યાશ્રયનું આ વર્ણન જોતા ત્રણ દિવસ સુધી આનાકને લાકડાના પાજરામા કેદ રાખ્યા પછી પાછો ગાદીએ બેસાર્યાનું ચ. પ્ર. (પૃ. ૧૦૮) વગેરેનુ કથન વિશ્વાસપાત્ર નથી.

ગણિ વગેરે પ્રબન્ધકારો પણ કુમારપાલ રાજા અજમેરના ચોહાણ રાજા ઉપર ચડી ગયો હતો, એમ લખે છે,[૧] એ જોતા પ્ર–ચિં–માં અર્ણોરાજ ગૂર્જર દેશને સીમાડે આવી પહોચ્યો અને ત્યાં લડાઈ થઈ એમ લખ્યું છે[૨] તે ખોટું ઠરે છે. વળી કુમારપાલના સમયના ચિતોડગઢના મોકલજીના મદિરમાથી મળેલા વિ સં. ૧૨૦૭ ના લેખમા સ્પષ્ટ લખેલું છે કે "કુમારપાલ રાજા સપાદલક્ષ દેશને ખુદીને તથા તેના રાજાને તાબે કરીને જ્યારે ચિતોડ પાસે આવ્યો ત્યારે સમિદ્ધેશ્વરને ગામનું દાન આપ્યુ "[૩] આ શબ્દોથી, કુમારપાલ અજમેર ઉપર ચડી ગયો હતો[૪] અને ચિતોડ રસ્તે પાછો ફર્યો હતો એમ ચોક્કસ ઠરે છે. ચિતોડ પોતાને તાબે હોવાથી વળતા ત્યા આરામ લઈ ચિતોડના મદિરો તળાવો વગેરેની શોભા જોઈ તથા શિવમદિરને દાન આપ્યુ. વિ સં ૧૨૦૭ મા સમિદ્ધેશ્વરના આ દાનનો લેખ લખાયેલો હોવાથી આ લડાઈ તે પ્હેલાં થઈ હોવી જોઈએ[૫]

આ યુદ્ધ પ્રસંગમા કુમારપાલના કેટલાક માણસો ફરી ગયા કે

---

૧ જુઓ ચ. પ્ર પૃ. ૧૦૫, કુ. ચ. સ ૪ શ્લો ૨૧૩ થી આગળ, અને કુ. પ્ર' પૃ. ૪૦, પ્ર. ચ. હે સૂ. પ્ર. શ્લો. ૪૧૯

૨ પ્ર. ચિ. પૃ. ૧૯૮

૩ सपादलक्षमामर्द्य नम्रीकृतभयानक ।
स्वयमायान्महीनाथो ग्रामे शालिपुराभिधे ॥

એ. ઈ. ગ્રં. ૨ પૃ. ૪૨૨

૪ ચ. પ્ર. (પૃ. ૧૦૫) મા તો શાકભરીથી પાચકોશ છેટે યુદ્ધ થયુ એમ કહ્યુ છે.

૫ અજમેરનો આ રાજા આન્નકે અર્ણોરાજ વિ. સ. ૧૨૦૭ ને ૧૨૦૮ની વચ્ચે તેના મોટા પુત્ર જગદેવને હાથે માર્યો ગયો છે. (જુઓ ભારત કે પ્રાચીન રાજવશ ભા. ૧ પૃ. ૨૪૨) વિ. સ. ૧૨૦૭નો ઉપર કહેલો લેખ તથા આ હકીકત જોતા પ્ર. ચ. (હે. સૂ. પ્ર. શ્લો. ૪૨૩)મા ૧૧ વર્ષ સુધી કુમારપાલે અજમેર ઉપર હલ્લા કર્યા પણ જીત થઈ નહિ એમ જે લખ્યુ છે તે ખોટુ ઠરે છે.

શત્રુ પક્ષમા થોડે ઘણે અંશે મળી ગયાં હોય એવું લાગે છે પણ પ્રબધોના આ સંબધી વર્ણનોમા કલ્પના ઘણી છે તથા ગડબડ પણ ઘણી થઇ છે મૂળ દ્વયાશ્રય (સ ૧૮ શ્લો ૯૭) માં એટલું જ લખ્યું છે કે "આ લડાઈમા ગુજરાતના ચાહડ વગેરે આન્નના પક્ષમા ગયા હતા અને આન્નના મૂળ સેવકો ગોવિન્દરાજ વગેરે કુમારપાલના પક્ષમાં હતા " આ કથનનો પાછળથી ઘણો વિસ્તાર થયો છે. આ ચાહડ કુમારપાલની હસ્તિશાળાનો ઉપરી હતો એમ દ્વયાશ્રય (સ ૧૬ શ્લો ૧૪)મા કહ્યુ છે જો કે ચાહડના નામાન્તરો પાછળથી લખાયેલા જુદા જુદા પ્રબન્ધોમા જુદી જુદી રીતે આપ્યા છે[1] પણ સાચું નામ ચાહડ લાગે છે વળી તેને પ્ર ચિં મા ઉદયનનો પુત્ર કહ્યો છે તે તો શ્રી જિનવિજયજી કહે છે તેમ ભ્રાતિમૂલક અને અસંભવિત છે[2] આ ચાહડને પ્ર ચિ, પ્ર ચ. (શ્લો ૫૨૦) વગેરે કેટલાક પ્રબધોમા સિદ્ધરાજનો પ્રતિપન્ન પુત્ર કહ્યો છે, ત્યારે ચ પ્ર (પૃ. ૧૦૭) વગેરેમા તે ઉપરાત તેને માળવાનો રાજપુત્ર પણ કહ્યો છે અને તેણે સિદ્ધરાજના મરણ પછી પ્રધાનો પાસે રાજ્ય માગ્યુ પણ તેઓએ તેને પરવશનો ગણીને ન આપ્યુ માટે એ અજમેરના રાજાને જઇને મળ્યો એમ કહ્યુ છે આ કથનોને કશો જૂનો આધાર નથી, પણ એ ચાહડ હસ્તિશાળાનો ઉપરી હતો એમ જે મૂળ દ્વયાશ્રયમા કહ્યુ છે તેનો બીજા પ્રબધોમા પણ કોઈક રીતે નિર્દેશ

---

૧ પ્ર ચિ. ની કોઇ પ્રતમા ચાહડ નામ છે તો કોઇમા વાહડ છે, મોહ પરાજયમા કુમાર તિલક ત્યાગ ભટ્ટ (અ ૫ શ્લો ૩૬) નામ લખ્યુ છે; પ્ર ચ. (હે. સૂ પ્ર શ્લો ૫૪૬)મા ચારૂભટ અને જિ. ગ. કુ પ્ર મા અને જ. સૂ. ના કુ. ચ મા ચારભટ નામ છે જ્યારે ચ. પ્ર મા ચાહડ નામજ છે, અને મૂળ નામ તેજ લાગે છે ચારભટ્ટ કે ચારૂભટ્ટ તેના સસ્કૃત રૂપો જણાય છે મુ ગે. (પૃ ૧૮૪)મા આહડકે ચારભટ્ટ લખ્યુ છે.

૨ જુઓ. પ્રા. જૈ. લે સ. અવલોકન પૃ. ૯૧ તથા પ્ર. ચિ. પૃ. ૧૬૮ ટિ. ૮

થયો છે.[1] આ હસ્તિશાળાના ઉપરી ચાહડ ઉપરાંત આબુનો પરમાર રાજા વિક્રમસિંહ કુમારપાલની વિરૂદ્ધ થઈ ગયો હતો એમ પ્રભાવક ચરિત (હે. સૂ. પ્ર શ્લો ૪૭૭ થી ૫૧૨) ને અનુસરી જયસિંહસૂરિ તથા જિનમંડનગણિ કહે છે[2] વળી ચ પ્ર. (પૃ.૧૦૫)ને અનુસરી નડૂલનો કેલ્હણ વગેરે સામન્તો પણ કુમારપાલથી વિરક્ત હોવાનું તથા લાંચ વગેરે દ્વારા કુમારપાલના ઘણા માણસો અર્ણોરાજે પોતાના પક્ષમા લીધા હોવાનુ જિ-ગણિ કહે છે.[3] પ્રબંધોમા આપેલી આ લડાઈ સંબંધી આવી બધી વિગતોમા કેટલો વિશ્વાસ રાખવો એ પ્રશ્ન છે. બાકી મૂળ દ્વયાશ્રયમાથી જે ઉપર ઉતાર્યું છે તે બનાવ બન્યો તે સમયે જ લગભગ લખાયું હોઇને ચોક્કસ વિશ્વસનીય છે અજમેરના રાજા ઉપર કુમારપાલે વિજય મેળવ્યો હોવાની વાતનો ઉલ્લેખતો કુમારપાલના પોતાના અનેક ઉત્કીર્ણ લેખોમા તથા એના અનુયાયીઓના ઉત્કીર્ણ લેખોમાં કુમારપાલના વિશેષણરૂપે મળે છે.[4] અને કી-કૌ.

---

૧ પ્ર. ચિ. મા આ ચાહડ કે વાહડ ઉપરાત એક ચઉલિંગ નામના મહાવતે પણ લડાઇ વખતે અંકુશ છોડી દીધો (પૃ. ૧૯૮) એવુ કહેલું છે તે એકજ દંતકથાના બે કટકા થયા લાગે છે.

૨ કુ. પ્ર પૃ ૪૦ ૪૧, કુ. ચ. સ. ૪ શ્લો. ૪૩૬ થી ૪૩૮

૩ જુઓ કુ. પ્ર પૃ ૪૧

૪ વડનગરની સં ૧૨૦૮ ની પ્રશસ્તિમા નીચેનુ વચન છે—

अर्णोराजनराधिराजहृदये क्षिप्त्वैकबाणव्रज
श्च्योतल्लोहिततर्पणादमदयच्चण्डी भुजस्थायिनीम् ।

શ્લો. ૧૪ ગુ ઐ લે. નં. ૧૪૭ પ્રા લે મા. નં. ૪૫

વિ. સં. ૧૨૦૯ના ૧૨૧૩ના, તથા બીજા અનેક લેખોમા કુમારપાલને—

निर्जितशाकंभरीभूपाल અથવા निजभुजविक्रमरणांगणविनिर्जितशाकंभरीभूपाल (એ. ઈ. ગ્ર. ૧૧ પૃ. ૪૯ તથા ઈ. એ. ૧૯૧૨ પૃ. ૨૦૩ વગેરે) જેવાં વિશેષણો લગાડેલા છે.

વગેરે પ્રબંધોમાં કુમારપાલના મુખ્ય પરાક્રમોમાં આ વિજયનો ઉલ્લેખ કરેલો છે[1]

## માળવાના બલ્લાલને માર્યો

જો કે અજમેરના વિજય જેટલું મહત્ત્વ માળવાના બલ્લાલ ઉપરના વિજયને ઉત્કીર્ણ લેખોએ આપ્યુ નથી. પણ ઉપર દ્વયાશ્રયમાંથી કરેલા ઉતારામા માળવાનો બલ્લાલ પાછળથી હલ્લો કરવા આવતો હતો તેની સામે નાન્દીપુરના એટલે લાટના લશ્કરને [2]કાકની સરદારી નીચે મોકલ્યાનુ લખ્યુ છે. આગળ ચાલતા એજ ગ્રન્થમાં કહ્યુ છે કે જે વખતે કુમારપાલના આન્નની પુત્રી જલ્હણા સાથે લગ્ન થઈ રહ્યા એજ વખતે બલ્લાલને કુમારપાલના પાંચ સામન્તોએ મળીને હરાવ્યાના ખબર પણ આવ્યા.[3] બલ્લાલ સામે કુમારપાલ તરફથી લડવા ગયેલા આ સામન્તોના નામો દ્વયાશ્રયમા કે તેની ટીકામા નથી આપ્યા પણ આબુનો પરમાર રાજા યશોધવલ જે કુમારપાલનો સામત હતો તેણે બલ્લાલને મારવામા ભાગ લીધો હતો એમ આબુના તેજપાલના મદિરની પ્રશસ્તિમા "યશોધવલે કુમારપાલની સામે આવેલા માળવાના રાજા બલ્લાલને માર્યો" એવુ લખેલું છે તેથી સમજાય છે[4] વળી દ્વયાશ્રયના મૂળ કથનને કી કૌ. જેવા

---

१ हृदि प्रविष्टयद्बाणक्लिष्टेनाघूर्णित शिर ।
जाङ्गलक्षोणिपालेन श्याचक्षाणै. परैरपि ॥

કી. કૌ સ. ૨ શ્લો. ૪૬

સુ. સ (સ. ૨ શ્લો. ૪૩) વગેરેમા કી. કૌ ના આ વચનને મળતાં વચનો છે, જે ઉતારવાની જરૂર નથી.

૨ શ્રી. મુનશીની ગુજરાતનો નાથ અને રાજાધિરાજ વાર્તાઓમા જે કાક નામનુ પાત્ર આવે છે તેનુ મૂળ આ દ્વયાશ્રયનો કાક લાગે છે.

૩ જુઓ દ્વયાશ્રય સ. ૧૯ શ્લો ૧૦૦ થી ૧૨૬

૪ આબુ ચદ્રાવતીના પરમાર રાજાઓની જે વંશાવળી આબુના તેજપાલના મંદિરના વિ સ. ૧૨૮૭ના લેખમા આપી છે તેમા રામદેવ પછી

પ્રબન્ધનો તથા કુમારપાલના પોતાના સમયના વિ. સં. ૧૨૦૮ના તથા વિ. સં. ૧૨૨૫ના ઉત્કીર્ણ લેખોનો ટેકો છે.[1] એટલે માળવાના કોઈ બલ્લાલને કુમારપાલે માર્યો હોવાની વાતમા સદેહનુ કારણ નથી. પણ આ બલ્લાલ કોણ હતો? માળવાના પરમાર રાજાઓની વશા-

---

તેના પુત્ર યશોધવલનુ નામ છે અને તેને વિષે લખ્યું છે કે:—

..... ..... यशोधवल इत्यासीत्तनूजस्तत. ।
यश्चौलुक्यकुमारपालनृपतिप्रत्यर्थितामागतं
मत्वा सत्वरमेव मालवपतिवल्लालमालब्धवान् ॥

પ્રા. જૈ. લે સ લેખાક ૬૪ આબુની તેજપાલ મ દિરની પ્રશસ્તિ શ્લો. ૩૪. પણ આપણે ઉપર જોયુ તેમ દ્વયાશ્રયમા આબુના રાજાનુ નામ વિક્રમ-સિહ લખ્યુ છે એ ઉપરથી વિ સ. ૧૨૦૭ની આસપાસમા વિક્રમસિહ ગાદી ઉપર હોય અને આ યશોધવલ છૂટાયો હોઈને કુમારપાલે આપેલી કોઈ જાગીર ભોગવતો હોય એમ વિ. સ. ૧૨૦૨ ના અજારીમાથી મળેલા લેખમા परमारवशोद्भवमहामडलेश्वरयशोधवल એ રીતે શબ્દો મળે છે તે ઉપરથી લાગે છે. આબુના લેખમાથી વિક્રમસિંહનુ નામ કેમ પડી ગયુ એ કહેવું મુશ્કેલ છે. કદાચ વિક્રમસિહ થોડો વખત ગાદી ઉપર રહ્યા પછી યશોધવલ ગાદી ઉપર આવ્યો હશે. વળી આ વિક્રમસિહે કુમારપાલની વિરૂદ્ધ વર્તન કર્યું હોવાનુ તથા એ કારણથી તેને કેદમા નાખી તેના ભત્રીજા યશોધવલને ચંદ્રાવતીમા ગાદી આપ્યાનુ પ્ર. ચ. (હે. સૂ. પ્ર. શ્લો ૫૭૮)મા સ્પષ્ટ કથન મળે છે

[1] रागाद्भूपालवल्लालमल्लिकार्जुनयोर्मृधे
गृहीतौ येन मूर्धानौ स्तनाविव जयश्रियः ॥

કી. કૌ. સ. ૨ શ્લો. ૪૮

बल्लाद (ल) धाराधिप
श्रीमज्जागलभूपकुजरशिर'सचारपञ्चाननं' ॥

શ્લો. ૧૦

વલભી સં. ૮૫૦ વિ. ૧૨૨૫ નો ભદ્રકાળીનો લેખ
ભાવનગરના પ્રાકૃત અને સંસ્કૃત લેખો પૃ. ૧૮૭

વળીમા આવુ નામ હજુ પુરાતત્ત્વસંશોધકોને મળ્યુ નથી. વળી સિદ્ધરાજે જીતેલો માળવાનો પ્રદેશ કુમારપાલના તાબામાં હોય એ સ્વાભાવિક છે. એટલે બધુ જોતા સંભવ એવો લાગે છે કે માળવાનો રાજા યશોધર્મ સિદ્ધરાજને હાથે કેદ થયા પછી જ્યારે તેનો પુત્ર જયવર્મા કદાચ ગુજરાતના રાજાના સામત તરીકે માળવામાં રાજ્ય કરતો હશે ત્યારે ઘણુકરી દ્વારા સમુદ્રના હોઇસલા રાજા બલ્લાલે[1] —વીર બલ્લાલ બીજાએ કર્ણાટકના ચાલુક્ય લશ્કરના સેનાપતિ બનીને નબળા પડી ગયેલા માળવાના રાજાને હરાવી ત્યા પોતાની સત્તા જમાવી હશે આ બલ્લાલને મારીને કુમારપાલે આખા માળવાને પોતાને તાબે લીધુ અને જુદા જુદા પ્રાન્તો (વિષયો)મા વહેંચી માળવાના પૂર્વ વિભાગની સુપરત ભીલસા–ઉદયપુરમા થાણુ નાખી પડેલા પોતાના સુબા (મહાસાધનિક) રાજ્યપાલને કરી, એમ શ્રી. ડી સી ગગુલી તર્ક કરે છે તે યથાર્થ લાગે છે[2]

અને ઉપરનુ અનુમાન સાચુ હોય તો બલ્લાલનુ માથુ કાપી નાખ્યુ એવા જે શબ્દો લેખો તથા પ્રબંધોમા મળે છે તેનો અર્થ બલ્લાલને હરાવ્યો એટલો જ કરવો પડે, કારણ કે કુમારપાલના મરણ પછી પણ આ બલ્લાલ જીવતો હતો. વિ સ ૧૨૨૦ મા કુમારપાલના મહાસાધનિકે (સુબાએ) ભીલસા પાસે ઉદયપુરના ઉદાલેશ્વરને દાન આપ્યુ છે[3] તેથી કુમારપાલે માળવાના એ ભાગને તાબે કર્યો હોવામાં સંદેહ રહેતો નથી. આ લેખમા કુમારપાલ માટે અવતી-નાથ બિરૂદ વાપર્યું છે. પણ આ લડાઈ હેમચન્દ્ર કહે છે તેમ અજમેર ઉપર ચડાઈ વખતે જ કે તે પછી તરતમા અર્થાત્ વિ સં ૧૨૦૭–૮

૧ આ બલ્લાલનો સમય વિ સ. ૧૨૨૯ થી ૧૨૬૮ છે (જુઓ ડફની ક્રોનોલોજી પૃ. ૧૯૦) એ જોતા તેનુ આ પરાક્રમ દ્વાર સમુદ્રની ગાદી ઉપર બેઠા પ્હેલાનુ હોવાનો સભવ છે.

૨ જુઓ. ઈ. એ ૧૯૩૨ અકટોમ્બરમા 'પરમારો' વિષે તેનો લેખ.

૩ ઇ. એ. ગ્ર. ૧૮ પૃ. ૩૪૩ ગુ ઐ લે. નં. ૧૫૦.

માં થઈ છે એમ વિ. સ. ૧૨૦૮ ની વડનગર પ્રાકાર પ્રશસ્તિમાં "માળવાના રાજાના માથાને કુમારપાલે દરવાજામાં લટકાવ્યાનું કહેલું છે."[૧] તે ઉપરથી નક્કી થાય છે.

## મલ્લીકાર્જુન ઉપર ચડાઈ

કુમારપાલના જે ત્રીજા પરાક્રમને ઉલ્લેખ પ્રબન્ધોમા મળે છે તે કોંકણના રાજા મલ્લીકાર્જુનને માર્યાનો છે. પ્ર ચિ. ( પૃ ૧૭૧ )માં વિસ્તારથી આ કથા આપી છે, જેનો સાર એટલો જ છે કે "એક વખત રાજસભામા બેઠેલા કુમારપાલ પાસે કોઈ ચારણે કોકણના રાજા મલ્લીકાર્જુનના 'રાજ પિતામહ' બિરૂદની વાત કરી. એ બિરૂદ સહન ન થવાથી કુમારપાલે રાજાસભા તરફ સૂચક નજર કરી એટલે રાજાનું મન સમજનાર મત્રી આંબડે મલ્લીકાર્જુનનો નાશ કરવાનું માથે લીધું અને રાજાએ તેને પાચે અંગનો પોષાક આપી સામંતો તથા લશ્કર સાથે કોકણના રાજાને મારવા મોકલ્યો. આબડ ચીખલી અને વલસાડમાથી વહેતી કાવેરી (પ્ર. ચિ. માં કલવિણી નામ લખ્યું છે) નદી ઉતરી સામે કાઠે પડાવ નાખે છે ત્યાં તો લડાઈ માટે તૈયાર થઇને આવેલા મલ્લીકાર્જુને તેના લશ્કરને મારીને વીખેરી નાખ્યું. આ રીતે એકવાર હારી ગયા છતા બીજા નવા બળવાન સામન્તો સાથે તેને જ કુમારપાલે ફરી મલ્લીકાર્જુન ઉપર મોકલ્યો અને બીજી વખતે પાજ બાંધી, સૈન્યને સામે કાઠે ઉતારી, લડાઇમાં મલ્લીકાર્જુનને હરાવી, તેનું માથુ કાપી લીધુ અને મલ્લીકાર્જુનના દેશમાંથી લુટી આણેલી વસ્તુઓ સાથે તે માથુ પણ સભામાં બોંતેર સભાસદો સાથે કુમારપાલ બેઠા હતા ત્યાં તેના ચરણમાં મુકયું. અને તેના આ પરાક્રમથી પ્રસન્ન થયેલા રાજાએ શ્રી આબડને 'રાજપિતામહ'નુ બિરૂદ આપ્યું."

---

૧ द्वारालम्बितमालवेश्वरशिरःपद्मेन यश्चाहरत्

ગુ. ઐ. લે. ન. ૧૪૭ પ્રા. લે. ભા. ૧ લેખ નં. ૪૫ શ્લો. ૧૫

મલ્લીકાર્જુનને કુમારપાલે આ રીતે માર્યાની વાત ઓછા વધુ વિસ્તારથી ઘણાખરા પ્રબન્ધોમાં કહેલી છે.[૧] હવે આ વર્ણનને ઐતિહાસિક કસોટીથી તપાસી જોઈએ પ્હેલુ તો કોકણના રાજા ઉપર કુમારપાલની ચડાઇની વાત મુદ્દે સાચી હોવી જોઈએ કારણ કે કુમારપાલ પછી પોણોસો વર્ષે લખાયેલા કી. કૌ., સુ. સં. જેવા પ્રબન્ધોમા એની નોંધ છે એટલુ જ નહિ પણ સમકાલીન હેમચન્દ્રના કુમારપાલ ચરિત (સ ૬) મા પણ એનુ વિસ્તારથી વર્ણન છે. બાકી પ્ર ચિ. વગેરેમા મલ્લીકાર્જુનનું 'રાજપિતામહ' બિરૂદ રાજાથી સહન ન થયુ અને તેથી કોકણના રાજાને મારવા આબડને મોકલ્યો એમ જે લખ્યુ છે તે તો મેરૂતુગસૂરિની કલ્પના લાગે છે. પણ આ લડાઈના મૂળમા ઉડા ઉતરવા માટે ઉત્તરકોકણની ઐતિહાસિક સ્થિતિ જોવાની જરૂર છે. ઉત્તર કોકણ ઉપર એ વખતે શિલાહાર વંશના રાજાઓનુ રાજ્ય હતુ. તેઓ ઈ. સ ૯૭૩ સુધી રાષ્ટ્રકૂટ રાજાઓના સામન્ત હતા, પણ પાછળથી સ્વતત્ર થયા જણાય છે. તેઓની રાજધાની થાણામા અને પુરીમા હતી અને થાણા તથા કોલાબા જીલ્લાઓ તેઓને તાબે હતા ઉપરના વૃત્તાન્તમા કહેલો મલ્લીકાર્જુન આ શિલાહાર વશનો રાજા હતો એ પણ ચોક્કસ. એના શક સ. ૧૦૭૮ તથા ૧૦૮૨ (વિ. સ ૧૨૧૨ તથા ૧૨૧૬)ના શિલાલેખો ચીપલુણ અને વસઈમાથી મળ્યા છે[૨] આ શિલાહાર રાજાઓનું 'રાજપિતામહ'

---

૧ પ્ર. ચ. હે. સૂ પ્ર. શ્લો. ૭૨૩, ૭૨૪; જયસિંહસૂરિનુ કુ ચ. સ. ૪ શ્લો. ૪૫૫ થી ૫૩૧, જિ. ગણિનો કુ. પ્ર. ૩૮. ૩૯, ચા ગણિનુ કુ ચ. સ. ૩; અને કી. કૌ. (સ. ૨ શ્લો. ૪૭), સુ. સ. (સ. ૨ શ્લો ૪૩) વ. વિ. (સ. ૩ શ્લો. ૨૯) વગેરેમા ટુકી નોધજ છે. દા. ત

चूडारत्नप्रभाकम्र नम्र गर्वादकुर्वत. ।

कणश' कुकणेशस्य यश्चकार शरैः शिर. ॥

કી. કૌ. સ. ૨ શ્લો ૪૯

૨ શિલાહાર વશની વંશાવળી માટે જુઓ પરિશિષ્ટ ૨ અને મલ્લીકાર્જુનના લેખો વગેરે માટે મુ. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૮૫–૧૮૬ તથા ગ્ર. ૧૩ ભા. ૨ પૃ. ૪૨૬–૨૭ ડફની ક્રોનોલોજી પૃ. ૧૫૫

એ સાધારણ બિરૂદ હતું એ પણ ખરૂં છે. હવે મલ્લીકાર્જુને કર્ણના વખતથી ગુજરાતને તાબે ગયેલા અને પોતાની સરહદને અડતા પ્રદેશને દબાવવાનો પ્રયત્ન કર્યો હોય અથવા કુમારપાલને પોતાના રાજ્યની સરહદ જરા વધારવાનો લોભ થયો હોય ગમે તેમ પણ કુમારપાલે કોકણ ઉપર ચડાઈ કરી એ વાત સાચી છે અને મલ્લીકાર્જુનને મારી નાખ્યાની વાત સાચી હોય તો[1] આ લડાઈ વિ. સં. ૧૨૧૬ થી ૧૨૧૮ વચ્ચે થઈ હોવી જોઈએ કારણ કે શક સં. ૧૦૮૪ (વિ સ. ૧૨૧૮) નો મલ્લીકાર્જુનના અનુયાયી અપરાદિત્ય બીજાનો લેખ મળ્યો છે એમ પં ભગવાનલાલે લખ્યું છે પણ થાણા ગેઝીટીઅરમાં અપરાદિત્ય બીજાના શક. ૧૧૦૬ (વિ. ૧૨૪૦) પ્હેલાના કોઈ લેખની નોંધ નથી મળતી, એટલે ચોક્કસ અનુમાન કરવાનુ કાંઈ સાધન નથી.[2]

આ ચડાઈમાં કુમારપાલ જાતે ગયો હોવાનું તો કોઈએ નોંધ્યું નથી. પણ જૈન પ્રબંધો મલ્લીકાર્જુન ઉપરની જીતનો યશ ઉદયનના પુત્ર આંબડ કે આમ્રભટને આપે છે.[3] ત્યારે સોમેશ્વરે વિ. સં. ૧૨૮૭માજ લખેલી આબુના તેજપાલ મંદિરની પ્રશસ્તિમા ચદ્રાવતીના પરમાર ધારાવર્ષે 'કોકણના રાજાની પત્નીઓને રોવરાવી' એમ લખીને એ યશ ધારાવર્ષને આપ્યો છે[4] આ ધારાવર્ષ તે માળવાના બલ્લાલને મારનાર

---

૧ હેમચન્દ્રે પણ માથું કાપી નાખ્યાનુ લખ્યુ છે-કુ. ચ. સ. ૬ શ્લો.૭૦

૨ મુ. ગે. ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૧૮૬ અને મું. ગેઝીટીઅર ગ્ર. ૧૩ ભા. ૨ પૃ ૪૨૬-૨૮ અને ફ્લીટની ક્રોનોલોજી પૃ. ૧૬૪

૩ પ્ર. ચિ. વગેરેના ઉલ્લેખો પ્હેલા ટિપ્પણીમા નોધ્યા છે પણ સુ. સં. નો નીચેનો શ્લોક ઉતારવો યોગ્ય છેઃ—

अनूपभूपो वणिजापि यस्य
यतो जितः कौकणचक्रवर्ती ॥ સ. ૨ શ્લો. ૪૩

આ વણિજ-વાણીઓ તે આબડ.

૪ धारावर्षः समजनि सुतस्तस्य विश्वप्रशस्यः ।

યશોધવલને પુત્ર છે ચદ્રાવતીના પરમાર રાજાઓમાં ધારાવર્ષ પ્રખ્યાત રાજા થઈ ગયો છે એના વિ સ. ૧૨૨૦થી ૧૨૭૬ સુધીના પાંચ લેખો મળ્યા છે[1] એ ઉપરથી તેણે બહુ લાંબુ રાજ્ય કર્યું જણાય છે. આ ધારાવર્ષ કુમારપાલને સામન્ત હોવાથી જે લશ્કર કોંકણ ઉપર ચડી ગયુ હશે તેમા એ ગયો હોવાનો તથા ત્યા તેણે પરાક્રમ કર્યું હોવાનો સભવ છે અજમેરનો ચોહાણ રાજા સોમેશ્વર જે સ. ૧૨૨૬ મા ગાદીએ બેઠા પ્હેલા પાટણમાં રહેતો હતો તે પણ આ લડાઈમા ગયો હતો અને તેણે કોકણના રાજાને માર્યો હતો એમ પૃથ્વીરાજ વિજયમા લખ્યુ છે[2]

અને આબડ પ્રબધોના બીજાં કથનો ઉપરથી લાટનો અધિકારી હોય એમ જણાય છે.[3] અને એ જ કારણથી લાટના દક્ષિણ છેડા ઉપરની ચડાઈમા એને મોકલ્યો હોય એ સ્વાભાવિક છે. કોંકણના રાજાને મારીને લુંટ રૂપે કેટલી વસ્તુઓ આબડ ગુજરાતમાં લઇ આવ્યો તેની નોધ પ્રબધોમા આપી છે,[4] પણ એ કલ્પિત હોવાનો વધારે સંભવ લાગવાથી અહી ઉતારી નથી. કોકણના આ વિજયથી ગુજરાતના રાજાના હાથમાં કોઈ નવો પ્રદેશ આવ્યો જણાતો નથી.

---

क्रोधाक्रान्तप्रधनवसुधानिश्चले यत्र जाताश्च्यो
तन्नेत्रोत्पलजलकणा कौंकणाधीशपत्न्यः ॥

પ્રા. લે. લેખાક ૬૪ શ્લો. ૩૬

1 ભારતકે પ્રાચીન રાજવંશ પૃ ૭૮–૭૯

2 એજન પૃ. ૨૪૯

3 જુઓ પ્ર. ચિં પૃ ૧૮૫ થી ૧૮૭ તથા ૧૮૭ પૃ. ની ટિ. ૩૪

4 જુઓ પ્ર. ચિં. પૃ. ૧૭૨ જ. સૂ નુ કુ ચ. સ. ૪ શ્લો. ૫૨૪–૫૨૫ તથા જિ. ગ. નો કુ. પ્ર. પૃ. ૩૯ આમા સાડીચૌદ કરોડ દ્રવ્ય, સોનાના બત્રીશ કુભ વગેરે વસ્તુઓને દડ કહેલ છે. પણ જો રાજાને માર્યો હોય તો એ લુંટજ કહેવાય. વળી રાજાને માર્યો હોય કે હરાવ્યો હોય પણ એ પ્રદેશમાં ગુજરાતની સત્તા તો નથીજ સ્થપાઇ એમ પ્રબધોના વર્ણનથી તથા શિલાહાર રાજાના લેખોથી જણાય છે.

## સોરઠના બંડખોર સામે ઉદયનને મોકલ્યો.

ઉપરની ત્રણ ચડાઈઓની નોંધ સમકાલીન સાધનોમા મળે છે. પણ એ ઉપરાત જે એક ચડાઈનો ઉલ્લેખ પાછળના પ્રબંધોમાં મળે છે તેનું અવલોકન પણ અહીજ કરી લેવુ યોગ્ય છે. પ્ર-ચિ-(પૃ ૧૮૩) વગેરેમા શત્રુંજયોદ્ધારના પ્રસગમાં લખ્યું છે કે એક વખત સોરઠના સુવર[1] (બ્હારવટીઆ ?) સામે ઉદયનને લશ્કર સાથે મોકલ્યો હતો. પ્ર-ચ-(શ્લો. ૪૨૯)મા કહ્યુ છે કે કુમારપાલનો ભાઈ કીર્તિપાલ સોરઠ સામે ગયો ત્યારે તેને ઉદયને ખભાતથી પોતાના લશ્કરની મદદ કરી હતી. એ ગમે તેમ હો પણ કાઠીઆ-વાડના એ શત્રુ સાથેની લડાઈમા ઉદયનને વાગ્યુ અને એ વૃદ્ધમત્રી મરવા પડયો પણ તેના મનમાં શત્રુંજયના લાકડાના મદિરનો જીર્ણોદ્ધાર કરી પથ્થરનું મદિર બધાવવાનો વિચાર રમ્યા કરતો હોવાથી તેનો જીવ જતો ન હતો ત્યારે કીર્તિપાલે એ જીર્ણોદ્ધાર વાગ્ભટ કરશે એવું કબુલ કર્યું. અને વાગ્ભટે જીર્ણોદ્ધાર વિ. સં. ૧૨૧૧ કે ૧૨૧૩ માં પૂરો કરીને ધજા ચડાવી એમ પ્રબધોમાં લખ્યું છે.[2] જો એ બરાબર હોય તો આ બનાવ વિ. સં. ૧૨૧૧ પ્હેલાં બન્યો હોવો જોઈએ. અને જો કે કુમારપાલના કોઈ લેખમાં કે દ્વયાશ્રય, કી-કૌ-જેવા જૂના ગ્રંથોમા આનો ઉલ્લેખ નથી પણ સોલકીઓના સામત નડૂલના ચોહાણોના સુધાના વિ-સં-૧૩૧૯ ના લેખમાં નડૂલના ચોહાણ આલ્હણદેવે ગુર્જરેશની ઈચ્છાથી સૌરાષ્ટ્રના

---

૧ પ્ર. ચ. માં સોરઠના નવઘણ સામે મોકલ્યો એમ લખ્યું છે (હે. સૂ. પ્ર. શ્લો. ૪૩૦)

૨ પ્ર. ચિ. મા ૧૨૧૧ ની સાલ આપી છે (પૃ. ૧૮૫), પ્ર ચ. (હે. સુ. પ્ર. શ્લો. ૬૭૨) મા ૧૨૧૩ની સાલ આપી છે. પણ જ. સૂ. ના કુ. ચ. (સ. ૮ શ્લો. ૬૪૨)મા અને જિ. ગણિનો કુ. પ્ર. (પૃ. ૭૩) માં પણ ૧૨૧૧ સાલ આપી છે. ચા. ગણિએ પણ એજ સાલ આપી છે. (સ. ૭)

કુટિલ કાંટાને ઉખેડી નાખ્યો એમ લખ્યું છે.[1] આ આલ્હણદેવનો કિરાડુમાથી વિ. સં ૧૨૦૯ નો લેખ મળ્યો છે જેમાં એ પોતે કુમારપાલનો સામંત હોવાનું સ્વીકારે જ છે.[2] વળી વિ. સં. ૧૨૧૮નો તેના પુત્ર કીર્તિપાલનો એક લેખ મળ્યો છે,[3] જેમાં પણ આલ્હણે સૌરાષ્ટ્રિકોને હરાવ્યાનું કથન છે. એ જોતાં સોરઠમા કોઈએ બંડ કરેલું અને તેને દબાવવા જે જે સામંતો મોકલ્યા તેમા આ મોહાણ સામંત આલ્હણ પણ હતો એમ ચોક્કસ જણાય છે.

આ ઉપરાત પ્ર-ચિં. (પૃ ૧૯૭-૧૯૮)માં ઉદયનના પુત્ર વાગ્ભટના ન્હાનાભાઈ દાનશૂર ચાહડને સેનાપતિ બનાવીને કુમાર પાસે સપાદલક્ષ ઉપર મોકલ્યો હતો અને તેણે બંબેરા[4] નગર ઘેરો ઘાલીને લીધું તથા કુમારપાલની આણ ફેરવી વગેરે વર્ણન છે. આ બંબેરા નગરનો હજુ પત્તો લાગતો નથી. મુંબઈ ગેઝીટીઅરમાં કાઠી-આવાડનું બાબરીઆવાડ હોવાનો સંભવ સૂચવ્યો છે. રાસમાળા (પૃ. ૨૩૭ ટિ. ૧) મા સિંધમા કરાંચી જીલ્લામાં જૂનું શહેર હતું એમ લખ્યુ છે. સપાદલક્ષની રાજધાની તો આ વખતે અજમેરમાં હતી. વળી પ્ર ચ [5] મા લાટ સાથે ભંભેરીને પણ લખ્યુ છે અને એ બધા દેશો રાજાની કૃપાથી આમ્બડ ભોગવતો હતો એમ પણ કહ્યું છે. પરંતુ ચાહડ સંબંધી આ ગડબડીઆ વર્ણનમાંથી કાંઈ ઐતિહાસિક તત્ત્વ તારવી શકાય એમ લાગતું નથી.

---

૧ यत्साहाय्य प्रतिपदमहो गूर्जरेशश्वकांक्ष ॥ सौराष्ट्रे कुटिलोमर्कटक-भिदात्युद्दामकीर्तस्तदा । એ. ઈ. ગ્ર ૯ પૃ ૭૦ શ્લો. ૩૨-૩૩

૨ પ્રા. લે સ. ન. ૩૪૬ તથા એ ઇ. ગ્ર. ૧૧ પૃ. ૪૪.

૩ એ. ઈ ગ્ર. ૯ પૃ. ૬૮.

૪ મુ. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ ૧૮૬.

૫ પ્ર. ચ. હે. સૂ. પ્ર- શ્લો. ૭૨૫. ૭૨૬.

### અજમેરના રાજા વિગ્રહરાજે લીધેલો બદલો.

ગુજરાતના પ્રબંધો અને ઉત્કીર્ણ લેખો ગુજરાતના રાજાના વિજયો જ ગણાવે અને હાર વિષે મૌન રાખે એ સ્વાભાવિક છે. એટલે એ માટે પાડોશી રાજ્યોના ઇતિહાસો જ જોવા જોઈએ. જે અર્ણોરાજ કે આન્નને કુમારપાલે હરાવેલો તે અજમેરના ચોહાણ રાજાના પુત્ર પ્રતાપી વિગ્રહરાજ (વીસલદેવ) ચોથા (વિ. સં. ૧૨૦૯ થી ૧૨૨૦) એ કુમારપાલને કાંઇ ન થઈ શક્યું ત્યારે પિતાને હરાવવામાં કુમારપાલને મદદ કરનાર ચોહાણ સામત આલ્હણ ઉપર ચડાઇ કરી તેના નડૂલને ખેદાનમેદાન કર્યું અને જાબાલીપુરને બાળ્યું; એ હકીકત બીજોલ્યાના વિ. સં. ૧૨૨૬ ના સોમેશ્વરના લેખમાં નોધાઈ છે.[1]

કુમારપાલ રાસામા ગજનીનો સુલતાન ગુજરાત ઉપર ચડી આવ્યાની તથા હેમાચાર્યે મોકલેલ ચક્રેશ્વરી દેવીના ચમત્કારથી સુલતાન પાછો ગયાની વાતતો તદ્દન કલ્પિત છે.[2]

### કુમારપાલના દિગ્વિજય વર્ણનની કલ્પિતતા.

વળી જયસિંહસૂરિના કુ–ચ–માં તથા તેને અનુસરીને જિનમંડનગણિના કુમારપાલ પ્રબંધમાં હેમચન્દ્રના એક અતિશયોક્તિવાળા કથનનો વિસ્તાર કરીને કુમારપાલના કરેલા જાબાલપુર, સપાદલક્ષ, કુરૂમડલ, મધ્યદેશ, માળવા, પચાલ વગેરેના દિગ્વિજયનું વર્ણન કર્યુ છે.[3] એ વર્ણન કર્યા પછી પાછું સપાદલક્ષના અર્ણોરાજ

---

૧ જુઓ જ. બ. એ. સો. ગ્ર. ૫૫ પૃ. ૪૧. તથા કીલ્હોર્નની એ–ઈ–ગ્ર–૫ની એપેન્ડીક્સ ન. ૧૫૪

૨ જુઓ. ઋષભદાસકૃત કુમારપાલ રાસો (આનદ કાવ્ય મહોદધિ ૮.) એમાથી તથા ટોડસ ટ્રાવેલ્સ ઇનવેસ્ટર્ન ઇન્ડીઆ (પૃ. ૧૮૩–૧૮૪)માંથી રાસમાળા આ ૩ પૃ. ૨૯૦–૨૯૧માં કરેલો ઉતારો જેમા કુમારપાલને મુસલમાન ધર્મ તરફ વલણ થયું હતું એવું વાચી રમુજ ઉપજે છે.

૩ કુ. ચ. સ. ૪. શ્લો. ૧થી ૧૧૮, કુ. પ્ર. પૃ. ૩૫–૩૬. કુ. પ્ર. માતો પૂર્વ કુરુ, શૂરસેન, પચાલ, વિદેહ, મગધ વગેરે નામો અને ઉત્તરમાં કાશ્મીર,

ઉપરની ચડાઈનુ તથા માળવાના બલ્લાલ ઉપરની ચડાઈનું આ પ્રબધ-કારો વર્ણન કરે છે એ સ્થિતિ જ દિગ્વિજયના વર્ણનને કલ્પિત ઠરાવવા માટે પુરતી છે બીજી ઐતિહાસિક મુશ્કેલીઓ તો છેજ.

### કુમારપાલનાં લોકોપયોગી કાર્યો.

કુમારપાલના જેટલાં યુદ્ધકાર્યોની નોંધ પ્રબધાદિ ઐતિહાસિક સાધનોમા મળે છે, તેનો સાર ઉપર ઉતાર્યો છે. હવે બીજા કાર્યોમાં પ્રબધ લેખકો જૈન હોઈ ને તેઓએ જૈન મદિરો, સત્રાગારો, પોષધ-શાળાઓ વગેરે બધાવવાના કામને તથા કુમારપાલના જૈન ધર્મ સ્વીકારને ઘણું મહત્ત્વ આપ્યુ છે. અને સિદ્ધરાજ પેઠે સહસ્રલિગ સરોવર જેવુ મુખ્યત્વે લોકોપયોગી કોઈ કાર્ય કુમારપાલે કર્યું હોવાનું પ્રબધોમા નોધાયુ નથી. પણ વડનગરને ફરતો કોટ (પ્રાકાર) કરાવ્યો હોવાનુ વિ. સ ૧૨૦૮ની વડનગર પ્રાકાર પ્રશસ્તિમા લખેલુ છે.[1] અને ઝીંઝુવાડાના કીલ્લાના જૂના ભાગમા ક્યાક મહ. શ્રીઉદલ લખેલું મળે છે, એ ઉપરથી કેટલાક વિદ્વાનો ઉદયન મંત્રીએ એ કિલ્લો બધાવ્યો હશે એમ માને છે.[2] આ સંદિગ્ધ કાર્ય ઉપરાત, કુમારપાલના મત્રીઓએ કરેલા કેટલાક કાર્યોની પ્રબધોમા નોધ મળે છે તે મંત્રીમડળના વર્ણન પ્રસગમા આગળ જોવાશે.

### કુમારપાલનુ જૈનધર્મ તરફ વલણ.

સોલકી વશના રાજાઓ મૂળરાજના વખતથી શિવભક્ત હોવાના

---

ઉડ્ડીયાન, જાલધર, વગરે જે દેશનામો તે વખતે જાણવામાં હશે તેનો દિગ્વિજય કર્યો એમ લખી દીધુ છે. હેમચન્દ્રે મહાવીર ચરિત સ. ૧૨ શ્લો. ૫૨ માં ભવિષ્ય કથન રીતે જે કહ્યુ છે તેનો આ વિસ્તાર છે પ્રસ્તુત શ્લોક નીચે પ્રમાણે છે—:

सकौबेरीमातुरुष्क मैन्द्रीमात्रिदशापगाम् ।
याम्यामाविन्ध्यमावार्धिं पश्चिमां साधयिष्यति ॥

[1] આ પ્રશસ્તિ પ્રા. લે. મા. ભા. ૧ (લેખાંક ૪૫)મા તથા ગુ. ઐ. લે. ભા ૨. ન. ૧૪૭ મા છે.

[2] પ્રા. ટે. સં. અવલોકન પૃ. ૯૦ તથા રાસમાળા ભા. ૩ પૃ. ૩૫૧

પુરાવા મળે છે એ આપણે જોયું છે. કુમારપાલ પણ પોતાના કુલ ક્રમાગત ધર્મનો અનુયાયી હોય એ સ્વાભાવિક છે. પણ જૈનપ્રબંધોના કહેવા પ્રમાણે હેમચન્દ્રાચાર્યના ઉપદેશથી કુમારપાલે વિ સં. ૧૨૧૬માં જૈનધર્મનો સ્વીકાર કર્યો હતો.[1] પ્ર. ચિ. ના શબ્દોમા રાજાએ પરમાર્હતનુ[2] બિરૂદ પ્રાપ્ત કર્યું અને જૈનધર્મનો સ્વીકાર કર્યા પછી એ ધર્મનાં માંસ ત્યાગ, દ્યૂતનો ત્યાગ, મદ્યનો ત્યાગ, પરદારાગમન અને વેશ્યા ગમનનો ત્યાગ, ચૌર્યનો ત્યાગ, વગેરે વ્રતોનો સ્વીકાર કર્યો

### કુમારપાલે કરેલો અપુત્રિકા ધનનો ત્યાગ.

પણ જે કામ માટે કુમારપાલની ઘણી પ્રશસા કરવામા આવી છે–"પ્હેલાંના રઘુ, નહુષ, નાભાગ, ભરત વગેરે રાજાઓએ જે રૂદતીવિત્ત નહોતું છોડયું તે કુમારપાલે છોડી દીધુ" એમ કહેવામાં આવ્યુ છે–તે રૂદતીવિત્તનો ત્યાગ રાજકીય અર્થવ્યવહારની દૃષ્ટિથી બહુ અગત્યનો છે, માટે એનો જરા ઉડા ઉતરીને વિચાર કરવો પડશે આ અપુત્રિકાધન કે રૂદતીવિત્તનો ઉલ્લેખ રાજોરના ગૂર્જરપ્રતિહાર વશના રાજા મથન દેવના વિ. સં ૧૦૧૬ ના લેખમાં પણ મળે

---

૧ કુમારપાલે હેમચન્દ્રના ઉપદેશથી જૈન ધર્મનો સ્વીકાર કર્યો હતો અને મદ્ય ત્યાગ, માસત્યાગ વગેરે વ્રતો ગ્રહણ કર્યા હતા એટલી સામાન્ય વાત તો દ્વયાશ્રય સ ૨૦મા અને તેના મહાવીર ચરિત સ. ૧૨મા તથા કુ. ચ. મા છે. અને પછીનાં મોહપરાજય, કુમારપાલપ્રતિબોધ, પ્ર , ચિ., પ્ર. ચ. (હે. સૂ. પ્ર ), અને જયસિહસૂરિ વગેરેના કુમારપાલ પ્રબધોમા છે. પણ સં. ૧૨૧૬ની તારિખ જિનમ ડન ગણિએ આપી છે અને કુમારપાલે બાર વર્ષ સુધી હિસા બધ કરી એમ મોહ પરાજય (અ. ૪ પૃ. ૧૦૨)મા લખ્યું છે અને ૧૪ વર્ષ સુધી બધ કરી એમ પ્ર. ચિ. મા કહ્યુ છે (પૃ ૧૮૨) એનો અર્થ સ. ૧૨૨૯ મા થયેલી અમારી ઘોષણા પણ કુમારપાલના મરણ સાથે બધ પડી એમ કહી શકાય.

૨ પરમાર્હતનું બિરૂદ હેમચન્દ્રાચાર્યના ત્રિષષ્ઠિશલાકા પુરૂષ ચરિત્રની પ્રશસ્તિમા તથા વિ. સ. ૧૨૨૧ના જાલોરના લેખમા કુમારપાલ માટે વપરાયું છે ખરૂ (એ. ઇ. ગ્ર. ૧૧ પૃ. ૫૫, પ્રા. લે. સ. ન. ૩૫૨.)

છે.[1] એટલે મધ્યકાલીન રાજ્યોની આવકનાં સાધનોમા આ અપુત્રિકાધનનો પણ સમાવેશ થતો એમાં સંદેહ નથી. પણ આવા વિરલ દાનપત્રમા જ એનો ઉલ્લેખ મળે છે એ જોતા આ રિવાજ, બધા મધ્યકાલીન રાજ્યોમા સામાન્ય ન હોવો જોઇએ. વળી અપુત્રિકા ધનનો અર્થ જૈનપ્રબધોમા કરેલો છે તેવો જ આ લેખમા કરેલો છે એમ કહેવુ મુશ્કેલ છે સ્મૃતિઓ આ બાબતમા જે કહે છે તે એ છે કે ઔરસ પુત્ર, પુત્રિકાપુત્ર, દત્તક વગેરે બાર જાતના પુત્રક પ્રકારમાંથી એક પણ જાતનો પુત્ર વારસ ન હોય તો પછી પત્ની, દીકરીઓ, માબાપ, ભાઈ ઓ, ભાઈ ઓના પુત્રો, સગોત્રીઓ, મશીઆઈ, ફૂઇઆઈ, વગેરે ભાઈ ઓ, ગુરૂ, શિષ્ય વગેરેમાંથી એક પછી એક જે હોય તેને વારસો મળે એ કોઈ ન હોય તો શ્રોત્રિય બ્રાહ્મણનુ દ્રવ્ય બધા બ્રાહ્મણોને વહેંચી આપવું પણ રાજાએ ન લેવુ એમ મનુ અને યાજ્ઞવલ્કય કહે છે[2] અને બીજા વર્ણોનુ ધન ઉપર કહેલામાથી કોઈ પણ જાતનો વારસ નહોય તો રાજાએ લઇ લેવુ એમ મનુ કહે છે.[3] અર્થ શાસ્ત્રમા ટુકામા પણ નિયમ તો એજ આપ્યો છે[4] પણ પત્નીનું નામ વારસોના નામોમા લખ્યુ નથી એટલુ જ નહિ પણ બ્રાહ્મણ શિવાયના વર્ણોમા જો વારસ ન હોય તો સ્ત્રીના ભરણ પોપણ માટે તથા મરનારની ઉત્તરક્રિયા માટે યોગ્ય રકમ રાખી બાકીનુ રાજાએ લઇ લેવુ એવુ પણ એક વચન અર્થશાસ્ત્રમા છે[5] જો કે અર્થશાસ્ત્રનું આ વચન ધર્મશાસ્ત્રના ઉપર કહેલા વચનો જેટલુ સ્પષ્ટ નથી અને

---

૧ જુઓ એ. ઇ. ગ્ર. ૩ પૃ. ૨૬૬ તથા પ્રા. લે મા. ન ૧૨મા અપુત્રિકા ધન શબ્દ વાપર્યો છે.

૨ જુઓ મનુઅ. ૯ શ્લો. ૧૫૮ થી શ્લો. ૧૮૮ અને યા અ. ૨ શ્લો. ૧૨૮ થી ૧૩૬.

૩ મનુ અ ૯ શ્લો. ૧૮૯.

૪ જુઓ અર્થશાસ્ત્ર અ. ૩ અ. ૫ પ્ર. ૬૦.

૫ એજન.

એ ઉપર ઐતિહાસિક નિર્ણયનો આધાર ન રખાય પણ શાકુંતલમાં[1] "એક શેઠીઓ અપુત્ર મરી ગયો છે માટે તેનું ધન રાજ્યમાં આવવુ જોઈએ" એવુ કથન છે. અને કુમારપાલ સંબધી જૈન પ્રબંધોમા અપુત્રિકા ધન રાજ્યમા જપ્ત કરવાનો નિયમ રઘુનહુષના કાળથી ચાલ્યો આવતો હોવાનું જે વર્ણન મળે છે તેને બૌદ્ધ જાતકમાળા[2] અને ઉપર ઉલ્લેખેલુ શાકુંતલનાટકનુ કથન ટેકો આપે છે. એ જોતા ધર્મશાસ્ત્રનો નિયમ તો અતિવિરલ પ્રસંગે કોઈજ વારસ તરીકે ન મળે ત્યારે રાજ્યમા ધન જાય એવો હોવા છતાં પણ વ્યવહારમા કદાચ, સર્વત્ર નહિ તો કેટલાક પ્રદેશોમા રાજ્યની આવકના સાધન તરીકે આ નિયમ વપરાઈને માણસ અપુત્ર મરી જાય કે તરત રાજાના માણસો એની મીલકતનો કબજો લેવા દોડે એવા સખ્તરૂપમા ચાલતો હોય[3] અથવા એ નિયમની ક્રૂરતા બતાવવા માટે અને કુમારપાલની મહત્તા બતાવવા માટે જૈન પ્રબધોમાં આવું વર્ણન કર્યું હોય. ખરેખર શુ હશે એ નક્કી કહેવું મુશ્કેલ છે. ઔરસ પુત્ર સિવાયના વારસાના બીજા હક્કદારોનો ધર્મશાસ્ત્રે સ્થાપેલો અને ઘણા કાળથી ચાલ્યો આવતો નિયમ સાવ કોરે મુકી દેવામા આવે એ મનાવુ મુશ્કેલ છે અને જો એક સ્થળે એવો રિવાજ સહેલાઈથી ચાલુ થઈ શકે અને લોકો સહન કરી લીએ તો બીજા રાજાઓ આવકના આવાં મોટા સાધનનો ઉપયોગ કરવાનું ભૂલે એ પણ સંભવતુ

---

૧ શાકુંતલ અ. ૬.

૨ શ્રાવસ્તીના અપુત્ર લોભીઆનુ ધન રાજ્ય મહેલમા જતું બૌદ્ધજાતક કથામા વર્ણવાયુ છે (સયુત્ત નિકાય ભા. ૧ પૃ. ૯).

૩ જુઓ મોહ પરાજય અં ૩ નું વચન કે—

कुबेरस्वामी निष्पुत्र इति तल्लक्ष्मीर्नरेन्द्रगृहानुपतिष्टते ।

આમા પુત્ર એટલે ઔરસ પુત્ર એમજ અર્થ લાગે છે અને બીજો કોઇ વારસ છે કે નહિ એ પ્રશ્નજ નથી કરવામા આવતો. એજ રીતે જુઓ દ્વયાશ્રય સ. ૨૦ શ્લો. ૭૭મા પણ અપુત્ર વિધવાનુ ધન રાજા લીએ છે એટલુંજ કથન છે.

નથી એટલે મને તો એમ લાગે છે કે શાકુંતલના વચનને આધારે —જો કે એ વચન પણ સ્મૃતિનુ નથી એક નાટકનુ છે એ યાદ રાખવાની જરૂર છે, કેટલાક કહે છે તેમ પશ્ચિમ હિંદમા કે ગૂર્જર પ્રતિહારના ઉત્કીર્ણ લેખના આધારે હુ ધારૂ છુ તેમ ગૂર્જરોમાં, તે દ્વારા ગૂર્જર પ્રતિહારોમા અને ગુજરાતમા વારસાના ધર્મશાસ્ત્રોક્ત નિયમનુ પાલન કરવામા રાજ્યની આવકની દૃષ્ટિથી[1] વારસાના કેટલાક દૂરના હક્કદારોની કાંઇક અવગણના થતી હોય એવો સંભવ છે. અને કુમારપાલે ધર્મશાસ્ત્રોક્ત મૂળ નિયમનો બીજા રાજ્યોનાં ધોરણને અનુસરી બરોબર અમલ કરવાનો હુકમ કાઢયો હોય અને એ માર્ગે કુમારપાલને વાળવામા હેમચન્દ્ર જેવા જૈન આચાર્યનો કાંઇક હાથ હોય એટલુ માનવામાં વાધો નથી લાગતો. સિદ્ધરાજે જેમ સોમેશ્વરના યાત્રાળુઓ પાસેથી લેવાતો કર છોડી દીધો તેમ કુમારપાલે આ કર છોડી દઈને લોકો ઉપરથી કરનો બોજો ઓછો કર્યો.

## હિંસા મદ્યપાન માંસાહાર વગેરેની બન્ધી

આ અપુત્રિકા ધનના ત્યાગની વાત જરા વિસ્તારથી ચર્ચી છે, તે એ પ્રશ્નની આર્થિક ઉપયોગિતાના[2] કારણથી. હવે જૈન ધર્મની અસરથી અથવા પ્રબધોના શબ્દોમા હેમસૂરીના બોધની અસરથી રાજાએ હિંસાનીબધી, માસાહારનીબધી, મદ્યપાનની બન્ધી વગેરે જે જે સુધારાઓ કર્યા તેનુ ટુકામા અવલોકન કરી લઇએ. રાજાએ પોતે કરેલા માંસના ત્યાગનુ મહત્ત્વ સમજવા માટે એ વખતે રજપૂતોમા માસભક્ષણનો રિવાજ સામાન્ય હતો એ ધ્યાનમાં રાખવું

---

૧ આધુનિક મૃત્યુકર (Death duty) ને મળતો કાંઈક કાયદો ગુજરાતમાં ચાલતો હોય અને તેને પ્રબધકારોએ આવું રૂપ આપ્યુ હોય એ પણ અસભવિત નથી

૨ રાજ્યની આવકના સાધન તરીકે આ અપુત્રિકા ધનની ચર્ચા યુ. એન. ઘોસલે contributions to the History of Hindu Revenue system (1929) નામના પુસ્તકમા (પૃ ૧૧૨–૧૧૩ તથા ૨૩૫ થી ૨૩૭)માં કરી છે

જોઈ એ. મોહપરાજય ( અં. ૪ ) માં વિસ્તારથી કુમારપાલના પૂર્વજો હમેશાં ખાતા અને કુમારપાલે પોતે પણ દેશાન્તરમાં રખડતી વખતે એના ઉપર નિભાવ કરેલો એમ લખેલું છે મદ્યપાનનો રિવાજ પણ એ વખતે ઘણો સામાન્ય હતો. મોહપરાજય (અં.૪) મા યાદવોનો તથા ચાવડાઓનો મદ્યપાનને પરિણામે નષ્ટ થયેલા વંશો તરીકે દાખલો આપ્યો છે. પુરૂષોજ નહિ પણ રાજાઓની રાણીઓ પણ સોનાના પ્યાલાઓ (ચષક) મા મદ્યપાન કરતી હતી એમ બિલ્હણે[1] તથા અભિલષિતાર્થ ચિંતામણિમા સોમેશ્વરે લખ્યુ છે અને આ લેખકો કર્ણાટકની વાત કરે છે માટે એ રિવાજ કર્ણાટકમાં જ હતો અને બીજે નહોતો એમ માનવાનુ કારણ નથી

ત્રીજા વેશ્યા તથા પરદારાગમનના ત્યાગ વિષે વિશેષ લખવાનું નથી પણ કુમારપાલના સમયના કવિ રામચન્દ્રે "પરદારાગમન કરનારને તો ન્યાયી રાજા શિક્ષા કરે છે એટલે વેશ્યા ન હોય તો કામાર્ત માણસો બીચારા કયા જાય?" એમ લખ્યુ છે[2] આ વચન ઘણું સૂચક છે મોહપરાજ્યમાં એને મળતુ વચન છે.[3] કુમારપાલથી કે પાછળના કોઈ સુધારકથી આ સ્થિતિમા સુધારો થઈ શકયો નથી.

**દ્યૂતનો ત્યાગ**—આ દુર્ગુણ પણ છેક મહાભારતના વખતથી આ દેશમા ખાસ કરીને રાજાઓમા બહુ વ્યાપક હતો. મોહપરાજ્યમાં લખ્યુ છે કે દ્યૂતના કલહને પરિણામે કોઇના હાથ પગ કપાઈ ગયા છે, કોઈની આખ ગઇ છે, અને કોઇ નાગા ફરે છે, ઘરમા ગમે તેવું નજીકનું મરણ થઈ જાય પણ દ્યૂત રમનારા એ છોડે નહિ[4]

---

દક્ષિણમા કોઈપણ વારસ ન હોય તેનુ ધન યાજ્ઞવલ્કયની સૂચના પ્રમાણે દૂરના વારસોને મળતુ હોવાનો પુરાવો ઈ સ ૧૧૭૮ના મણગોલી લેખથી મળે છે. (જુઓ એ ઇ. ગ્ર ૬ પૃ. ૨૮)

૧ જુઓ વિક્રમાંક દેવચરિત સ. ૧૧

૨ જુઓ નલવિલાસમાંથી નાટય દર્પણ (પૃ ૧૪૮)મા કરેલો ઉતારો.

૩ वेश्याव्यसन तु वराकमुपेक्षणीय न तेन स्थितेन गतेन, वा. (મોહ પરાજય અં.૪ પૃ. ૮૩)

૪ મોહપરાજ્ય અ. ૪.

આવા દુષ્ટ વ્યસનોમા રાજકુમારો કેટલા ફસેલા હતા એ મોહપરાજય (અં. ૪ પૃ. ૮૮) મા મેવાડના રાજાનો કુમાર, સોરઠના રાજાનો ભાઈ, ચન્દ્રાવતીનો રાજા, નડુલના રાજાનો ભત્રીજો, ગોધ્રાના રાજાનો ભત્રીજો, ધારના રાજાનો ભાણેજ, અજમેરના રાજાનો મામો, કોકણના રાજાનો ઓરમાન ભાઈ, કચ્છના રાજાનો સાળો, મારવાડના રાજાનો દોહિત્રો અને સોલંકી રાજાનો કાકો એટલા રાજકુમારોને દ્યૂતરમતા વર્ણવ્યા છે, એ ઉપરથી સમજાશે.

### અહિંસાનો પ્રચાર.

રાજાના દાખલાથી કાઈક, તો કાઇક એના હુકમથી કુમારપાલના વખતમા આ અવગુણો કાઈક દબાયા હોય એવો સભવ મનાય પણ જૈનધર્મને જેનો અતિ આગ્રહ છે તે અહિસા સબધી રાજાના હુકમો સખત હોવા જોઇએ એ સ્વાભાવિક છે એ વિષે હેમચન્દ્ર લખે છે કે[1] "ખાટકીઓથી થતી હિસા બધ કરી તથા શીકારીઓથી થતી હિસા બધ કરી. દેવતાઓને મળતા બકરાઓના બલિ પણ પણ બધ કર્યા અને માસાદિના વેચાણથી જેની આજીવિકા ચાલતી હતી તેની આજીવિકા બધ થતા તેઓને રાજાએ ત્રણ વર્ષનુ ધાન્ય આપ્યુ"

જો કે આ ઓછું નથી અને ધાર્મિક જુગ્સાવાળો રાજા આટલું કરે એ સમજી શકાય ખરૂ પણ પ્રબધોમા કુમારપાલના હિસાની બધીના અમલ સબધી હાસ્યાસ્પદ અતિશયોક્તિવાળુ પણ વર્ણન મળે છે. દા ત. પ્રબધોમા લખ્યુ છે કે "સપાદલક્ષના એક અવિવેકી શેઠીઆએ હાથમા ચોળીને એક જૂને મારી નાખી અને અમારિનો અમલ કરાવનાર અમલદારને આ વાતની ખબર પડતા એ શેઠીઆને રાજા પાસે ઉભો કર્યો એટલે રાજાએ તેનુ સર્વસ્વ લુટી લઈ તેમાથી યૂકાવિહાર કરાવ્યો"[2] અને "રાજ્યના અગીઆરસો હાથીઓ,

---

૧ દ્વ્યાશ્રય સ. ૨૦.

૨ પ્ર. ચિ પૃ. ૧૯૨.

એંશીહજાર ગાયો તથા દશલાખ ઘોડાઓને ગાળેલુ પાણી પાવામાં આવતું."[1] આ લખાણો જૈન કવિસાધુઓની ધાર્મિક ઘેલછાવાળી કલ્પનાનુજ પરિણામ લાગે છે.અલબત્ત એના શ્રોતાઓ આવી વાતો યે માનતા હોવાનો સભવ છે. પણ કુમારપાલના વખતમાં જું કે માંકડ મારવા માટે બધી માલ મિલ્કત લુટાઇ જાય અથવા ક્ષેત્રપાલને માસનું નૈવેદ્ય ધરવા માટે માણસનો જીવ લેવામા આવે[2] એવી સ્થિતિ હોવાની કલ્પના વાંચનારે નજ કરવી. પ્હેલુ તો કુમારપાલના રાજ્ય અમલનાં છેલ્લા ૧૨ કે ૧૪ વર્ષ દરમિયાન જ એને જૈનધર્મના અહિસા વગેરે વ્રતો તરફ વલણ થયું હોવાનુ પ્રબધો કહે છે. વળી કુમારપાલના પુષ્કળ ઉત્કીર્ણ લેખો મળ્યા હોવા છતાં હિસાની બધીને લગતો એનો પોતાનો તો એક પણ ઉત્કીર્ણ લેખ મળ્યો નથી. જે બે લેખો હિંસા પ્રતિબધક મળ્યા છે તેમાનો એક મારવાડના છેક દક્ષિણ ભાગમાં આવેલા રત્નપુર ગામના શિવમદિરમાથી મળ્યો છે જેમાં લખ્યુ છે કે "કુમારપાલના સામત રત્નપુરના માલિક પૂનમાક્ષ દેવની મહારાણી ગિરિજાદેવીએ પ્રાણીઓને અભયદાન આપવા માટે શભુની કૃપાથી મળેલ રત્નપુર ચોરાશીમા દરેક માસની એકાદશીએ, ચૌદશે, અમાસે, અને પુનમે કોઈપણ જાતની હિસા ન કરવી એવું શાસન કાઢયું છે." આ લેખ સવત વગરનો છે.[3]

બીજા કિરાડુ (જોધપુર રાજ્ય)ના વિ. સ. ૧૨૦૯ ના લેખમાં કુમારપાલના સામત આલ્હણદેવે "દરેક માસની અષ્ટમી, એકાદશી, તથા ચતુર્દશીને દિવસે કોઇપણ પ્રકારના જીવને ન મારવાની આજ્ઞા

---

૧ જુઓ કુ. પ્ર. પૃ. ૬૦ યુવાન ચુઆંગે ઘોડાને તથા હાથીઓને ગાળીને પાણી પાવાની વાત મોલાપોના શીલાદિત્ય માટે લખી છે જુઓ વી. સ્મીથની અર્લીહીસ્ટરી ઓફ ઈન્ડીઆ આ. ૩ પૃ. ૩૨૪.

૨ નડુલની કોઈ સ્ત્રીએ માસનુ નૈવેદ્ય ક્ષેત્રપાલને ધરાવ્યુ એ સાભળીને ત્યાના સામ ત કેલ્હણે કુમારપાલનો ક્રોધ શાત કરવા માટે તે સ્ત્રીના ધણીને મારી નાખ્યો એવી વાત કોઇ પ્રબધમાથી મું. ગે. (ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૯૩)માં ઉતારી છે.

૩ પ્રા. જૈ લે સ. લેખાક ૩૪૫.

કરી છે અને એ હુકમનો ભગ કરનારનો પાચ દ્રમ્મ ( સવાથી દોઢ રૂપીઓ ) દડ થશે," એવું શાસન કાઢ્યું છે વળી "જો અપરાધી રાજાનો સેવક હોય તો તો દંડ એકજ, દ્રમ્મ થશે" એમ ઉમેર્યું છે[1]

ઉપરના બેય લેખો તળ ગુજરાતની બ્હારના છે એ સ્મરણમાં રાખવાનુ છે વળી કયા પ્ર ચિ. ની જું મારવા માટે સર્વસ્વ લુટી લેવાની વાત અને કયા અમુક દિવસોએજ હિસા ન કરવી અને કોઈ કરે તો એનો પાંચ કે એક દ્રમ્મ ( સવા–દોઢ રૂપીઆ કે ચાર છ આના ) જેટલો દડ ? આ ઉત્કીર્ણ લેખોના પુરાવાથી કુમારપાલના વખતમા જૈન અમારિને પરિણામે કાઇ ખાસ જુલમ નહોતો થતો એમ સ્પષ્ટ સમજાય છે પ્રબધોની ધર્મઘેલછાપ્રેરિત અતિશયોક્તિઓ માનવામા કેટલું સાવધાન રહેવાની જરૂર છે એનો પણ આ સારો દાખલો છે

કુમારપાલે રીતસર જૈનધર્મનો સ્વીકાર કર્યો હતો કે માત્ર જૈનધર્મ તરફ તેને સમભાવજ હતો એ નક્કી કહેવુ મુશ્કેલ છે. હેમચન્દ્રાચાર્ય પાસે ધર્મોપદેશની કુમારપાલે માગણી કરી અને આચાર્યે જૈનધર્મનો ઉપદેશ કર્યો તથા તેમનો ઉપદેશ સાભળીને રાજાએ જૈન વ્રતો ગ્રહણ કર્યાં એમ ત્રિપષ્ટિશલાકા પુરૂષ ચરિત્રની પ્રશસ્તિ, મહાવીર ચરિત (સ. ૧૨), દ્વયાશ્રય (સ ૨૦) વગેરે સમકાલીન હેમચન્દ્રાચાર્યના પોતાના તથા મોહપરાજય, કુમારપાલ પ્રતિબોધ જેવા નિકટ સમયના જૈન ગ્રન્થોમા તથા પાછળના કુમારપાલ સબધી અનેક ગ્રન્થોમા લખ્યુ છે વળી જૈનેતરનો લખેલો જે એકજ કીર્તિકૌમુદી ગ્રથ મળ્યો છે તેમાયે એને " જૈનધર્મમા પ્રેમવાળો " કહ્યો છે.[2] પણ

---

૧ એજન લેખાક ૩૪૯.

૨ वीतरागरतेर्यस्य मृतवित्तानि मुञ्चत. ।
देवस्येव नृदेवस्य युक्ताभूदमृतार्थिता ॥

કી કૌ. સ ૨ શ્લો. ૪૩

કુમારપાલના ઉત્કીર્ણ લેખોમાં એને માટે "શંકરના વરદાનથી જ જેને પ્રૌઢપ્રતાપ મળ્યો છે"[1] એવા શબ્દો મળે છે એ ઉપરથી ઘણાં વર્ષો પ્હેલાં શ્રી. કેશવ હર્ષદ ધ્રુવે, પ્રિયદર્શનાની પ્રસ્તાવના (પ્રથમાવૃત્તિ પૃ ૭૨) મા "જૈનધર્મીઓ પ્રત્યે સદ્ભાવ બતાવનાર પરમ માહેશ્વર કુમારપાલ સોલકીને જૈનબંધુઓ પરમ આર્હત માને છે." એ રીતે લખ્યુ છે. આ અભિપ્રાયની વિરૂદ્ધ હેમચન્દ્રાચાર્ય વગેરેના ગ્રન્થોના શબ્દો ઉપરાંત વિ. સ. ૧૨૨૧ના જાલોરના લેખના "પ્રભુશ્રી હેમસૂરિએ જેને ઉપદેશ આપ્યો છે એવા પરમાર્હત કુમારપાલ દેવે કરાવેલા શ્રીકુવરવિહાર નામના જૈનચૈત્યમા"[2] વગેરે શબ્દોને જિનવિજયજી મુકે છે. અને શિવભક્તને શોભે એવાં ઉત્કીર્ણ લેખોમાં આવતા ઉપર કહેલા વિશેષણો માટે ખુલાસો કરે છે કે "કુમારપાલે પૂર્ણ રીતે જૈનધર્મ સ્વીકાર્યો ન હતો તે સમયના આ લેખો છે અને પ્રથમાવસ્થામા એ નૃપતિ શૈવજ હતો માટે આવા વિશેષણો લગાડાય તે યોગ્યજ છે. બીજુ આવા વિશેષણો ચૌલુક્યોનાં કુલક્રમાગત આવેલાં હોય એમ જણાય છે, એટલે પરમાર્હત થયા છતાં એ વિશેષણોને ત્યાગ કરવાનુ કારણ નથી."[3] ખુલાસાની આ બેય દલીલો લેખોનાજ નીચેના પુરાવા આગળ જો કે ટકી શકતી નથી.

(૧) શ્રી. કે. હ. ધ્રુવે જે લેખોનો હવાલો આપેલો તે લેખો વિ. સં. ૧૨૦૭ અને ૧૨૦૯ના હોઈને કુમારપાલના જૈનધર્મ સ્વીકારની જે સાલ મનાય છે તે વિ. સ. ૧૨૧૬ પ્હેલાના છે એ વાત ખરી પણ બીજા તે પછીના લેખોમા દા. ત. વિ. સ ૧૨૨૦ના

---

૧ पार्वतीपतिवरलब्धप्रौढप्रतापश्रीकुमारपालदेव कल्याणविजय राज्ये, અથવા उमापतिवर लब्धप्रसादप्रौढप्रताप વગેરે.

પ્રા. જૈ. લે. સ. લેખાંક ૩૪૫-૩૪૬.

૨ જુઓ પ્રા. જૈ. લે. મા લેખાંક ૩૫૨.

૩ પ્ર. જૈ. લે. સં. પૃ. ૨૪૭.

ઉદયપુર (ગ્વાલીઅર)ના કુમારપાલના લેખમા[1] તથા શાંતિસૂરિના પ્રાકૃત ગ્રન્થની છે઼ ૧૨૨૫ મા લખાયેલ હાથપ્રતના અન્તમાં એજ "ઉમાપતિવર લબ્ધ પ્રૌઢપ્રતાપ" શબ્દો મળે છે.[2] આ પુરાવા આગળ પ્હેલી દલીલ તો નહિ ટકે અને (૨) "મૂળરાજથી આરંભી સોલંકી રાજાઓ શિવભક્ત હતા" એ વાત સાચી પણ ઉપર લેખોમાંથી ઉતારેલુ વિશેષણ તો કુમારપાલેજ પોતાને માટે પ્હેલુ યોજ્યું છે. એટલે બીજી દલીલ પણ નહિ ટકે.

### શિવભક્તિ ત્યજ્યા વગર જૈનધર્મનો સ્વીકાર.

છતા વિ. સ. ૧૨૨૧ના જાલોરના લેખના તથા હેમચંદ્ર વગેરેના પુરાવાને કાઢી નાખી શકાય એમ નથી. કુમારપાલે જૈનધર્મને કે જૈનધર્મના અહિંસાદિ સિદ્ધાન્તોને બીલકુલ ન સ્વીકાર્યા હોય તો હેમચન્દ્ર જેવા કુમારપાલના સમકાલીનથી તથા યશપાલ જેવા અજયદેવના સમકાલીનથી કુમારપાલ જૈનધર્મી હતો એમ લખી શકાય નહિ, એ દલીલ બહુ પ્રબલ છે. એટલે કુલક્રમાગત શિવભક્તિનો ત્યાગ કર્યા વગર જૈનધર્મનો જેટલો સ્વીકાર શકય હોય તેટલો કુમારપાલે કર્યો હતો એમજ નિર્ણય ઉપર આવવું યોગ્ય છે.

### કુમારપાલની ઉગ્ર શિવભક્તિના પુરાવા

"શિવની કૃપાથી પોતાને પ્રતાપ મળ્યો છે." એવુ પોતાના ઉત્કીર્ણ લેખોમા કોતરાવનાર કુમારપાલમા શિવભક્તિ પ્રખર હોવી જોઈએ એ દેખીતુ છે; આવી ભક્તિ પ્રથમાવસ્થામાં હતી અને પછી નહોતી એમ કહેવુ પણ મુશ્કેલ છે. કારણ કે પાછલા સમયના લેખોમા પણ એ શબ્દો છે જ, એટલું જ નહિ પણ વિ. સ. ૧૨૨૫મા સોમનાથના મદિરનો જીર્ણોદ્ધાર તે મંદિરના પાશુપતાચાર્ય ભાવ બૃહસ્પતિ પાસે કરાવી એ મદિરનું આચાર્યપદ વશપરપરા માટે તેને આપવા સાથે બ્રહ્મપુરી નામના ગામનું દાન આપતી વખતે એ

---

૧ જુઓ ઇ. એ. ગ્ર. ૧૮ પૃ. ૩૪૧

૨ શાતિસૂરિએ લખેલ પ્રાકૃત પૃથ્વી ચન્દ્રચરિત્રની સં.૧૨૨૫માં લખાયેલ હાથપ્રત જેસલમીર ભાંડાગારીય ગ્રન્થ સૂચી પૃ. ૧૭.

આચાર્ય તરફ ઘણી પૂજ્ય વૃત્તિ કુમારપાલે દર્શાવી હોવાનું પાટણના ભદ્રકાળીના મંદિરમાંથી મળી આવેલા ભાગેલા શિલાલેખના શબ્દોથી જણાય છે. એ લેખમાં કહ્યું છે કે "[1]ભાવ બૃહસ્પતિ નામના મંદિરના આચાર્યે સોમનાથના દેવાલયને જીર્ણ થયેલું જોઇને રાજાને એનો ઉદ્ધાર કરવાનું કહ્યું." કુમારપાલના સમયના લેખના આ સ્પષ્ટ શબ્દો જોતા પ્ર-ચિ-વગેરે પાછળના પ્રબંધોમાં હેમચન્દ્રની સૂચનાથી કુમારપાલે જીર્ણોદ્ધાર કર્યો હોવાનુ જે લખ્યું છે[2] તે પ્રબંધકારોની સ્વધર્મપ્રભાવક કપોલકલ્પના જ છે. અલબત્ત હેમચન્દ્રે અનુમતિ આપી હોય એ સંભવ છે. બાકી સોમનાથના જીર્ણોદ્ધારની પ્રેરણા કરનાર તો એ મંદિરના આચાર્ય ભાવબૃહસ્પતિ જ. સ્વાભાવિક પણ એ જ વાત છે. એ મંદિરનો જીર્ણોદ્ધાર પણ એ શિલાલેખમાં કહ્યા પ્રમાણે ભાવબૃહસ્પતિની દેખરેખ નીચે થયો. અને કામ પૂરૂં થયા પછી જૈનપ્રબંધો કહે છે તેમ સોમનાથની યાત્રા કુમારપાલે કરી,[3] ત્યારે "કૈલાસ જેવું સોમનાથનું નવું મંદિર જોઈને રાજા બહુ હર્ષ પામ્યા અને કહ્યુ કે "તને અને તારાં પુત્રપૌત્રાદિને આચંદ્રતારક આ ગંડપણુ (આચાર્યપદ) આપ્યુ છે" વળી ભાવ બૃહસ્પતિને અલંકારો આપ્યા, ગળામાં હાથ નાખીને તેને ભેટયા, પ્રણામ કર્યા અને પોતાના હાથમાંથી વીંટી કાઢીને તેને આપી[4]

---

1 गंडो भावबृहस्पतिः स्मररिपोरुद्वीक्ष्य देवालयं जीर्णं भूपतिमाह देवसदनं प्रोद्धर्त्तुमेतद्वच. ।

વલભી સં. ૮૫૦ (વિ. સં. ૧૨૨૫)નો ભદ્રકાળીના મંદિરમાથી મળેલો લેખ. ભાવનગર ઇન્સ્ક્રીપ્શન્સ પૃ. ૧૮૭ શ્લો. ૧૧.

૨ જુઓ પ્ર. ચિ. પૃ. ૧૭૬.

૩ એજન પૃ. ૧૭૯.

૪ दत्त्वालंकरणं करेण तु गले मुक्त्या प्रणम्याग्रतः ।
उत्सार्यात्ममहत्तमं निजतमामुच्छिद्य मुद्रामदात्
स्थानं भव्यपुराणपद्धतियुतं निस्तन्त्रभक्तव्ययम् ॥ શ્લો. ૧૩

ભાવ બૃહસ્પતિએ કાંઇક જૈનધર્મ વિરુદ્ધ આચરણ કર્યું તેથી એનો અધિકાર લઇ લેવામા આવ્યો અને પરિણામે તેણે આણુહિલપુર પાટણ આવી ચાર મહિના સુધી હેમાચાર્યની વંદના તથા સેવા કરીને તેની કૃપાથી અધિકાર પાછો મેળવ્યો વગેરે પ્ર. ચિં (પૃ. ૧૯૨)નું વર્ણન કરતો એ કહે છે તેમ પાટણના જૈનવિહારના કોઈ તપસ્વી વિષે હોય અથવા બ્રાહ્મણ ધર્મ વિરોધી મનની કલ્પનાજ હોય, પણ કુમારપાલની સોમનાથના આચાર્ય ઉપરની ભક્તિ જોતા એને વિષે તો નજ હોય એટલુ ચોક્કસ છે. છેવટ શૈવધર્મ તરફના કુમારપાલના પક્ષપાતના પુરાવા તરીકે નીચેની હકીકત ઘણી પ્રકાશક છે. કુમારપાલના પોતાના જે અનેક લેખો મળ્યા છે તેમાથી એમાજ ગામ ના દાનની વાત છે; (૧) વિ. સં. ૧૨૦૭મા ચિતોડમાં શ્રી. સમિદ્ધેશ્વરને ગામ આપ્યુ છે. અને બીજું વિ. સ. ૧૨૨૫મા સોમેશ્વરના આચાર્ય ભાવ બૃહસ્પતિને આપ્યું છે. અલબત્ત કુમારપાલના સામંતોએ તથા અધિકારીઓએ પોતપોતાની રૂચિ અનુસાર બ્રાહ્મણ ધર્મનાં મંદિરોને કે અનુયાયીઓને તથા જૈનમંદિરોને દાનો આપ્યા છે, એ જુદી વાત છે.

ટુંકામા ઉપરના પુરાવાઓ જોતા કુમારપાલ શિવભકત[1] હોવા છતાં જૈનધર્મનો ઉપદેશ સાભળતો તથા તેના નિયમો પણ પાળતો એમ કહેવુ પડશે આવી એક કરતા વધારે ધર્મભક્તિ હિંદુરાજાઓ માટે અસભવિત નથી. જૈનધર્મ તરફ જેને એવો દઢ અનુરાગ હોય

---

प्रासाद यदकारयत्स्मररिपोः कैलासशैलोपमं
भूपालस्तदतीव हर्षमगमत्प्रोवाच चेद वचः ।
श्रीमद्गण्डमहामति प्रति मया गडत्वमेतत्तव
प्रत्त सप्रति पुत्रपौत्रसहितायाचन्द्रताराहणम् ॥ શ્લો. ૧૪ ॥

ભાવનગર ઈન્સ્ક્રીપ્શન્સ પૃ. ૧૮૭

૧ કુમારપાલની શિવભક્તિ તો જૈન લેખકો પણ નોંધે છે જુઓ દ્વ્યાશ્રય સ. ૨૦ શ્લો ૯૨.

તે જૈન મદિરો પણ બંધાવે એ સ્વાભાવિક છે

### કુમારપાલનાં જૈન મંદિરો

દ્વયાશ્રય (સ. ૨૦) મા લખ્યુ છે કે "કુમારપાલે કારીગરોને મોકલીને કેદારેશ્વરના ખડિત થયેલા મદિરને સમરાવવાની તથા સોમનાથના મદિરનો જીર્ણોદ્ધાર કરવાની અમાત્ય વાગ્ભટને આજ્ઞા કરી, પછી અણહિલ પાટણમા તથા દેવ પાટણમા પાર્શ્વનાથના મદિરો કરાવ્યાં તથા પાટણમાં કુમારપાલેશ્વરનુ મદિર કરાવ્યુ"

હેમચન્દ્રના ઉપરના સાદા વર્ણનનો પાછળથી ઘણો વિસ્તાર થયો છે. મોહ પરાજય (અં. ૪ પૃ. ૯૩–૯૫)મા લખ્યું છે કે કુમારપાલે ત્રિભુવન વિહાર બધાવ્યો અને પોતે પ્હેલાં માસ ભક્ષણ કરેલું તેના પ્રાયશ્ચિત્ત તરીકે દાતની સંખ્યા જેટલા–બત્રીશ વિહારો કરાવ્યા. પ્ર. ચિ. (પૃ. ૧૯૧)માં પણ આ વાત છે. પણ એ ઉપરાત જુદા જુદા દેશમાં મળીને ૧૪૪૦ વિહારો કરાવ્યા એમ પ્ર. ચિં. (પૃ. ૧૮૨)માં લખ્યું છે જ્યારે કુમારપાલ પ્રતિબોધમા લખ્યુ છે કે પાટણમા કુમારપાલવિહાર બધાવ્યુ પછી ત્રિભુવન વિહાર બધાવ્યુ અને તે ઉપરાંત પાટણમા જ બીજાં ૨૪ મદિરો બધાવ્યા અને પાટણ બ્હાર તો અસખ્ય મદિરો બધાવ્યા. આ કથનોમા અતિશયોક્તિ સ્વાભાવિક છે. પણ કુમારપાલના જૈન ધર્મ તરફ વલણવાળા સામતોએ, જૈન મત્રીઓએ તથા જૈન શ્રીમન્તોએ જુદે જુદે સ્થળે કરાવેલા જૈન મદિરોની સંખ્યા મોટી હોવાનો સંભવ છે ઉત્કીર્ણ લેખોમાથી ફક્ત વિ. સં ૧૨૨૧ ના ઉપર વારવાર ઉદાહરેલા લેખમાં કુમારપાલે કાચનગિરિગઢ ઉપર ઉપર કુમાર વિહાર બધાવ્યો એમ કહ્યુ છે.

બધાં કથનો જોતાં અને ધાર્મિક ઉર્મિવાળી અતિશયોક્તિ બાદ કરતાં પાટણમાં કુમારપાલના સમયમાં કુમાર વિહાર અને ત્રિભુવન વિહાર નામનાં મોટાં જૈન મદિરો હશે અને બીજા ૨૪ કે ૩૨ ન્હાનાં મદિરો હશે એમ ચોક્કસ લાગે છે.

આ રીતે જૈન મદિરો જાતે બધાવનાર તથા બંધાવવામાં ઉત્તેજન આપનાર રાજા હમેશાં પ્રતિહારના હાથનો ટેકો લઈ કુમાર

વિહારમા દર્શન કરવા જતો, અને ત્યાં મૂર્તિની સ્તુતિ તથા આરતી કરતો વગેરે વર્ણન હેમચન્દ્રના પ્રાકૃત કુમારપાલ ચરિત (સ. ૨)માં છે અને કુમારપાલ પ્રતિબોધ ઉમેરે છે કે કુમારપાલ જૈન ઉત્સવો પણ પાળતો પાટણમા કુમાર વિહારમા ચૈત્ર અને આશ્વિન માસમાં મોટો ઉત્સવ થતો ઉત્સવને છેલ્લે દિવસે એટલે પૂનેમે હાથી રથમાં પાર્શ્વનાથની મૂર્તિ પધરાવી મોટો વરઘોડો કાઢવામાં આવતો.

## કુમારપાલની તીર્થયાત્રા

પ્રબધો કુમારપાલની બે તીર્થયાત્રાઓનુ વર્ણન કરે છે એક તીર્થયાત્રા સોમનાથના મદિરનો જીર્ણોદ્ધાર પૂરો થયા પછી કુમારપાલે કરી[1] એ વખતે હેમચન્દ્રાચાર્ય પણ સાથે હતા અને બીજી યાત્રા સંઘપતિ થઈને જૈન તીર્થોની કરી એમ પ્ર. ચિ. મા તથા તેને અનુસરીને કુ ચ. અને કુ પ્ર મા છે[2]

જ્યારે પ્ર ચ મા એક જ જૈન તીર્થોની યાત્રાની વાત છે[3] શત્રુંજય અને ગિરનારની યાત્રા કર્યાનું તો કુમારપાલ પ્રતિબોધમાં પણ કહ્યુ છે બધા પ્રબધો એકમત નથી અને કુમારપાલની ઉમ્મર જોતા તેણે બે તીર્થયાત્રા કરી હોય એમ માનવુ મુશ્કેલ છે છતા ગિરનારના પગથીઆ બધાવવાનો હુકમ પ્રબધો કહે છે[4] તેમ પોતે ગિરનાર ઉપર ન ચડી શકવાથી કુમારપાલે આપ્યો હોય તો એ પગથીઆ વિ. સ. ૧૨૨૨મા બધાઈ ગયા છે[5] માટે કુમારપાલ તે પ્હેલાં ત્યાં આવી ગયો હોવો જોઈએ. અને સોમનાથની પ્રશસ્તિ

---

૧ જુઓ પ્ર ચિં. પૃ ૧૭૮ થી ૧૮૨; તથા જયસિંહસૂરિનુ કુ ચ. સ. ૫ અને જિ. ગણિનો કુ. પ્ર પૃ. ૪૪–૪૫.

૨ પ્ર. ચિ. પૃ. ૧૯૫ જ-સૂરિનુ કુ ચ. સ. ૯ અને જિ. ગણિનો કુ. પ્ર. પૃ ૯૯થી.

૩ પ્ર. ચ હે. સૂ પ્ર શ્લો. ૮૩૮થી ૮૪૭

૪ પ્ર ચ. શ્લો. ૮૪૫, કુ પ્ર. પૃ. ૧૦૫ વગેરે.

૫ પ્રા. જૈ લે. સ. લેખાંક ૫૦–૫૧ તથા તે ઉપરનુ અવલોકન જુઓ.

વિ. સં. ૧૨૨૫મા લખાઈ છે; એટલે ત્રણ વર્ષ સુધી કુમારપાલ સોરઠમાં પડી રહ્યો હોય એમ માનવા કરતાં તેણે સોમનાથનું નવું મદિર જોવા માટે બીજીવાર યાત્રા કરી હોય એમ માનવું વધારે સયુક્તિક છે. કદાચ પ્હેલી યાત્રા પ્રસંગે જ સોમેશ્વરના જીર્ણ મદિરનો ઉદ્ધાર કરવાની વિનતિ ભાવ બૃહસ્પતિએ કરી હશે.

## મંત્રીમંડળ અને સામંત વર્ગ

કુમારપાલે ગાદીએ બેઠા પછી પોતાના ઉપર પ્હેલા ઉપકાર કરનારાઓને જે બદલો આપ્યો તેનુ વર્ણન કરતા પ્ર ચિ (પૃ. ૧૬૭) મા લખ્યુ છે કે રાજાએ પ્હેલા ઉપકાર કરનાર શ્રી ઉદયનના પુત્ર શ્રી વાગ્ભટને મહામાત્ય બનાવ્યો પણ પાછળના જયસિંહસૂરિ, જિનમડન-ગણિ વગેરે પ્રબધ લેખકો કહે છે કે ઉદયનને મત્રીશ્રેષ્ઠ કે મહા-માત્યનુ પદ આપ્યુ અને તેના પુત્ર વાગ્ભટને અમાત્ય બનાવ્યો કે બધા રાજકાર્યોમા અધિકાર આપ્યો.[1]

પ્ર ચિ ગ્રથ વધારે જૂનો હોવાથી તેનુ કથન વિશ્વસનીય ગણીને ઉદયનના મહામાત્ય પદની વાત હુ કલ્પિત ગણુ છું. તેથી એ છોડી દઈને વાગ્ભટની બાબત જરા વિગતવાર જોઈએ. પાછળના પ્રબધો એક મતે વાગ્ભટને મહામાત્ય કહે છે. એટલું જ નહિ પણ દ્વયાશ્રય (સ. ૨૦ શ્લો ૯૧–૯૨)માં યે અમાત્ય તરીકે વાગ્ભટનો ઉલ્લેખ મળે છે. પણ ત્યા એને ઉદયનનો પુત્ર કહ્યો નથી હવે સિદ્ધરાજ કુમારપાલના સમયમાં એક બીજો વાગ્ભટ પણ થઈ ગયો છે. એ સોમનો પુત્ર હતો તેણે વાગ્ભટાલકાર નામનો ન્હાનો સંસ્કૃત ગ્રથ લખ્યો છે[2] અને આ મહાકવિને તેનો ટીકાકાર સિંહદેવગણિ મહામાત્ય

---

૧ જુઓ કુ. ચ. સ. ૩ શ્લો. ૪૭૬ અને કુ. પ્ર. (પૃ. ૩૪)નુ નીચેનું વાકય.—

राजनीतिविदा राज्ञा पूर्वोपकारकर्त्रे उदयनाय महामात्यपदं दत्तं । तत्पुत्रो वाग्भटः सकलराजकार्यव्यापारेषु व्यापारित. ।

૨ આ ગ્રન્થ નિ. પ્ર. મા કાવ્યમાળા (અં. ૪૮)મા છપાઇ ગયો છે.

કહે છે.[1] પરંતુ વાગ્ભટાલંકારમાં બધે સિદ્ધરાજનો જ ઉલ્લેખ કરેલો મળે છે.[2] તથા પ્રભાવક ચરિતમાં વિ સં. ૧૧૭૯માં એક વાહડે (ઉર્ફે વાગ્ભટે) એક જૈન મંદિર બંધાવ્યાનું વર્ણન છે,[3] તે આ વાહડ વિષે જ સંભવે છે, કારણ કે ઉદયનપુત્ર વાહડનાં ધાર્મિક કાર્યોનું વર્ણન એજ ગ્રંથમાં જુદું કરેલું છે બધું જોતાં સિદ્ધરાજના વખતમાં આ સોમનો પુત્ર વાહડ કવિ થઈ ગયો એ ચોક્કસ હવે કુમારપાલના વખતમાં એક વાહડ કે વાગ્ભટ મહામાત્ય હતો એ પણ ચોક્કસ છે. કારણકે દ્વયાશ્રયના કથનને વિ. સં ૧૨૧૩ નું નાડોલનું તામ્રપત્ર સ્પષ્ટ ટેકો આપે છે.[4] પણ એ સમકાલીન લખાણોમાં વાહડના પિતાનું નામ નથી લખ્યું એટલે વિ સં. ૧૨૧૩માં જે વાહડ કુમારપાલનો મહામાત્ય હતો તે સોમનો પુત્ર કે ઉદયનનો પુત્ર કે કોઈ ત્રીજો જ એ કહેવું મુશ્કેલ છે ઉત્કીર્ણ લેખના મહામાત્ય વાગ્ભટ વિષે કશું વિશેષ જાણવાનું સાધન નથી અને સોમના પુત્ર વાગ્ભટ વિષે જે જાણવામાં આવ્યું છે તે ઉપર નોંધ્યું છે. પણ ઉદયનના પુત્ર વાગ્ભટના ધર્મ સંબંધી કાર્યો પ્રબંધોમાં વિસ્તારથી વર્ણવાયાં છે. ઉદયનની મરતી વખતની ઈચ્છાને માન આપી વાગ્ભટે શેત્રુંજાના આદિનાથના લાકડાના મંદિરનો જીર્ણોદ્ધાર કરી પથ્થરનું મંદિર બંધાવી વિ સં. ૧૨૧૧માં ધજા ચડાવી. એ ઉપરાંત શેત્રુંજાની તળેટીમાં વાગ્ભટપુર વસાવ્યું, તે શહેરમાં ત્રિભુવનપાલ વિહાર બંધાવ્યો અને દેવની પૂજા માટે બગીચાઓ કરાવ્યા વગેરે વગેરે. આ જીર્ણોદ્ધારના

---

૧ જુઓ કાવ્યાલંકાર શ્લો ૧૪૮ ટીકા.

૨ એજન શ્લો. ૪૫, ૭૬. ૮૧, ૮૫, ૧૨૫, ૧૨૯, ૧૩૨ વગેરે.

૩ જુઓ પ્ર. ચ. શ્લો. ૬૭ થી ૭૩.

૪ જુઓ ઈ. એ. ૧૯૧૨ પૃ. ૨૦૩ આ લેખમાઃ—

**महामात्य श्रीवाहडदेवे श्री श्री करणादौ सकलमुद्राव्यापारान्परि-पन्थयति ।** એ શબ્દો છે.

કામમાં કુલ એક કરોડ અને સાઠ લાખનો ખર્ચ થયો એમ પ્ર. ચિં. માં કહ્યું છે.[1]

આ વાગ્ભટના ભાઇ આંબડ–આમ્રભટના પરાક્રમનુ વર્ણન કોંકણ ઉપરની ચડાઇમા આવી ગયુ છે. આ આમ્રભટે પણ પિતાની ઇચ્છાને માન આપી ભરૂચમા શકુનિવિહાર બધાવ્યો હતો[2] આ કાર્ય વિ. સં. ૧૨૧૧મા થયું એમ એક પ્રબધકારે લખ્યુ છે,[3] ત્યારે બીજાએ સં. ૧૨૨૨માં થયુ લખ્યું છે.[4] આ આમ્રભટ ભરૂચમા અધિકારી હોવો જોઇએ એવો તર્ક મે ઉપર કર્યો જ છે

ઉદયનને ત્રીજો પુત્ર ચાહડ નામે હતો; એ મત્રી ચાહડને સેનાપતિ બનાવી સપાદલક્ષ ઉપર ચડાઇ કરવા મોકલ્યાનુ વર્ણન પ્ર. ચિ. (પૃ ૧૯૭)માથી ઉપર ઉતાર્યુ છે. એ વર્ણન ઐતિહાસિક બનાવનું હો કે ન હો પણ એક ચાહડ માળવામા વિ. સં ૧૨૨૨ મા અધિકારી–દડનાયક હશે એમ ઉદયપુરમાથી મળેલા વિ. સં. ૧૨૨૨ વૈશાખ સુદ ત્રીજના લેખમા તેણે ભંગારિ ચતુ.ષષ્ટિમા આવેલું એક ગામ દાનમા આપ્યુ છે તેથી જણાય છે.[5] આ ચાહડને સાત પુત્રો હતા એમ ગિરનાર ઉપરના એક ત્રુટિત લેખથી જણાય છે. અને એજ લેખમાં આ સાતમાનો મોટોભાઇ કુમારસિંહ કુમારપાલના કોષ્ટાગારનો અધિકારી હતો એમ કહ્યુ છે.[6] આ કુમારસિહ કે કુમરસિહ વિ. સ ૧૨૨૫મા કુમારપાલનો મહામાત્ય થયો હતો એમ

---

૧ જુઓ પ્ર ચિ. પૃ. ૧૮૩ થી ૧૮૫ તથા તે ઉપર ટિ. ૨૯ અને ૩૧ મા આપેલા ઉલ્લેખો. પાલીતાણા પાસે પૂર્વ બાજુમા જૂના ખડેરની કાઈક નીશાનીઓ મળે છે તે આ વાહડપુરની હોવાનો તર્ક સુ. ગે (પૃ. ૧૮૬ ટિ ૪)મા કર્યો છે.

૨ જુઓ પ્ર. ચિં. પૃ ૧૮૫ થી ૧૮૭

૩ જયસિંહસૂરિકૃત કુ. ચ. સ ૯ શ્લો. ૬૪૨

૪ જિ. ગણિનો કુ પ્ર. પૃ. ૭૪

૫ જુઓ ઇ એ. ગ્ર. ૧૮ પૃ. ૩૪૪, ગુ. ઐ. લે. ન. ૧૫૧

૬ જુઓ પ્રા. જૈ. લે. સ. અવલોકન પૃ. ૯૨ થી ૯૪

એક જૈન ગ્રથમા આપેલી પ્રશસ્તિથી જણાય છે.[1] ઉદયનના ચોથા પુત્ર સોલાક નામના માડલિકને સત્રાગારનુ બિરૂદ મળ્યુ હતુ એટલુ કહી પ્ર. ચિ (પૃ ૧૯૮) છોડી દે છે

## કુમારપાલના મહામાત્યો

કુમારપાલના ઉત્કીર્ણ લેખોમાથી વાહડ અને કુમરસિંહ નામના બે મહામાત્યોની નોધ ઉપર ઉતારી છે. એ ઉપરાત એમાંથી નીચેનાં નામોનો પણ પત્તો મળે છે વિ સ. ૧૨૦૯ માઘ વદિ ૧૪ ના કિરાડુના લેખમાં[2] અને સ ૧૨૧૬ શ્રાવણ વદિ ૧ ના બાલીમાથી મળેલા લેખમા[3] મહામાત્ય તરીકે મહાદેવનો ઉલ્લેખ મળે છે સિદ્ધરાજના પ્રકરણમા તેના નાગરકુળના મહામાત્ય દાદાકના પુત્ર જે મહાદેવનુ માળવાના સુબા તરીકે નામ વિ. સ. ૧૧૯૫ના ઉજ્જૈનના લેખમાથી નોધ્યુ છે.[4] તે જ આ મહાદેવ કુમારપાલનો મહામાત્ય હોવાનો સભવ છે. અને એમ જ હોય તો કદાચ કુમારપાલના રાજ્યના આરભથી તે છેક વિ સ ૧૨૧૬ સુધી મહાદેવ જ મહામાત્ય રહ્યો હોવો જોઈએ. અલબત્ત ઉપર જોયુ તેમ વચ્ચે ૧૨૧૩ માં વાહડ મહામાત્ય હતો. પછી વિ. સ. ૧૨૧૮–૧૨૨૦મા શ્રીજશોધવલ મહામાત્ય હતો એમ એક જૈન ગ્રન્થની પુષ્પિકા ઉપરથી તથા ઉદયપુર (ગ્વાલીઅર)ના એ વર્ષના પૌષ સુદિ ૧૫ ગુરૂના લેખથી જણાય છે[5] પછી સં ૧૨૨૫મા કુમરસિહ મહામાત્ય હતો અને સ ૧૨૨૭ મા વાધૂયન "શ્રી શ્રીકરણાદિ સમસ્ત મુદ્રાવ્યાપાર કરતા હતા"

---

૧ જુઓ શાતિસૂરિના પ્રાકૃત પૃથ્વીચન્દ્ર ચરિત્રની હાથપ્રતની પ્રશસ્તિ જે. ભા. ગ્ર સૂચી પૃ ૧૧

૨ જુઓ પ્રા. જૈ. લે. સ. લેખાક ૩૪૬

૩ પુરાતત્ત્વ પુ ૪ અ. ૧–૨

૪ જુઓ આજ ગ્રથમા પ્ર. ૧૨ પૃ ૨૪૮

૫ જૈ. સા. ઈ. પૃ ૨૭૯ અને ઇ. એ. ગ્ર. ૧૮ પૃ ૩૪૩

એમ જુદા જુદા જૈન ગ્રથોની પ્રશસ્તિમાથી મળે છે.[1] અને એક જૈન ગ્રથની પ્રશસ્તિમાથી મહામાત્ય પૃથ્વીપાલનુ નામ મળે છે.[2] આ પૃથ્વીપાલે આબુના વિમલવસહિ મદિરનો જીર્ણોદ્ધાર કર્યો હતો.[3] બીજા મત્રીઓમાં કપર્દી મત્રી વિષે પ્રબંધોમા ઘણી વાતો કહેલી છે.[4] તેણે કુમારપાલને સંસ્કૃત ભણવાની પ્રેરણા કરી એમ પ્ર. ચિ. માં લખ્યું છે. એજ ગ્રન્થમા વળી એક આલિગ નામના વૃદ્ધ પ્રધાનનો ઉલ્લેખ મળે છે.[5]

જે સમયનો આપણે વિચાર કરીએ છીએ તે સમયમા રાજ્યનાં જુદાં જુદા ખાતાઓના અધિકારીઓ, મહાલો અને પ્રાતોના વહીવટી અધિકારીઓ તથા મહામાત્યો પણ મત્રીઓ કહેવાતા, તેઓ જ સેનાપતિ બનીને લડવા પણ જતા વળી નવા જીતાયેલા પ્રદેશ ઉપર ખાસ વિશ્વાસુ માણસને દડનાયક તરીકે મુકવામા આવતા અને તેઓનો પણ મંત્રી મડળમા સમાવેશ થતો

## કુમારપાલના દંડનાયકો

કુમારપાલના વખતમા ચિતોડમા સજ્જન દડનાથ (સુબા) હતા એ વિ. સ ૧૨૦૭ના ચિતોડના શિલાલેખથી જણાય છે.[6] આ સજ્જન તે સિદ્ધરાજના વખતમાં સોરઠના દડનાયક હતા તે જ કે બીજા એ કહેવું મુશ્કેલ છે. પ્ર. ચિં (પૃ ૧૭૦)મા આલિંગ નામના કુભારને સાતસો

૧ શાતિસૂરિકૃત પ્રા. પૃથ્વીચદ્ર ચરિત્રની અને શીલાચાર્યના મહાપુરૂષ ચરિત્રની પ્રશસ્તિ (જે. ભાં. ગ્રન્થ સુચી પૃ. ૧૭ અને ૩૯)

૨ મલ્લીનાથ ચરિત્રની પ્રશસ્તિ (અપભ્રશ કાવ્યત્રયી પૃ. ૭૯)

૩ જુઓ સ. ૧૨૦૬ નો આબુનો શિલાલેખ (પ્રા. જૈ. લે. સ. ૧૫૭)

૪ જુઓ પ્ર ચિ. પૃ. ૧૮૭, ૧૮૮, ૧૯૦ વગેરે

૫ પ્ર ચિ. મા પૃ. ૧૯૩ માં તથા ૧૯૭ મા કહેલ આલિગ આલિગ એકજ છે કે જુદા તે કળાવુ નથી જુઓ પ્ર ચિ. પૃ. ૧૯૭ ટિ. ૭.

૬ કુમારપાલે સમિદ્ધેશ્વરને ગામનુ દાન આપ્યુ ત્યારે દડનાથ સજ્જને દીવા માટે એક ઘાણાનુ દાન આપ્યુ છે (જુઓ એ. ઇ. ગ્ર. ૨ પૃ. ૪૨૨).

ગામનુ ચિત્તોડનું પરગણુ આપ્યું એમ લખ્યું છે પણુ જયસિંહસૂરિએ દંટા નીચે પોતાને સતાડનાર સજ્જનને ચિતોડ આપ્યું એમ લખ્યુ છે[1] વસ્તુત ચિતોડનો દડ નાયક કુમાર હોવાનો સંભવ થોડો છે.

આજ પ્રમાણે નાડોલનો દડનાયક વઇજલ્જ કે વૈજલ્લદેવ હતો એમ વિ સ ૧૨૧૦ના ભાતુડના, સ ૧૨૧૩ના સેવાડીના તથા ૧૨૧૬ના બાલીના લેખથી જણાય છે.[2] માળવાના દડનાયક મત્રી ચાહડનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે સુરાષ્ટ્ર અથવા સોરઠમાં સિદ્ધરાજના વખતમા દડનાયક સજ્જન હતો એ સિદ્ધરાજના પ્રકર-ણુમા જોયુ છે પછી ગુહિલ કુળના કોઈ સાહારનો સહજીગ નામનો પુત્ર જે ચાલુક્ય (જયસિંહ)નો અંગરક્ષક હતો તે સુરાષ્ટ્રનો સુબો થયો હતો, એમ વિ સ ૧૨૦૨ આશ્વિન વદી ૧૩ ના માગરોળની સોઢડી વાવના શિલાલેખથી જણાય છે[3]

## કાઠીઆવાડના ગોહેલ રાજવશીનો મૂળ પુરૂષ

આ ગુહિલ કુળ તે મેવાડના ગુહિલોનુ માળવાના વિજયથી મેવાડ પણુ સિદ્ધરાજના તાબામા આવ્યો, એ ઉપર જોયું છે. પરિ-ણુામે મેવાડનો સહજીગ નામનો કોઈ ગુહિલવશી રાજપૂત સિદ્ધરાજની સેવામા રહ્યો હશે અને લેખના શબ્દો ઉપરથી સિદ્ધરાજે જ એ સહજીગને સોરઠનો અધિકારી નીમ્યો હોય એમ જણાય છે. એ સહજીગના પુત્ર સોમે પિતાના નામથી સહજીગેશ્વર નામનુ મદિર બધાવ્યુ અને તેના જ્યેષ્ટ ભાઈ મૂલુકે એ દેવની પચોપચાર પૂજા માટે આ શાસન આપ્યુ છે જેમા જુદી જુદી વસ્તુઓ ઉપર કર નાખી એ મદિરને આવક બાધી આપી છે આ કરો કે લાગાઓની

---

૧ કુ ચ સ ૩ શ્લો પર૪

૨ જુઓ પ્રો રી આ સર્વે. વે. સ ૧૯૦૭ પૃ પર તથા ૫૫ અને પ્રા જૈ. લે સં લેખાક ૩૨૬

૩ જુઓ રીવાઇઝડલીસ્ટ ઓફ એન્ટીકવેરીએન રીમેઇન્સ ઇન ધી બો. પ્રે. પૃ. ૨૪૬

વિગત એ વખતની કરપદ્ધતિ સમજવામાં ઉપયોગી હોવાથી ઉપલા લેખમાથી થોડી વિગતો નીચે ઉતારી છે—

શ્રી મગલપુર (માંગરોળ)ની શુલ્કમડપિકા (દાણ લેવાની માંડવી) ઉપર રોજ એક કાર્ષાપણ (ત્રાંબાનો એક તોલા વજનનો સીક્કો)નો લાગો, તલારા ઉપર એક કા નો પોઠીઆની છાટ ઉપર ૧ કા. દાણા ભરેલા ગાડા ઉપર ૪ કા. ગધેડાની છાટ ઉપર ૦॥ કા. પાન ભરેલા દરેક ઉટ ઉપર ૦॥ કા; પાનના વેપારીઓ ઉપર પાનનાં બીડા, પાન ભરેલી ગાડી દીઠ દ્રમ્મ એક, ખેતર દીઠ સારૂ પાકે તો કા. ૧ આજ રીતે ચોરવાડ તથા વળેજ ઉપર લાગો. અને લાઠોદર પથકમા રાહદારી જકાતની માડવી (वहत्तशुल्कमडपिका)માથી ઠ. શ્રી મૂલુકે રોજનો એક રૂપક ઠરાવી આપ્યો[1] ચોરવાડના બધા મહાજને એકમત થઇને વીસણવેલી ગામ પાસેની દેગુયા નામની વાવ રાજાની અનુમતિથી આપી. વળી વામનસ્થલી (વણથલી)માં દાણની માડવી ઉપર રોજનો કા. ૧ તથા ઘૃત ઉપર રોજનો કા ૧ તથા પાનની વાડીમાથી રોજના પાન સો, પાનની દુકાનમાથી રોજનાં પાન ૨ તથા સોપારી ત્રોફો ૧ એ પ્રમાણે લાગાઓ નોધેલા છે.

એ જમાનામા ધર્મસ્થાન માટે લોકો ઉપર કેવી જાતના કરો રાજ્ય તરફથી નખાતા એનો આ આબાદ નમુનો છે છાટ, માણક, ગડડ (ગાડુ), બીડહરા (બીડા), હટ્ટ (હાટ) વગેરે દેશી શબ્દોનો વપરાશ થતો હતો એમ પણ આ લેખથી જણાય છે. સોરઠના આ ગોહેલ કુળના દડનાયક મૂલુકની સતતિ કાઠીઆવાડના હાલના ગોહેલ રાજવશો છે એટલુ અહી નોધવું જોઈએ.

આ મૂલુકનો અધિકાર કેટલા વખત સુધી ચાલ્યો એ કહેવું મુશ્કેલ છે પણ સ ૧૨૨૨મા સોરઠનો અધિકારી શ્રીમાળ જ્ઞાતિના શ્રી રાણિગનો પુત્ર શ્રી આબાક હતો અને તેણે ગિરનારના પગથીઆ

---

૧ આ રીતે એક રૂપ્યક નાડલાઈના ત્રણ જૈન મદિરોને બદરી (હાલનાં બોરલી)ની માડવીમાથી સમસ્ત મહાજન ભટ્ટારક અને બ્રાહ્મણો વગેરે તરફથી આપવાનું સ. ૧૨૧૩ના નાડોલના તામ્રપત્રમા લખ્યું છે.

કરાવ્યા એમ સં ૧૨૨૨ના તથા ૧૨૨૩ના ગિરનારના લેખોથી નક્કી થાય છે[1] એટલે પ્ર. ચિં મા તથા પ્ર. ચ માં ઉદયનના પુત્ર વાગ્ભટે ગિરનારનાં પગથીઆ બંધાવ્યાં એમ જે લખ્યું છે તે ભ્રમ ભરેલું ઠરે છે.[2]

લાટના દંડનાયકનું પદ ભરૂચના બ્રાહ્મણ વૌસરિને પોતાની સાથે રખડપટ્ટીમાં એ હતો એના બદલામાં કુમારપાલે આપ્યું હતું. વટપદ્ર (વડોદ્રા,નું ચણા આપનાર કટુકને આપ્યું હતું. તથા દહીં સાથે ભાત ખવરાવનારી દેવશ્રીને ધવલક (ધોળકા) આપ્યું હતું વગેરે જે પ્રબંધોમાં લખ્યું છે[3] તે માનવા માટે વધારે નિકટ સમયના પુરાવાની અપેક્ષા છે

## પુરોહિત વગેરે ધાર્મિક અધિકારીઓ

કુમારપાલનો પુરોહિત પ્હેલાં આમિગ હોય અને પછી સર્વદેવ થયો હોય એવો સંભવ છે જો કે સોમેશ્વરે એ બેમાંથી એકેયને પુરોહિત કહેલ નથી પણ પ્ર. ચિ. (પૃ ૧૭૪)માં સજ્જના પુરોહિતનું નામ આમિગ લખ્યું છે અને સોમેશ્વરની વંશાવળી જોતાં એ સંભવિત લાગે છે, વળી કુમારપાલના મરણ પછી આમિગનો પુત્ર સર્વદેવ રાજાના હાડકાં ગંગામાં નાખવા ગયો છે તે એ પુરોહિત હોવાથી જ ગયો હશે[4]

---

૧ જુઓ પ્રા જૈ. લે. સં. લેખાંક ૫૦–૫૧ લેખોના કથનને કુમારપાલ પ્રતિબોધનો તથા વિજયસેનસૂરિના રેવંતગિરિ રાસુનો ટેકો છે. જુઓ એજન અવલોકન પૃ. ૮૧–૮૨

૨ જુઓ પ્ર. ચિં. પૃ. ૧૯૬ તથા ટિ ૪૫ અને પ્ર. ચ. હે. સૂ. પ્ર. શ્લો ૮૪૫. પ્ર. ચિં. માં તો પગથીઆ બંધાવવામાં ૬૩ લાખનું ખર્ચ થયું એમ પણ ઉમેર્યું છે.

૩ જુઓ જ. સૂ. નું કુ. ચ સ. ૩ શ્લો. ૫૨૧ થી ૫૨૭ જિ. ગણિનો કુ. પ્ર. પૃ ૩૫., પ્ર ચ હે સૂ. પ્ર. શ્લો ૪૪૩ તથા ૪૫૭માં વૌસરિનું નામ છે પણ તેને લાટ આપ્યાનો વાત નથી.

૪ જુઓ સુરથોત્સવ સ. ૧૫ શ્લો ૨૬–૨૮–૨૯

વસ્ત્રાકુળ ગોત્રના નાગર ઉયાભટ્ટના કુળનો શોભ જે જયસિહનો મિત્ર હતો તેનો પુત્ર વલ્લ લાબા વખત સુધી કુમારપાલનો સચિવ હતો એમ શ્રીધર પ્રશસ્તિમાં કહ્યુ છે.[1] બ્રાહ્મણ ધર્મને લગતાં ધાર્મિક કાર્યોનું ધ્યાન આ વલ્લ રાખતો હશે એમ હું ધારૂ છુ. રૂદ્ર નામનો બ્રાહ્મણ કુમારપાલનો મુખ્ય જોષી (મહા મૌહૂર્તિક) હતો.[2] અને જૈન ધાર્મિક સસ્થાઓ અને સત્રાગારો-જેમાં અનાથ જૈન શ્રાવકોને ભોજન અને વસ્ત્રાદિ આપવામા આવતા, તથા પોષધશાળાઓ વગેરેની દેખરેખ નેમીનાગના પુત્ર અભયકુમારને સોપી હતી એમ કુમારપાલ પ્રતિબોધમા કહ્યુ છે.

## કુમારપાલના સામંતો

કુમારપાલના સામતોમાં ચદ્રાવતીના પરમાર રાજાઓનો ઉલ્લેખ માળવાના તથા કોકણના યુદ્ધ પ્રસગમા ઉપર આવી ગયો છે. દોહદમાથી વિ. સ. ૧૨૦૨નો જેનો ઉત્કીર્ણ લેખ મળ્યો છે[3] તે ગોધ્રાનો વાપનદેવ સિદ્ધરાજના વખતથી સામત હતો સવત ૧૨૦૫ના તથા ૧૨૧૮ના કિરાડુના લેખોથી કિરાડુનો પરમાર રાજા સોમેશ્વર પણ કુમારપાલનો સામત હતો એમ જણાય છે.[4] ૧૨૧૮ના લેખમાં આ સોમેશ્વર વિષે લખ્યુ છે કે તેણે જયસિંહની કૃપાથી સિધુરાજપુરનુ રાજ્ય મેળવ્યુ અને કુમારપાલની કૃપાથી સુદ્રઢ કર્યું અને તેણે ૧૨૧૮ના આશ્વિન સુદિ પડવાને દિવસે રાજા જજ્જક પાસેથી ૧૭૦૦ ઘોડાનો દડ લીધો, તણુકોટ (તનોટ જેસલમીર રાજ્યમા) અને નવસર (નૌસર જોધપુર રાજ્યમા) એ બે કિલ્લાઓ લીધા અને

---

૧ ભાવનગર પ્રા અને સ. ઈન્સ્ક્રીપ્સન્સ પૃ. ૨૦૪ શ્રીધર પ્રશસ્તિ શ્લો ૨૫.

૨ જૈ સા. ઈ. પૃ. ૨૮૨

૩ જુઓ ઈ. એ. ગ્ર. ૧૦ પૃ. ૧૫૯

૪ જુઓ દે. રા. ભાડારકરનુ નોર્ધર્ન લીસ્ટ ન. ૨૭૪ તથા રાજપૂતાનેકા ઇતિહાસ ખ ૧ પૃ. ૧૮૨-૧૮૩.

કેટલાક વખત સુધી જજ્જકને કુમારપાલનો સેવક બનાવ્યા પછી તેનુ રાજ્ય તેને પાછુ સોપ્યું.[1] વળી નાડોલનો ચોહાણ રાજા અશ્વરાજ સિદ્ધરાજનો સામત હતો એમ વિ. સં ૧૨૦૦ના બાલીના લેખથી જણાય છે[2] અને તેનો પુત્ર આલ્હણદેવ કુમારપાલનો સામત હતો એમ વિ. સ ૧૨૦૯ના ઉપર અનેક વાર ઉલ્લેખેલા લેખથી જણાય છે.[3] આ શિવાય બીજા ન્હાના સામન્તો ઘણા હોવાનો સભવ છે પ્રબધોમા ૭૨ સામતોનો ઉલ્લેખ મળે છે તે તો રૂઢ સખ્યા હોઈ ને તેનો કાંઈ અર્થ નથી.[4]

આ સામંતો કે માડલિકોનો ચક્રવર્તી રાજા સાથેનો સંબધ હાલના દેશીરાજાઓના બ્રીટીશ સરકાર સાથેના સબધ કરતા મોગલ શહેનશાહો સાથે જયપુર, જોધપુર વગેરે રાજ્યોના રાજાઓના સંબધને વધારે મળતો આવે છે આ સામતો પોતાની રાજધાનીમા રહેતા તેમજ પોતાના લશ્કરો સાથે ચક્રવર્તીની રાજધાનીમા પણ ઘણીવાર રહેતા. ચક્રવર્તીના હુકમથી પોતાના લશ્કરો લઈ જ્યા તે મોકલે ત્યા લડવા જતા અને ચક્રવર્તીની ઈતરાજી થાય તો હાલમા જેમ ' એડમીની-સ્ટ્રેટર ' સરકાર મોકલે છે તેમ આ ચક્રવર્તીઓ દડનાયકને સામતનુ રાજ્ય સોપી દેતા. કુમારપાલના સમયમા નડ્ડલના ચોહાણોની સત્તા છીનવી લઈ વિ સ ૧૨૧૦ થી ૧૨૧૬ સુધી અમુક ભાગ ઉપર વૈજલદેવને કુમારપાલે દંડનાયક નીમ્યો હતો[5] અને નાડોલ મહામડલિક પ્રતાપસિંહને સોપ્યુ હતુ[6]

---

૧ જુઓ ઉક્ત લેખના શ્લોક ૨૧,૨૩,૨૫ અને ૨૬.

૨ જુઓ એ ઇ ગ્ર. ૧૧ પૃ ૩૩

૩ પ્રા જૈ. લે સ. લેખાક ૩૪૬.

૪ જુઓ દ્વામસતિ સામન્તાઃ કુ. પ્ર પૃ. ૭૪

૫ જુઓ પૃ. ૩૨૦

૬ જુઓ ૧૨૧૩ નું નાડોલનું તામ્રપત્ર ઇ. એ. ૧૯૧૨ પૃ. ૨૦૩

## કુમારપાલની રાજસભાના વિદ્વાનો અને શેઠીઆઓ

કુમારપાલની રાજસભામા આ મંત્રીઓ અને સામંતો ઉપરાંત ધર્માચાર્યો, વિદ્વાનો, કવિઓ અને શેઠીઆઓ પણ હતા વિદ્વાનોમાં અગ્રણી હતા શ્રી. હેમાચાર્ય.[1] તેઓ વૃદ્ધ થયા છતાં તેમની સાહિત્ય પ્રવૃત્તિ ચાલુ હતી. બીજા કવિ શ્રીપાલ તથા તેના પુત્ર સિદ્ધપાલ કુમારપાલના સમયના કવિઓ છે. પણ જેની સાહિત્ય પ્રવૃત્તિ વિવિધ, વિશાળ અને ગુજરાતના એ વખતના સસ્કૃત ગ્રથકારોમાં પ્હેલી પક્તિમાં આવે એવી છે એ કવિ રામચંદ્ર ખાસ નોધને પાત્ર છે; તેઓ હેમાચાર્યના જ શિષ્ય હતા. તેઓએ નાટ્યદર્પણ, સત્ય હરિશ્ચન્દ્ર, કૌમુદી મિત્રાણદ, વગેરે અનેક ગ્રન્થો લખ્યા છે આ ઉપરાંત ગુણચન્દ્રગણિ, મહેન્દ્રસૂરિ, વર્ધમાનગણિ વગેરે હેમાચાર્યના શિષ્યો પણ કુમારપાલની સભાના વિદ્વાનો ગણાય

કુમારપાલના સમયના આ જૈન વિદ્વાનોની સાહિત્ય પ્રવૃત્તિનું સવિસ્તર અવલોકન તો એ સમયના સાહિત્યના ઇતિહાસમા જ[2] શોભે. કુમારપાલના સમયના પાટણના શેઠીઆઓમા (૧) નૃપનાગનો પુત્ર આભડ[3] અને શેઠ (શ્રેષ્ઠી) છડાક જે ૯૦ લાખ સોનૈયાનો ધણી હતો તે એના નામો ચ–પ્ર (પૃ. ૧૦૦)માં આપેલાં છે અને મોહ પરાજયમાં કુબેરની અદ્દ્ભુત ધનસંપત્તિનું વર્ણન કર્યું છે તેની સપત્તિમાં છ ક્રોડ સોનૈયા, આઠ હજાર મણ રૂપ્પું, એંશી મણ રત્નો, બે હજાર કુંભ દાણા, બે હજાર ખારી તેલ, ૫૦ હજાર ઘોડા, એક હજાર હાથી, એંશી હજાર ગાયો, પાચસો હળો, પાંચસો દુકાનો, પાચસો ગાડીઓ.

---

૧ હેમાચાર્યનો વિસ્તૃત વૃત્તાન્ત પ્ર. ચિં., પ્ર. ચ., ચ. પ્ર., કુ. પ્ર. વગેરે પ્રબધોમા આપ્યો છે. અને જૈન સાહિત્યના ઇતિહાસમા એમના ચરિત્રનું તથા એમની સાહિત્ય પ્રવૃત્તિનુ સવિસ્તર અવલોકન શ્રી. મો. દ. દેશાઇએ કરેલું છે.

૨ જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ વિ. ૩ પ્ર. ૪ થી ૭

૩ આભડનો પ્રબધ પ્ર. ચિં. (પૃ. ૧૪૯)માં તથા ચ. પ્ર. (પૃ. ૧૯૯ થી ૨૦૪)મા આપ્યો છે.

વગેરે જે આકડા આપ્યાછે.[1] તેમા સારી અતિશયોક્તિ હોવાનો અલબત્ત સભવ છે પણ દરીઆઈ વેપારથી આ વેપારીઓ અઢળક સમૃદ્ધિ મેળવતા હતા એમ મોહપરાજય ઉપરથી સમજાય છે.

## કુમારપાલની દિનચર્યા

કુમારપાલના સમયનુ વર્ણન પરૂ કર્યા પ્હેલાં એની દિનચર્યા હેમચન્દ્રે તથા સોમપ્રભાચાર્યે આપી છે તે[2] ટૂંકામા જોઇએ. "કુમારપાલ સવારમા મંગલપાઠકોના મગલ પાઠો સાંભળી જાગે છે. પછી પરમાત્માની સ્તુતિ કરી, સ્વચ્છ દુકૂલ પહેરેલા પ્રતિહારના હાથને ટેકો દઈ ઉપર છત વાળા સભા મંડપમા આવે છે. એ વખતે સભામાં આગળ નમ્ર રાજાઓ (સામતો) બેઠા હોય છે, હાથમા ચામરવાળીવાર સ્ત્રીઓ રાજાની પાસે ઉભી હોય છે, આ વારસ્ત્રીઓ ગોરી, મીઠું બોલનારી છે અને મણિ તથા હીરા જડેલ નૂપૂરો તેઓએ પ્હેર્યાં છે. તેઓએ જાડી વેણીમા ફુલો ખોસ્યા છે અને કાડા ઉપર અંગદ તથા કોણી ઉપર કડા પ્હેર્યા છે રાજા આસન ઉપર બેઠા પછી દ્વિજો વૈદિક મત્રોથી આશીર્વાદ આપે છે. પછી રાજા ગેંડાના શીગડાના કોમળ પાત્રમાથી કપાળે તિલક કરે છે. પછી દ્વિજોને રજા આપી રાજા અરજીઓ સાભળે છે. પછી તિથિ સાભળી, પિતૃકુટુબના તથા માતૃ કુટુંબના મુખ્ય બ્રાહ્મણોને દાન આપી સંતુષ્ટ કરી માતૃ ગૃહમા જાય છે અને માતાઓનો આશીર્વાદ મેળવી તેઓને ધન આપે છે. પછી દેવદેવીઓ પાસે સગીત શરૂ કરાવે છે અને પુરોહિતને મળી તેને ધન આપે છે. પછી લક્ષ્મીની પૂજા કરી કસરત શાળામાં જાય છે અને ત્યા મલ્લ કુસ્તી, ધનુ.શ્રમ, તરવારનો શ્રમ વગેરે કસરત કરે છે. ત્યા નજર ન પડે માટે સ્ત્રીઓ મીઠું ઉતારે છે. કસરત તથા

---

૧ જુઓ મોહપરાજય અં. ૩ શ્લો. ૩૯ થી ૪૨

૨ જુઓ કુમારપાલ ચરિત સ. ૧ શ્લો. ૬૧ થી ૯૦ સ ૨ તથા સ. ૩ કુમારપાલ પ્રતિબોધ પાછળથી લખાયો હોઇને તેમા સ્વાભાવિક રીતે મ્હેલમાજ જૈન મૂર્તિઓની પૂજા, વગેરે જૈન ધર્માનુરાગદર્શક વિગતો વધારે મળે છે.

શસ્ત્રાભ્યાસ પછી રાજાને બ્હાર જવા માટે હાથી આવે છે અને ઘરેણાં પ્હેરી હાથી ઉપર બેસી રાજમાર્ગમા થઈ રાજા કુમાર વિહારમા જાય છે. ત્યાં ચામરાદિ રાજ ચિન્હો છોડી દઈ, મંદિરમા જઈ જિનભગવાનની સ્તુતિ કરે છે, મૂર્ત્તિને સ્નાન કરાવે છે તથા તેની આરતી ઉતારે છે. એ વખતે મૂર્તિ આગળ સંગીત થાય છે પછી દેવ મંદિરમાથી ઘોડા ઉપર બેસી પાછા ધવલગૃહ (રાજમહેલ)માં આવે છે." ઉપર સવારની સામાન્ય રાજસભાનુ વર્ણન આવી ગયુ છે પણ સાંજની રાજસભાના કામકાજનુ વર્ણન કરતા હેમચન્દ્ર જ કહે છે કે "રાજા સુવર્ણ મંડપિકામા બેઠા છે અને દ્વારપાળના બતાવવા પ્રમાણે જુદા જુદા રાજાઓની ભેટો જુએ છે, પછી મહામાત્ય તથા માંડલિકો કાર્યનુ નિવેદન કરે છે, આ રીતે એક મુહૂર્ત બેઠા પછી પુરોહિત મંત્રોચ્ચાર કરે છે, ત્યા ગભીર નગારાનો અવાજ થાય છે, એટલે વારસ્ત્રીઓ રાજાની રત્નજડિત દીવાથી આરતી ઉતારે છે"

## કુમારપાલનું કુટુંબ.

કુમારપાલના પરિવારમા એના બે ભાઈઓ મહીપાલ અને કીર્તિપાલના નામ ઉપર આવી ગયા છે બ્હેનોમાથી જેના પતિ કાન્હડદેવે કુમારપાલને ગાદીએ બેસવામા મદદ કરી હતી તે પ્રેમલદેવીનુ તથા તેના પુત્ર ભોજનુ નામ વિ સં. ૧૨૨૫ની ભાવ બૃહસ્પતિની પ્રશસ્તિમા મળે છે, અલબત્ત એના અધિકારનો એ લેખમાથી પત્તો મળતો નથી બીજી બેન દેવલદેવીનો વૃત્તાન્ત તો પાછલા પ્રબધોમાં જ મળે છે. (જુઓ પૃ. ૨૮૫ ટિ. ૧) કુમારપાલની રાણીનુ નામ ભૂપાલદેવી હતુ એમ પ્ર ચ.[1]મા કહ્યુ છે. પણ પાછળના પ્રબધોમા ભોપલદેવી નામ છે અને તેને પટ્ટરાણી પદ આપ્યુ હતુ એમ ઉમેર્યું છે.[2] કુમારપાલ અજમેરના રાજા આનાકની પુત્રી જલ્હણાને પરણ્યો હોવાનુ દ્વયાશ્રયનું કથન ઉપર નોધ્યુ છે. વળી પદ્માવતી નામની રાણી હોવાનું કુમાર

૧ પ્ર. ચ. હે. સૂ. પ્ર. શ્લો. ૩૯૨

૨ ચ. પ્ર. પૃ. ૧૦૦, જ. સૂ. નું કુ. ચ. સ. ૩ શ્લો. ૪૭૪ વગેરે

પાલ ચિન્તામણિમાં કહ્યું છે[1] આ ઉપરાંત કુમારપાલ મેવાડના રાજાની કુંવરીને પરણ્યો હતો અને તેણે જૈન ધર્મ સ્વીકારવાની અને અપાસરે જવાની ના પાડયાને પરિણામે જયદેવ વગેરે ભાટોએ ઝમોર કર્યો અને રાણીએ આપઘાત કર્યો વગેરે બ્રાહ્મણ પરંપરાની દંતકથા રાસમાળામા ઉતારી છે[2] પણ તે જૈનદ્વેષથી ઉદ્‌ભવેલો કલ્પના–વિલાસ જ લાગે છે.

## કુમારપાલના સામ્રાજ્યનો વિસ્તાર

કુમારપાલને સિદ્ધરાજ પાસેથી ઘણુ વિશાળ અને અત્યંત સમૃદ્ધ રાજ્ય મળ્યુ હતુ. અને કુમારપાલે તેને સ્થિર કર્યું એટલું જ નહિ પણ કોંકણનો વિજય ધ્યાનમા લેતાં કાંઈક વધાર્યું પણ હોવાનો સંભવ છે

પ્રબધોમા કુમારપાલે પોતાના તાબાના અઢાર મંડળોમા ચૌદ વર્ષ સુધી મારિ ( હિંસા ) બધ કરાવી તથા વિહારો કરાવ્યા એમ કહીને નીચે પ્રમાણે અઢાર દેશોનાં નામો ગણાવ્યા છે.[3] (૧) ગર્જર (૨) લાટ (૩) સૌરાષ્ટ્ર (૪) ભભેરી[4] (૫) કચ્છ (૬) સિન્ધુ (૭) ઉચ્ચા[5] (૮) જાલધર[6] (૯) કાશી (૧૦) સપાદ લક્ષ (અજમેર રાજ્ય)

૧ મું. ગે ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૧૮૮

૨ રાસમાળા આ. ૩ પૃ. ૨૭૯–૨૮૦

૩ જુઓ પ્ર. ચિ પૃ. ૧૯૯ તથા કુ. પ્ર. પૃ. ૯૫ અને જ. સૂ. નુ કુ. ચ. સ. ૮ શ્લો. ૪૭૧ થી ૪૭૩ આ નામોમા પાઠ ભેદ પણ છે. કીર અને દીપના નામો આ યાદીમા નથી પણ બીજી યાદીમા છે.

૪ ભભેરી સંદિગ્ધ છે. રાસમાળામા આ. ૩ પૃ. ૨૩૮ ટિ. ૮ માં સિન્ધમા એ નામનુ પ્રાચીન નગર હતુ એમ લખ્યું છે.

૫ ઉચ્ચા કે ઉચ્છ મુલતાનથી દક્ષિણ પશ્ચિમે ૭૦ મૈલ ઉપર આવેલું છે. મુસલમાની તવારિખોમા તેનો ઉલ્લેખ મળે છે.

૬ પંજાબમાં જાલધર દોઆબ આજે પણ પ્રસિદ્ધ છે. સતલજ અને બીઆસ નદીઓ વચ્ચેનો પ્રદેશ.

(૧૧) અન્તર્વેદી[1] (૧૨) મરૂ (મારવાડ–નડૂલનુ રાજ્ય) (૧૩) મેવાડ (૧૪) માળવા (૧૫) આભીર[2] (૧૬) મહારાષ્ટ્ર (૧૭) કર્ણાટક અને (૧૮) કોકણ. આ અઢારમાથી ઉચ્ચા, કાશી, અન્તર્વેદી, મહારાષ્ટ્ર, જાલધર અને કર્ણાટક એટલા દેશો કુમારપાલના તાબામાં ન હતા. છતાં એના નામો પ્રબધકારોએ લખી દીધાં છે, આભીર અને ભભેરી સંદિગ્ધ છે અને બાકીના દેશોમાં કુમારપાલની થોડી ઘણી સત્તા હોવાનો સભવ છે.

કુમારપાલના અથવા સિદ્ધરાજ કુમારપાલના સામ્રાજ્યના વિસ્તારનો ખ્યાલ આવવા માટે ઉપરનું વર્ણન પૂરતુ છે. પણ મૂળરાજે છેલ્લા ચાવડા રાજાને હરાવી જે રાજ્ય મેળવ્યુ તેનો વિસ્તાર ૪૦ થી ૫૦ મૈલ ઉત્તર દક્ષિણ અને ત્રીશથી ચાલીશ મૈલ પૂર્વ પશ્ચિમ હશે, જો કે ચોક્કસ નક્કી કરવાનું સાધન નથી. ત્યારે સિદ્ધરાજ કુમારપાલના સામ્રાજ્યનો વિસ્તાર દક્ષિણમાં ઉત્તર કોકણના દમણથી તે ઉત્તરમાં સાંભર અને નાગોર સુધી લગભગ સાડાચારસોથી પાંચસો મૈલ અને પૂર્વ પશ્ચિમ ભીલસાથી દ્વારકા સુધી લગભગ સાડાપાંચસોથી છસ્સો મૈલ જેટલો હતો. આ હકીકત બરાબર ધ્યાનમાં લેવાથી ગુજરાત માટે સોલકી વશના ઐતિહાસિક મહત્ત્વનો સાચો ખ્યાલ આવે છે.

અલબત્ત અહી જે પૂર્વ પશ્ચિમ અને ઉત્તર દક્ષિણ વિસ્તાર બતાવ્યો છે તે સર્વત્ર સમાન નથી. દક્ષિણમાં પહોળાઈ ઘણી ઓછી એ વર્તમાન સ્થિતિ ભૂતકાળમાં પણ હતી. બીજું ગુજરાતના રાજાની સત્તા પણ સર્વત્ર સરખી નહોતી. દાખલા તરીકે અહીં સાંભરને ગુજરાતના સામ્રાજ્યમાં ગણ્યું છે. પણ સાંભરના ચોહાણ રાજાએ કુમારપાલનું કાંઇક આધિપત્ય કબુલ કર્યું હતુ એટલોજ એનો અર્થ છે છતાં ઉત્તર અને પશ્ચિમમાં અત્યારે ગુજરાતની જે સરહદ છે તેથી

---

૧ અન્તર્વેદી–બ્રહ્માવર્ત દેશ–સરસ્વતી અને દ્રશદ્વતી વચ્ચેનો
૨ આભીર–પ્રજાનુ નામ છે દેશનુ નથી.

સિદ્ધરાજ કુમારપાલના સામ્રાજ્યની સરહદ લગભગ બસ્સોથી અઢીસો મૈલ આગળ હતી (જુઓ ગ્રન્થના આરમ્ભે આપેલો નકશો)

## કુમારપાલનું ચારિત્ર્ય

જૈન પ્રબધકારોએ કુમારપાલને જૈનધર્મનો પ્રભાવક રાજાગણીને તેની ખૂબ પ્રશસા કરી છે એ પ્રશસામા ધાર્મિક મમતાજન્ય અતિશયોક્તિ હોવાનો સંભવ છે. છતાં તટસ્થ દૃષ્ટિથી જોનારને પણ એકદર રીતે કુમારપાલ લોકપ્રિય અને સારો રાજા હતો એમ કબુલ કરવુ પડશે.

ગુજરાતને અહિસા પ્રધાન બનાવવામા જૈનધર્મનો પ્રભાવ મુખ્ય કારણ છે અને એ પ્રભાવને કુમારપાલ રાજાએ ઘણો ટેકો આપ્યો હોય એમ લાગે છે. વિદ્યાને પણ હેમાચાર્ય જેવા વિદ્વાનના નિકટ પરિચયથી કુમારપાલે ઠીક ઉત્તેજન આપ્યુ હશે. જો કે પ્રબધકારો તો એકવીશ જ્ઞાન ભડારો સ્થાપ્યાનુ કહે છે તથા આચાર્ય હેમચન્દ્ર વિરચિત યોગશાસ્ત્ર–અને વીતરાગ સ્તવની હાથપોથીઓ સુવર્ણાક્ષરે લખાવ્યાની નોધ કુમારપાલ પ્રબંધાદિમા છે.[૧]

કુમારપાલમા લોભનો દોષ હતો એમ પ્ર. ચિં. મા કહ્યું છે, અને તેને એમાજ આપેલી કથાઓ પુષ્ટિ આપે છે.[૨]

ગૂજરાતના સોલંકી રાજાઓમાં માળવાના મુંજ અને ભોજ જેવો વિદ્વાન તો કોઈ દેખાતો નથી. પણ કુમારપાલ તો પ્હેલાં કાઈજ ન ભણ્યો હોય એમ રાજા થયા પછી એના અભ્યાસ માટે કપર્દી મત્રીએ કરેલી યોજનાના પ્ર ચિ. માં આપેલા વર્ણનથી લાગે

---

૧ જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ. ૨૭૧ તથા ટિ. ૩૧૩ જેમાં સાતસો લહીઆઓ રાખી હાથપ્રતો ઉતરાવ્યાનુ કથન કુ. પ્ર. પૃ. ૯૬–૯૭ માથી ઉતાર્યું છે.

૨ જુઓ પ્ર. ચિં. પૃ. ૧૯૩, પૃ. ૧૭૦ (જેમા અદ્‌ભુત ગાનકળા દેખાડનારને ૧૧૬ દમ્મજ આપ્યાનુ નોધ્યું છે.) તથા પૃ. ૧૯૭



કુમારપાલ અને હેમચન્દ્ર

છે. અલબત્ત મેરૂતુંગ તેને ડાહ્યો રાજા ગણીને વિચાર ચતુર્મુખનું બિરૂદ આપે છે.[1]

## કુમારપાલનું મરણ સં. ૧૨૨૯

કુમારપાલને મરણ પ્હેલાં લૂતા રોગ થયાની દંતકથા પ્રબંધોમાં આપી છે[2] પણ એમાં હેમચન્દ્રની ચમત્કાર કરવાની શક્તિ દેખાડવાની મતલબ સિવાય બીજું કાંઇ નથી. હેમાચાર્યનો ૮૪ વર્ષની ઉમ્મરે વિ. સં. ૧૨૨૯માં દેહ પડી ગયો અને તે પછી છ મહીને કુમારપાલનો દેહ પડી ગયો એમ પ્ર. ચિં. (પૃ. ૨૦૦)માં લખ્યું છે.[3] પ્ર. ચિ. (પૃ. ૨૦૧)મા કુમારપાલે સં. ૧૧૯૯થી ૧૨૩૦ સુધી ૩૧ વર્ષ રાજ્ય કર્યું એમ લખ્યુ છે પણ સં. ૧૨૨૯ વૈશાખ સુદિ ૩નો અજયદેવનો લેખ મળ્યો છે એ જોતાં ૧૨૨૯ના વૈશાખ પ્હેલાં અને માગશર વદિ ૪ પછી કુમારપાલનુ મરણ થયું હોવું જોઈએ. આ રીતે વિચારશ્રેણીમાં કુમારપાલના રાજ્યકાળના ત્રીશ વર્ષ આપ્યા છે. અને તેના મરણની તારિખ ૧૨૨૯ પોષ સુદિ ૧૨ (ઇ. સ. ૨૮મી ડીસેમ્બર ૧૧૭૨) આપી છે તે બરાબર લાગે છે.

---

૧ પ્ર. ચિં. પૃ. ૧૮૭–૧૮૮

૨ જુઓ પ્ર. ચિ. પૃ. ૨૦૦ કુ. પ્ર. (પૃ. ૬૨)માં વળી કંટેશ્વરી દેવીએ પોતાને માસબલિ ન મળ્યો એ માટે ક્રોધ કરીને ત્રિશૂલ માથામા માર્યું તેથી કુમારપાલને આખે ડીલે કુષ્ટ રોગ થયો અને તે હેમાચાર્યે મટાડયો એવી વાત છે.

૩ જિનમંડનગણિએ (કુ. પ્ર. પૃ. ૧૧૫) ત્રીશ વર્ષ, આઠ માસ ને ૨૭ દિવસ રાજ્ય કરી ૧૨૩૦મા મરણ પામ્યો એમ લખ્યું છે તે પણ બરાબર નથી.

## પ્રકરણ ૧૪ મું

# અજયદેવ

## સં. ૧૨૨૯ થી ૧૨૩૨

કુમારપાલને પુત્ર ન હોવાથી એના જીવતાંજ રાજ્ય કોને આપવું એ વિષે કુમારપાલે હેમચંદ્રાદિ સલાહકારો સાથે ચર્ચા કરેલી એમ રાજશેખરસૂરિ કહે છે. એ સૂરિના કહેવા પ્રમાણે "આ ચર્ચામાં બે પક્ષ પડેલા. હેમચંદ્રાચાર્યનો મત એવો હતો કે કુમારપાલની દીકરીનો દીકરો પ્રતાપમલ્લ ગાદીએ આવે તો જૈનધર્મનું જોર કાયમ રહે માટે એને ગાદી આપવી. જ્યારે આભડનો મત એવો હતો કે ગમે તેવો પણ પોતાના વંશનોજ ઠીક. આ ચર્ચા બાલચન્દ્રે સાંભળી અને પોતે અજયપાલનો મિત્ર હોવાથી તેને કહી દીધી. પરિણામે હેમચન્દ્રના મરણ પછી બત્રીશમે દિવસે કુમારપાલનુ અજયપાલે આપેલા ઝેરથી મરણ થયુ."[1] આ ઝેર આપ્યાની વાત પ્ર. ચિં. જેવા જૂના પ્રબંધમાં ન હોવાથી માનવા યોગ્ય નથી લાગતી. ખરી રીતે કુમારપાલને પુત્ર ન હોવાથી એના ભાઈ મહીપાલનો પુત્ર અજયપાલ પાટણની ગાદીનો હક્કદાર વારસ હતો.

### અજયદેવનું જૈનધર્મ તરફ અપક્ષપાતી વલણ.

ઉપર જોયુ તેમ અજયપાલને જૈનધર્મ વિરોધી ગણી પ્રબંધોએ તેણે પૂર્વજોના જૈન મંદિરોને પડાવી નાખ્યા, કપર્દી મન્ત્રીને મન્ત્રીપદ આપ્યા પછી તેજ દિવસે રાતમાં પકડાવી તેલની ઉકળતી કડાઈમા નાખી મારી નખાવ્યો, આમ્રભટને લશ્કરથી ઘેરીને મારી નાખ્યો તથા કવિ રામચંદ્રને[2] તપાવેલા ત્રાંબાના પાટલા ઉપર બેસારી મરાવી નાખ્યો,

---

૧ જુઓ ચ. પ્ર. પૃ. ૧૯૯-૨૦૦ તથા જિ. ગણિનો કુ. પ્ર. પૃ. ૧૧૩ જિનમંડનગણિએ છ મહીના પછી વિષ આપ્યું એમ લખ્યું છે.

૨ જુઓ પ્ર. ચિં. પૃ. ૨૦૧ થી ૨૦૪ અને ચતુર્વિંશતિ પ્રબંધ પૃ. ૨૦૧.

વગેરે નિન્દા કરી છે.[1] પણ પ્ર. ચિ. કરતાં જૂના સુ. સં. વગેરે ગ્રન્થોમાં અજયદેવની આ નિન્દા નથી વળી આ નિન્દાના મૂળમાં ધાર્મિક રાગદ્વેષ છે એટલે એમાંથી કેટલું માનવું એ પ્રશ્ન થઈ પડે છે. વળી અજયદેવના સેવકોમાં જૈનો પણ હતા એ નિઃસંદેહ છે. મોહ-પરાજયનો જૈન મોઢ કવિ યશપાલ અજયદેવનો સેવક હતો એમ એ પોતેજ કહે છે,[2] એ હકીકત અજયદેવ જૈનધર્મનો કટ્ટર વિરોધી હોવાની વાતમાં શંકા નાખે છે. અલબત્ત જૈનધર્મ તરફ તેણે પક્ષપાત નહિ બતાવ્યો હોય અને જૈનો અપક્ષપાતને દ્વેષ ગણે એ સ્વાભાવિક છે.

### અજયદેવના ત્રણ લેખો

અજયદેવનાં કાંઈ જ કાર્યો પ્ર. ચિં. મા લખ્યાં નથી, પણ તેના રાજ્યકાળના ત્રણ વર્ષના ટુંકા ગાળામાં એના ત્રણ લેખો મળ્યા છે તેમાંથી પહેલો, વિ. સં. ૧૨૨૯ વૈશાખ સુદિ ૩ સોમ (ઇ. સ. ૧૧૭૩ના એપ્રિલની ૧૬ તા.)નો ઉદયપુરના શિવ મંદિરમાથી બાવીશ પંક્તિનો લેખ મળ્યો છે.[3] તેમાં અજયપાલદેવને ‘ સમસ્ત રાજાવલીવિરાજિત ’ અને ‘મહારાજાધિરાજ’ વિશેષણો લગાડયા છે. અને મહામાત્યનું નામ સોમેશ્વર લખ્યું છે. અને “ નિજભુજોપાર્જિત શ્રી ભાઇલસ્વામી મહા-દ્વાદશકમંડલમાં આવેલા ઉદયપુરમા તેજ પ્રભુએ (અજયપાલે) નીમેલા શ્રીદંડ (દંડનાયક) પરમધાર્મિક શ્રી લૂણપસાકે ધોયેલા કપડા પહેરી અક્ષયતૃતીયા (અખાત્રીજ)ના પર્વમા ઉદયપુરના વૈદ્યનાથ મહાદેવની પંચોપચાર પૂજા માટે ભૃંગારિકાચતુષ્ટિક પથકનુ ઉમરથા ગામ આપ્યું છે.”

આમા જે ભાઇલસ્વામી નામ છે તે બેટવા નદીને પૂર્વકાંઠે ઉદય-પુરથી ૩૪ મૈલ ઉપર આવેલુ હાલનુ ભીલસા ગામ ભૃંગારિકા વગેરે

---

૧ અજયપાલ વિરોધી હેમાચાર્યનો જે પક્ષ હતો તેમા રામચન્દ્ર કવિ હતા માટે એમને મરાવી નાખ્યા એમ ચ. પ્ર. ની કહેવાની મતલબ છે.

૨ જુઓ મોહપરાજયનો આરંભ તથા તેની પ્રસ્તાવના.

૩ જુઓ ઇ. એ. ગ્ર. ૧૮ પૃ. ૩૪૪ ગુ ઐ. લે. નં. ૧૫૬

બીજાંનો પત્તો નથી. આ લેખમાં ઉદયપુરને નિજભુજોપાર્જિત (પોતાના બાહુબળથી મેળવેલુ) કહ્યુ છે, પણ ઉદયપુર તો કુમારપાલને તાબે હતુ જ એટલે એ શબ્દોને ઔપચારિક ગણવા એવો ડા. કીલહોર્નનો મત છે, પણ અજયપાલના દંડનાયકે તાબે બળવો શમાવી કોઈ બળવાખોરને વશ કર્યાનો અર્થ પણ સંભવે છે.

બીજો લેખ વિ સં ૧૨૩૧ કાર્તિક સુદિ ૧૧ સોમવારનો છે.[1] આ લેખથી અજયપાલના મહામંડલેશ્વર વયજલદેવે નર્મદાકાંઠે બ્રાહ્મણ પાટક શહેરમાંથી પૂર્ણપથકના માણુલગાંવ બેંતાલીશીનુ આલવીડ ગામ ખદોહના સત્રાગાર માટે આપ્યુ છે. આ લેખ પ્રસિદ્ધ કરનાર ડા. ફ્લીટના કહેવા પ્રમાણે લેખકની તારીખ લખવામા ભૂલ થઈ છે. ખરી રીતે સં ૧૨૩૨ જોઇએ એટલે કે ઇ સ. ૧૧૭૫ના અકટોમ્બરની ૨૭મી તારીખ. આ લેખમા પણ મહામાત્યનું નામ સોમેશ્વર જ આપ્યુ છે. જ્યારે દૂતકનુ નામ પ્રતિહાર શોભનદેવ છે પછી વિ. સં. ૧૨૩૧ ચૈત્ર વદિ ૧૧ ગુરૂનો ઉંઝા ગામમાથી પણ અજયપાલનો એક લેખ મળ્યો છે.[2] અને છેવટ અજયપાલના રાજ્યમા નરપતિ કવિએ અણહિલનગરમા લખેલા શાકુનશાસ્ત્ર નામના ગ્રન્થને અન્તે સં. ૧૨૩૨ ચૈત્ર સુદિ પડવાને મગળવારની તારીખ છે. ઉપરના લેખમા કહેલ મહામંડલેશ્વર વઇજલદેવ તે કુમારપાલે નડોલ ઉપર દંડનાયક નીમેલો વઈજલ હશે.

### અજમેરના રાજા સાથે અજયદેવને થયેલું યુદ્ધ

અજયદેવ વિષે સોમેશ્વર કવિ કહે છે કે[3] "કુમારપાલ પછી કલ્પવૃક્ષ જેવો અજયપાલ થયો. તેણે દાનો આપીને ભીખારી વગરની

---

૧ જુઓ ઇ. એ ગ્ર. ૧૮ પૃ. ૮૧ ગુ ઐ લે. ન ૧૫૭

૨ દે. રા. ભાંડારકરનુ નો. ૪ નું લીષ્ટ ન. ૩૬૩

૩ જુઓ સુ. સ. સ. ૨ શ્લો. ૪૫, વ. વિ. સ. ૩ શ્લો. ૩૨

भूपालो जयपालो भूत्.... . ..
चक्रे वसुधरा येन काचनैरनकिंचना ॥

પૃથ્વી કરી. તેણે જાંગલ (અજમેર)ના રાજા પાસેથી હાથી સાથે, સોનાની મડપિકા લીધી. તે હમેશા રાજાઓને દંડતો, દાનો આપતો અને સ્ત્રીઓને પરણતો.” બાકીની વાત બાજુ ઉપર રાખતા અજમેરના રાજા પાસેથી કર કે નજરાણો લીધાની સોમેશ્વરની વાતને સુ. સં. અને વ. વિ. નો ટેકો છે એટલુ જ નહિ પણ ભીમદેવના વિ. સં. ૧૨૫૬ના ઉત્કીર્ણ લેખનો પણ ટેકો છે[1] એટલે એ કથનમા સત્યાંશ છે એમ માનવું પડશે અજયપાલના વખતમાં અજમેરની ગાદી ઉપર સિદ્ધરાજ અને કુમારપાળની છાયામાં ઉછરેલ ચોહાણ સોમેશ્વર (સં. ૧૨૨૬થી ૧૨૩૪) હતો.

## અજયદેવનું મેવાડ સાથે યુદ્ધ

અજયદેવને મેવાડના રાજા સાથે પણ યુદ્ધ થયુ હોય એમ માનવાના કારણો છે. સં ૧૨૮૭ની આબુની લૂણિગવસહીની સોમેશ્વરે લખેલી પ્રશસ્તિમા લખ્યું છે[2] કે “આબુના પરમાર રાજા ધારાવર્ષના નાના ભાઈ પ્રલ્હાદનની તરવારે સામતસિહ સાથેની લડાઈમાં ગૂર્જર-રાજાનુ રક્ષણ કર્યુ.” આ ધારાવર્ષ આબુનો રાજા (વિ. સં. ૧૨૨૦થી ૧૨૭૬) અને ગુજરાતના રાજાનો સામત હતો અને-તેણે તથા

---

दण्डे मण्डपिका हैमी सह मत्तैर्मतगजै. ।
दत्त्वा पाद गले येन जागलेशादगृह्यत ॥
दानानि ददतो नित्य नित्य दण्डयतो नृपान् ।
नित्यमुद्वहतो नारी र्यस्यासीत्त्रिगण: सम ॥

કી. કૌ. સ. ૨ શ્લો. ૫૨ થી ૫૫

૧ करदीकृतसपादलक्षक्ष्मापाल એ રીતે શબ્દો છે જુઓ ઇ. એ ગ્ર. ૧૧ પૃ. ૭૧.

૨ सामतसिहसमिति क्षितिविक्षतौज:
श्री गूर्जरक्षितिपरक्षणदक्षिणासि: ।
प्रल्हादन... ... ...

પ્રા. જૈ. લે. સ. લેખાક ૬૪ શ્લો. ૩૬

તેના ભાઇએ ગુજરાતના રાજાના પક્ષમાં યુદ્ધ કર્યું હોય એ સ્વાભાવિક છે. પણ ગુજરાતના રાજા સામે લડનાર આ સામંતસિંહ કયાંનો રાજા હતો એ આબુના લેખમા કહ્યુ નથી; પણ મેવાડના રાજા સામતસિંહના વિ. સ ૧૨૨૮નો અને ૧૨૩૬નો એમ બે લેખો મળ્યા છે. એટલે એ સામંતસિંહ, કુમારપાલ, અજયદેવ, મૂળરાજ અને ભીમદેવ ચારેયનો સમકાલીન હોવા છતા ઉપરનો પ્રસંગ અજયદેવના વખતમા બન્યો હોવો જોઈએ એવુ સુરથોત્સવના એક શ્લોકની ટીકાના શબ્દોને આધારે શ્રી. ગૌ હી ઓઝાએ અનુમાન કર્યું છે.[1] સુરથોત્સવમાં સોમેશ્વરે લખ્યુ છે[2] કે "પોતાના પિતા કુમારે અજયદેવને રણમાં પહેલા ઘાની વેદના દૂર કરી." અને આ ઘા કયા રણમાં પડેલા તેનો ખુલાસો ટીકાકારે કર્યો છે[3] કે "સામતસિંહ સાથેના યુદ્ધમાં અજયપાલ ઘાની પીડાથી લગભગ મરણતોલ સ્થિતિમાં આવી ગયો હતો, તેને કુમાર પુરોહિતે પાછો જીવતો કર્યો."

### પુરોહિત કુમાર અને સામંત પ્રહ્લાદન

છતા "રાજાએ સૂર્યગ્રહણ વખતે આપવા માડેલો રત્નરાશિ આ કુમાર પુરોહિતે લીધો નહોતો" એમ સોમેશ્વર કહે છે[4] ઉપર કહ્યા

---

૧ રાજપૂતાનેકા ઇતિહાસ ખ. ૧ પૃ. ૪૫૦

૨ य शौचसयमपटुः कटुकेश्वराख्य,माराध्य . ता दारुणामपि रणांगणजातघात व्रातव्यथामजयपालनृपादपास्थात् ॥

સુરથોત્સવ સ. ૧૫ શ્લો. ૩૨

૩ सामतसिंहयुद्धे हि अजयपालदेव. प्रहारपीडया मृत्युकोटि मायात. कुमारनाम्ना पुरोहितेन कटुकेश्वरमाराध्य पुन स जीवित ।

ઉપરના શ્લોકની ટીકા

૪ राहौ गृहीतोष्णकरे कुमार. कुमारपालस्य सुतेन राज्ञा ।
कृतोपरोघोपि पर पुरोधाः प्रत्यग्रहीत्तस्य न रत्नराशिम् ॥

સુરથોત્સવ સ. ૧૫ શ્લો. ૩૦

પ્રમાણે યુદ્ધમાં અજયદેવનું રક્ષણ કરનાર પ્રલ્હાદનદેવની વિદ્વત્તાની તથા ઉદારતાની સોમેશ્વરે પ્રશંસા કરી છે[૧] અને તેનું લખેલ પાર્થ પરાક્રમ નાટક છપાઈ ગયું છે. આ પ્રલ્હાદનદેવે પોતાના નામથી પ્રલ્હાદનપુર (હાલનુ પાલણપુર) વસાવ્યુ છે.

## અજયપાલની શિવભક્તિ

અજયપાલને સં. ૧૨૫૬ના ભીમદેવ બીજાના ઉપર ઉલ્લેખેલા લેખમાં પરમમાહેશ્વર કહ્યો છે.[૨] જૈનોએ તેની જે નિન્દા કરી છે, તેનું કારણ તેની ઉગ્ર શિવભક્તિ જ લાગે છે. બાકી સં. ૧૨૫૬ના લેખમા તો એને "પૃથ્વી ઉપર નિષ્કલક રામરાજ્ય ઉતારનાર" કહ્યો છે[૩]

## અજયદેવનું મરણ સં. ૧૨૩૨

આ અજયદેવને વયજલદેવ નામના પ્રતિહારે છરીથી મારી નાખ્યો એમ પ્ર. ચિ. (પૃ. ૨૮૪)મા લખ્યુ છે[૪] જો કે સ. ૧૨૩૨ના લેખમાં

---

૧ देवी सरोजासनसभवा किं
कामप्रदा किं सुरसौरभेयी ।
प्रल्हादनाकारधरा धराया
मायातवत्येष नु निश्चयो मे ॥

પ્રા. જૈ. લે. સ. લેખાક ૬૪ શ્લો. ૩૯

તથા श्री प्रल्हादनमन्तरेण विरत विश्वोपकारव्रतम् ।

સુરથોત્સવ સ. ૧૫ શ્લો. ૫૨

૨ ટૉડેતો અજયદેવ મુસલમાન થઈ ગયો હતો એમ કહ્યુ છે (જુઓ તેનું વેસ્ટર્ન ઇન્ડીઆ પૃ. ૧૯૧) મુસલમાન લેખકોએ સિદ્ધરાજ, વગેરે રાજાઓને મુસલમાન ધર્મ સ્વીકારતા કહ્યા છે એ અધ ધર્માભિમાન વિષે શું કહેવું ?

૩ कलिकालनिष्कलकावतारितरामराज्यः

ઇ. એ. ગ્ર. ૧૧ પૃ. ૭૧

૪ રાજા અજયદેવના મરણ સબધમા પુરાતન પ્રબધ સગ્રહમા ઉમેર્યું છે કે વઇજલદેવની મા ખરાબ ચાલની (સ્વૈરિણી) હતી. અને રાજાએ તેને પોતાના મહેલમાં અધારામાં રાખી હતી. ત્યાં વઇજલદેવ દારૂ પીને રાજા

તો પ્રતિહારનું નામ શોભનદેવ આપ્યું છે, પણ એક કરતા વધારે પ્રતિહારો હોવાનો સંભવ છે. ગમે તેમ પણ સં. ૧૨૩૨ના ફાગણ સુદિ ૧૨ (ઇ. સ. ૧૧૭૬ માર્ચ)ને દિવસે ત્રણ વર્ષ રાજ્ય કરી અજયદેવ મરણ પામ્યો.[1]

---

પાસે આવ્યો અને રાજાએ તેની હલકી મશ્કરી કરી પરિણામે આનુ વેર લેવા માટે વઈજલે ધાગા સાથે મળીને રાજાને મારી નાખ્યો. આખી વાત પ્ર. ચિં. ની વાતમા કરેલો ઉમેરો દેખાય છે. વળી જૈન ગુરૂના મત્ર જપના ચમત્કારથી આ પ્રમાણે બની આવ્યું એમ પણ પુરાતન પ્રબધ કહે છે (જુઓ પૃ. ૪૮ પ્ર ૧૭૬) ઉપરના ઉમેરામા કશુ ઐતિહાસિક તત્ત્વ મને તો નથી દેખાતુ જૈનોને સતાપવાથી આવું ફળ મળે એવુ દેખાડવાની પ્રબધકારની મતલબ છે (જુઓ ઉપરના પ્રબંધને અન્તે અજયદેવના મોઢામા મુકેલું વચન)

૧ ઉપરની તારિખ વિચારશ્રેણીને અનુસરીને આપી છે, એ બરાબર હોય તો ઉપર નરપતિના ગ્રન્થાન્તની સં. '૧૨૩૨ ચૈત્ર સુદિ ૧ ની તારિખ ચૈત્રી વર્ષની હોવી જોઈએ અર્થાત્ ઇ. સ. ૧૧૭૫ માર્ચની ૨૫ મી તારિખ. પ્ર. ચિં. મા સ. ૧૨૩૦ થી ત્રણ વર્ષ સુધી અજયદેવે રાજ્ય કર્યું એમ લખ્યુ છે અને તેને અનુસરી સુ. ગે. (પૃ. ૧૯૫) મા પણ અજયદેવ સ. ૧૨૩૩ (ઇ સ. ૧૧૭૭) મા મરણ પામ્યો એમ લખ્યુ છે, તે ભૂલ જણાય છે.

# પ્રકરણ ૧૫ મું

# મૂલરાજ બીજો (બાલ મૂલરાજ)

## સં. ૧૨૩૨થી ૧૨૩૪

અજયદેવનો પુત્ર મૂળરાજ જેને પ્ર. ચિં. (પૃ ૨૦૪)માં બાલ-મૂલરાજ કહ્યો છે, તેણે સ. ૧૨૩૩થી બે વર્ષ સુધી રાજ્ય કર્યું એમ એજ ગ્રન્થમાં કહ્યું છે, પણ વિચારશ્રેણીમાં સં. ૧૨૩૨થી ૧૨૩૪ ચૈત્ર સુદિ ૪ સુધીનો એનો રાજ્યકાળ આપ્યો છે,[1] અને એજ અહીં માન્ય રાખ્યો છે.

### મુસલમાનો સાથે લડાઈ

આ મૂળરાજ બીજાના બે વર્ષના ટુંકા રાજ્યકાળ દરમીઆન ઐતિહાસિક અગત્યનો એક જ બનાવ બન્યો છે અને તે મુસલમાનો સાથે લડાઇનો. આ લડાઈ વિષે પ્ર. ચિં (પૃ ૨૦૪)મા લખ્યું છે કે "આની મા પરમર્દી રાજાની દીકરી નાઇકીદેવી[2] એ દીકરાને ખોળામાં રાખી ગાડરારઘટ્ટ નામના ઘાટમાં લડાઈ કરી પોતાના સત્ત્વથી અકાળે ચડી આવેલા મેઘની સહાયથી મ્લેચ્છ રાજાને હરાવ્યો." અને કીર્તિકૌમુદી પ્ર. ચિ. ના કથનને ટેકો આપતાં લખે છે કે "રાજાનો પાઠ લેનાર ઈન્દ્રરૂપ અજયદેવ પડદા પાછળ જતાં (મરણ પામતા) તેના પુત્ર મૂળરાજે જાણે (ઈન્દ્રના પુત્ર) જયન્તનો વેષ લીધો.

---

૧ આ મૂળરાજ ગાદીએ બેઠો ત્યારે બાળક હોવાથી તેને બાલ મૂળરાજ કહ્યો છે એમ સુ. ગે. (પૃ. ૧૯૫) મા કહ્યું છે, પણ મૂળરાજ પ્હેલાને બૃહત્ (મોટો) મૂળરાજ અને આ મૂળરાજ બીજાને બાળ મૂળરાજ, તેમજ ભીમદેવ પ્હેલાને બૃહત્ (મોટા) ભીમદેવ અને ભીમદેવ બીજાને બાલ ભીમદેવ એ રીતે બીજાને બાલ કહેવાનો પ્રબધોનો રિવાજ દેખાય છે.

૨ મૂળરાજની માને પરમર્દી રાજાની દીકરી કહી છે. આ પરમર્દી તે કાદંબ રાજા પેરમાદી અથવા શિવચિત્ત (વિ. સ. ૧૨૦૩ થી ૧૨૩૧) હોવો જોઈએ. (જુઓ સુ. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૯૫ તથા આ ગ્રન્થનુ પરિશિષ્ટ ૨).

અને તેણે બાળચાપલ્યથી, રણભૂમિમાં જાણે રમતાં રમતાં, મુસલમાન રાજાની સેનાને વીખેરી નાખી "[1] સોમેશ્વરના ઉપરના શબ્દો જોતાં પ્ર. ચિ. કહે છે તેમ ખોળામા તેડીને માને બેસવું પડે એવડો મૂલરાજ નહિ હોય એમ લાગે છે. ઓછામાં ઓછા ૧૫-૧૬ વર્ષનો હોય તો જ એને વિષે ઉપરના શબ્દો લખી શકાય.

મુસલમાનોના માથાઓને બાળક મૂળરાજે કાપી નાખ્યાં એમ તો સુકૃતસંકીર્તનમા પણ કહ્યુ છે.[2]

આ રીતે મુસલમાનો સાથેની મૂળરાજની વિજયી લડાઈની જે નોધ પ્રબધો કરે છે તેને વિષે મુસ્લીમ ઇતિહાસોમાથી નીચેની વિગતો મળે છે

મહમદ ઘોરી નામનો એક મુસલમાન સરદાર સં. ૧૨૩૪ ઇ. સ. ૧૧૭૮ (હિ સં. ૫૭૪)માં પાટણ ઉપર ચડી આવ્યો હતો. એ વિષે મીનાહ-ઉ-સિરાજ લખે છે કે "મહમદ ઉચ્છ અને મુલતાન રસ્તે પોતાના લશ્કરને નહરવાલા (અણહિલપુર) તરફ લઈ ગયો. એ વખતે નહરવાલાનો રાજા ભીમદેવ જો કે બાળક હતો પણ એની પાસે મોટું લશ્કર અને ઘણા હાથીઓ હતા લડાઇમા મુસલમાનો હારી ગયા અને સુલતાનને પાછા હઠવુ પડયું આ બનાવ હિ સં ૫૭૪ (ઇ સ.

૧ धृतपार्थिवनेपथ्ये निष्क्रान्तेत्र शतक्रतौ ।
जयन्ताभिनय चक्रे मूलराजस्तदग्रजः ॥
चापलादिव बालेन रिंखता समरांगणे ।
तुरुष्काधिपतेर्येन विप्रकीर्णा वरूथिनी ॥

કી. કૌ. સ. ૨ શ્લો. ૫૬-૬૭

૨ तदग्रजो. . ... ...
... .. ...किल मूलराजः ।
तुरुष्कशीर्षाणि शिशुर्जयश्री
लताफलानीव लसन्नगृह्णात् ॥

સુ. સ. સ. ૨ શ્લો ૪૬

૧૧૭૮)મા બન્યો." [1] વળી તવારિખ-ઈ-ફિરસ્તામા લખ્યું છે કેઃ "મહમદ ઘોરી મુલતાન થઈ ગુજરાતના રેતાળ જંગલ તરફ ગયો. કુંવર ભીમદેવ મોટાં લશ્કર સાથે સામે આવ્યો અને તેણે ખૂબ વિનાશ કરી મુસલમાનોને પાછા નસાડયા." [2]

આ મુસ્લીમ વૃત્તાન્તોમા મૂળરાજને બદલે ભીમદેવનું નામ છે તે દેખીતી ભૂલ છે. આ બનાવ પછી તરતમા મૂળરાજનું મરણ થઈ ને ભીમદેવ રાજા થયો હોવાને લીધે એ ભૂલ થવી સ્વાભાવિક છે.

મુસલમાનો ઉપરના આ વિજયને પરિણામે સોલંકી વશના ઉત્કીર્ણ લેખોમા "લડાઈમા જેણે ગર્જનકના દુર્જય રાજાને હરાવ્યો છે" એવું વિશેષણ મૂળરાજને લગાડવામાં આવ્યુ છે [3] વળી સુંધાના લેખમાં ચોહાણ કેલ્હણે તુરૂષ્કોને હરાવ્યા એમ જે લખ્યું છે તે આ લડાઈમાં મૂલરાજના સામંત તરીકે તેણે કરેલા પરાક્રમને ઉદ્દેશીને હશે એમ શ્રી. દે. રા. ભાંડારકર તર્ક કરે છે તે યથાર્થ લાગે છે. આ કેલ્હણનો સમય સં. ૧૨૨૧ થી ૧૨૪૯ છે. વળી ભીમદેવના વખતના વિ. સં. ૧૨૩૫ ના કિરાડુમાંથી મળેલા લેખમા કારભારી તેજપાલની પત્નીએ તુરૂષ્કોએ ખંડિત કરેલી પ્રતિમાને સ્થાને નવી પ્રતિમા બેસાર્યાનું લખ્યું છે [5] તે પ્રતિમા ખડન પણ ઉપર કહેલા હુમલા વખતે મુસલમાનોએ કર્યું હશે. આ લડાઈ કયે સ્થળે થઈ? મુસલમાન લેખકોએ સ્થળ નિર્દેશ કર્યો નથી. અને પ્ર. ચિ. માં ગાડરારઘટ્ટ કહ્યું છે તે કયાં આવ્યું તેનો પત્તો લાગતો નથી પણ સુંધાના લેખમા જેમ

---

૧ જુઓ ઈલીઅટ ગ્રં. ૨ પૃ. ૨૯૪, તથા મુ. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૯૫ ટિ. ૪ તથા પૃ. ૧૯૬

૨ બ્રીગ્સરીરીસ્તા ગ્ર. ૧ પૃ. ૧૭૦

૩ आहवपराभूतदुर्जयगर्जनकाधिराजश्रीमूलराजदेवः
વિ. સ. ૧૨૫૬નું ભીમદેવ બીજાનુ તામ્રપત્ર ઇ. એ. ગ્ર. ૧૧ પૃ. ૭૧ વગેરે

૪ જુઓ સં. ૧૩૧૯નો સુધાનો લેખ શ્લો. ૩૪ એ. ઈ. ગ્રં. ૯ પૃ. ૭૦

૫ ભાવનગર પ્રાચીન શોધ સગ્રહ નં. ૨૮

કેલ્હણે તુરુષ્કોને નસાડ્યાનું કહ્યું છે તેમજ તેના ભાઇ "કીર્તિપાલે કાસહૃદ આગળ તુરુષ્કોના લશ્કરને હરાવ્યુ" (શ્લો. ૩૫-૩૬) એમ કહ્યુ છે તે પણ ઉપર કહેલ વિ. સં. ૧૨૩૪ (ઇ. સ. ૧૧૭૮) ના મુસલમાન હુમલાને ઉદ્દેશીને હોવુ જોઈએ એવો દે. રા. ભાંડારકર તર્ક કરે છે તે યથાર્થ લાગે છે. કારણ કે આ અરસામા એ એકજ મુસ્લીમ હુમલો થયો છે. હવે આ કાસહૃદ તે એજ વિદ્વાન્ કહે છે તેમ આબુની તળેટીમા આવેલુ કાયદ્રા હોવુ જોઈએ. ગાડરારઘટ્ટ એ સ્થળનુ બીજુ નામ હશે.

મૂળરાજે મુસલમાનોને આ રીતે હરાવ્યા એ હકીકત ઇતિહાસ દૃષ્ટિએ ઘણી ઉપયોગી છે એ એમ બતાવે છે કે સિદ્ધરાજે અને કુમારપાલે પોતાના લાબા રાજ્યકાળ દરમીઆન એવું સારૂ રાજ્યતંત્ર ગોઠવ્યું હતુ કે મૂળરાજ જેવો બાળ રાજા પણ મુસલમાન હુમલાને, સામતોની મદદથી હઠાવી શકયો ખરી રીતે ભીમદેવ બીજા જેવા નબળા રાજાના રાજ્યકાળમા પણ ઘણા વખત સુધી સિદ્ધરાજ કુમારપાલે બાંધેલું રાજ્યતંત્ર જળવાઈ રહ્યું હતુ, જેના પુરાવા આપણે આગળ જોશું.

### મૂળરાજના પુરોહિત કુમારે દુકાળથી પીડિત લોકોનો કર માફ કરાવ્યો.

અજયપાલનો કુમાર નામનો જે નાગર પુરોહિત તેજ મૂળરાજનો પણ પુરોહિત હતો. તેણે મૂળરાજના વખતમાં પડેલા ભારે દુકાળથી લોકોને હાડપિંજર જેવા જોઈને રાજા પાસે તેઓ ઉપરનો કર માફ કરાવ્યો હતો એમ એના પુત્ર સોમેશ્વરે સુરથોત્સવને અન્તે પોતાના વંશની પ્રશસ્તિમાં લખ્યુ છે.[1]

---

१ विलोक्य दुष्कालवशेन लोक
कङ्कालशेष सविशेषशोकः ।
श्रीमूलराज दलितारिराज
मचीकरत्तत्करमोचन च ॥ -સુરથોત્સવ સ. ૧૫ શ્લો. ૩૩

પ્ર. ચિં. (પૃ ૨૦૫) માં અને તેને અનુસરીને પ્રવચન પરીક્ષા વગેરેમાં ૧૨૩૫ થી લઘુ ભીમદેવનું રાજ્ય લખ્યું છે પણ ભીમદેવ બીજાનો સં. ૧૨૩૫ના કાર્તિક સુદિ ૧૩ નો લેખ કિરાટકૂપ (કિરાડુ)ના સોમેશ્વરના મંદિરમાંથી મળ્યો છે. અને મારો મત વિચારશ્રેણી પ્રમાણે સં. ૧૨૩૪ માં (ચૈત્ર સુદિ ચોથે કે ચૌદશે) મૂળરાજનું મરણ થયું છે એમ માનવા તરફ છે.[1]

---

[1] મું. ગે. (પૃ. ૧૯૫) માં પ્ર. ચિં. ને અનુસરી મૂળરાજનું મરણ ૧૨૩૫ માં લખ્યુ છે, પણ બીજાજ પૃષ્ટ ઉપર ભીમ પછું.ફરી, સં. ૧૨૩૪ (ઇ. સ. ૧૧૭૮) માં ગાદીએ બેઠો હતો એમ લખ્યું છે., એક. પટ્ટાવલીમાં ૧૨૩૪ ચૈત્ર-સુદિ ૧૪ લખી છે. જુઓ રાસમાળા આ. ૩ પૃ. ૨૦૪

# પ્રકરણ ૧૬ મું

## ભીમદેવ બીજો

## સં. ૧૨૩૪ થી ૧૨૯૮

મૂળરાજ બીજા પછી તેનો ન્હાનો ભાઇ ભીમદેવ બીજો સં- ૧૨૩૪ મા બાળક ઉમ્મરે ગાદી ઉપર બેઠો. "આ ભીમદેવે સં. ૧૨૩૫ થી ૧૨૯૮ સુધી ૬૩ વર્ષનુ લાંબુ રાજ્ય ભોગવ્યુ" એમ પ્ર. ચિ. (પૃ ૨૦૫) મા લખ્યુ છે. અને સં. ૧૨૩૫ ના તેના લેખની ઉપર નોધ કરી છે તથા સ. ૧૨૯૬ નુ માર્ગશીર્ષ વદિ ૧૪ ને રવિવારનું તેનું તામ્રપત્ર મળ્યુ છે[1] એટલે તેનો ૬૩ કે ખરી રીતે ૬૪ વર્ષનો લાંબો રાજ્યકાળ માનવામા વાંધો નથી લાગતો.

મૂળરાજ સાથે આ ભીમદેવને શુ સંબંધ હતો એ ચોક્કસ નથી થતુ એમ મુ. ગે (પૃ. ૧૯૫) માં લખ્યુ છે. ફાર્બસ સાહેબે ભીમ- દેવને અજયપાલનો ન્હાનો ભાઈ કહ્યો છે તે તો ભૂલ જ છે.[2] કારણ કે ગેઝીટીઅરના લેખક કહે છે તેમ કી. કૌ. મા ભીમદેવને, સ્પષ્ટ શબ્દોમા, મૂળરાજનો ન્હાનો ભાઈ કહ્યો છે[3] અને ભીમદેવના પોતાના વિ સં. ૧૨૩૬ ફાગણ સુદિ બીજ ને શનિવારના પાટણના ત્રુટિત લેખમાં ભીમદેવને અજયરાજાનો પુત્ર કહ્યો છે.[4] એ જોતાં

---

૧ જુઓ ઈ એ. ગ્રથ ૬ પૃ ૨૦૭ પાટણના લેખો પૈકી લેખ ન. ૯

૨ રાસમાળા મૂળ આ. ૧૮૭૮ પૃ. ૧૯૦

૩ द्रुतमुन्मुलिते तत्र धात्रा कल्पद्रुमाकुरे ।
उज्जगामानुजन्मास्य श्री भीम इति भूपति ॥

કી. કૌ. સ. ૨ શ્લો. ૫૯

સુ. સં. મા સંબધસૂચક શબ્દજ નથી.

૪ ... ... ...अजयक्षितिपात्मज. શ્લો. ૬૧

દે. રા. ભાંડારકરનું નો. લીષ્ટ નં. ૩૮૬

ભીમદેવ અજયપાલનો દીકરો અને મૂળરાજનો ન્હાનો ભાઇ હોવા બાબતમાં શંકા રાખવાનુ કારણ નથી.

આ ભીમદેવ પણ ગાદી ઉપર બેઠો ત્યારે બાળક હતો એવું એના પોતાના ઉપર ઉલ્લેખેલા સ ૧૨૩૬ ના લેખમા એના પ્રતાપને બાળક કહ્યો છે[1] એ શબ્દોમા સૂચન હોવાનો સભવ છે અને કી. કૌ. કાર ભીમદેવને બાલ રાજા કહે છે.[2] વળી તેણે ૬૪ વર્ષ સુધી રાજ્ય કર્યું છે એ જોતાં ગાદીએ ન્હાની ઉમ્મરે બેઠો હોવાનો સભવ છે.

આ ભીમદેવનો વૃત્તાન્ત ૭-૮ લીટીમાં પ્ર ચિં કારે પતાવી દઈને પછી તેને પડતો મુકી વાઘેલા વશની વાત એકદમ શરૂ કરી છે સુ. સ., કી. કૌ., પ્ર. ચિ. વગેરે પ્રબધોએ જૈન મત્રી વસ્તુપાલની તથા એના આશ્રયદાતા વાઘેલાઓની વાત કરવાના વેગમાં બીચારા ભીમદેવને અન્યાય કર્યો છે પણ એના ઉત્કીર્ણ લેખોના આધારે આપણે એની કારકીર્દી તરીકેજ આ ૬૪ વર્ષના ગાળાનું અવલોકન કરશુ.

મૂળરાજના વખતમા મહમદ ઘોરીએ કરેલી ચડાઈના વૃત્તાન્તમાં (ઇ. સ ૧૨૧૧ માં) મહમદ ઉફી લખે છે કે "પ્હેલા તો મહમુદ હારી ગયો પણ તેણે બે વર્ષ પછી બીજીવાર ચડાઈ કરી અને પ્હેલાંના દુરાચરણ માટે ત્યાના લોકોને સજા કરી" પણ મહમુદઘોરીની આવી બીજીવારની ચડાઇ ઇ. સ. ૧૧૮૦ (વિ. સ. ૧૨૩૬)મા થઇ હોવાનું બીજા મુસલમાન લેખકો કહેતા નથી એટલે ઉપલું કથન સુલતાનનો મહિમા બતાવવા માટે લખાયેલ કથા જેવુ ગણવાનો જેકસનનો મત યથાર્થ લાગે છે.[3]

---

૧ बालोपि भीमदेवस्य प्रतापो भाति भानुवत् ।

એજન શ્લો. ૬૩

૨ बालस्य भूमिपालस्य तस्य राज्यं व्यभज्यत ॥

કી. કૌ. સ. ૨ શ્લો. ૬૧

૩ જુઓ મુ. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૧૯૫ ટિ. ૪

વિ. સ ૧૨૩૭ કાર્તિક સુદિ ૧૧ નો પરમાર માંડલિકેશ્વર ધારાવર્ષનો હાથલમાથી એક લેખ મળ્યો છે;[1] જે ઉપરથી આબુના રાજાએ સોલકીરાજાનુ ઉપરીપણુ ફેકી નહોતુ દીધું એમ નક્કી થાય છે.

## અજમેરના ચોહાણ રાજા પૃથ્વીરાજ અને ભીમ સંબંધી રાસાની કલ્પિત કથાઓ

ભીમદેવના રાજ્યકાળના પહેલાં વર્ષોમાં અજમેરના ચોહાણરાજા પૃથ્વીરાજે, પોતાના પિતા સોમેશ્વરને ગુજરાતના રાજા ભીમદેવ બીજાએ મારેલો એ વૈર સભારીને ભીમ ઉપર ચડાઈ કરી તેને મારી નાખ્યો. અને તેના પુત્રને ગાદી ઉપર બેસાર્યો એ મતલબની લાંબી કથા પૃથ્વીરાજ રાસામાં આપી છે[2] પણ એ બધી વાત કલ્પિત ઠરે છે. કારણ કે સોમેશ્વર ચોહાણ ઘણુ કરી વિ. સં ૧૨૩૬મા અજમેરની ગાદી ઉપર બેઠો. એ વખતે ભીમ હજી તાજો જ પાટણની ગાદી ઉપર બેઠો હતો. વળી જેમ અજયપાલે અજમેરના રાજા ઉપર મેળવેલા વિજયનો ઉલ્લેખ ગુજરાતના પ્રબધોમા તથા ઉત્કીર્ણ લેખોમાં મળે છે તેમ જો ભીમે સોમેશ્વરને માર્યો હોત તો તેનો ઉલ્લેખ પણ પ્રબધોમા તથા ભીમના ઉત્કીર્ણ લેખોના બિરૂદોમા મળત, પણ નથી મળતો. બીજુ પૃથ્વીરાજે ભીમને માર્યાની વાત એક ક્ષણ પણ ટકે એવી નથી. કારણ કે પૃથ્વીરાજનો દેહાન્ત ઇ. સ. ૧૧૯૩ (વિ. સ. ૧૨૪૯)મા થયો, ત્યારે ભીમદેવનાં તે પછીના કાળનાં વિ. સ. ૧૨૯૬ સુધીનાં અનેક તામ્રપત્રો મળ્યાં છે.

આ પ્રસગ સંબંધી આબુના પરમાર રાજા જેતલીની મોટી કન્યા મંદોદરી ભોળાભીમને આપી હતી અને ન્હાની ઇચ્છનીને પૃથ્વીરાજ સાથે વરાવી હતી પણ ભીમે ઇચ્છનીની સુદરતાનાં વખાણ સાંભળી તેનું માગુ કર્યું અને એમાથી પૃથ્વીરાજ અને ભીમ વચ્ચે ઝગડો

---

૧ ઇ. એ. ગ્ર. ૪૩ પૃ. ૧૯૪

૨ જુઓ રાસમાળા આ. ૩ પૃ. ૩૦૬ થી ૩૨૮

જાગ્યો વગેરે કથા પણ કલ્પિત જ છે.[1] આબુના એ વખતના રાજાનું નામ ધારાવર્ષ (સ. ૧૨૨૦ થી ૧૨૭૪) હતું, એના લેખની નોંધ ઉપર કરી છે.

સ. ૧૨૩૭ પછી સ. ૧૨૪૭ની ભીમદેવના રાજ્યકાળની તારીખ એક હસ્તલિખિત ગ્રન્થમાંથી મળે છે, જેમાં એ વખતે લાટદેશમાં સોભનદેવ દંડનાયક હોવાનું તથા રત્નસિંહ મુદ્રાધિકારી હોવાનું લખ્યું છે.[2] પછી સં. ૧૨૫૧માં ભીમદેવના રાજ્યમાં લાટદેશના દર્ભાવતીમા એક ગ્રન્થ લખાયાની નોધ મળે છે.[3] સં. ૧૨૫૮માં લખાયેલા એક પુસ્તકમાં પણ ભીમદેવના રાજ્યકાળનો ઉલ્લેખ છે.[4]

## મુસલમાનો સાથેની લડાઈ સં. ૧૨૫૪

સ ૧૨૫૩નો દીવ્રા (ડુંગરપુર રાજ્ય, રાજપુતાના)માંથી એક લેખ મળ્યો છે પણ તેમાથી કોઈ વિશેષ બનાવનુ વર્ણન મળતું નથી.[5] પણ સ. ૧૨૫૪માં બનેલા એક બનાવનું વર્ણન ફારસી તવારિખ-માથી મળે છે. તાજુલમઆસિરમાં લખ્યું છે કે[6] "હિજરી સન ૫૯૩ (વિ. સં. ૧૨૫૪ ઇ. સ. ૧૧૯૭)માં નહરવાલાના રાજા ઉપર ખુસરોએ (કુતુબુદ્દીન ઐબકે) ચડાઈ કરી. જ્યારે એ પાલી અનેનાડોલની પાસે

---

૧ પૃથ્વીરાજ રાસાની આ કથાઓની કલ્પિતતા માટે જુઓ મારો પ્રસ્થાન પુ. ૭ અ. ૧ તથા ૩ મા છપાયેલો 'ચન્દ બરદાઇનો પૃથ્વીરાજ રાસો' નામનો લેખ.

૨ જુઓ પીટર્સન રિપોર્ટ ગ્ર. ૩ પૃ. ૫૧ જૈ. સા. ઇ. પૃ. ૩૩૭, સું. ગે. પૃ. ૧૯૬

૩ એજન પૃ. ૭૭ જૈ. સા. ઈ. પૃ. ૩૩૮

૪ પાટણ સૂચી ન. ૫૫ જૈ. સા. ઈ. પૃ. ૩૪૦

૫ જુઓ રાજપૂતાના મ્યુઝીઅમ અજમેરનો ૧૯૧૪–૧૫નો એન્યુઅલ રિપોર્ટ પૃ. ૨.

૬ જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ પ્ર. ભા. પૃ. ૭૭–૭૮મા કરેલો ઉતારો. તથા ઇલીઅટ ગ્ર. ૨ પૃ. ૨૨૯–૩૦.

આવ્યો ત્યારે ત્યાંના કિલ્લાઓ બીલકુલ ખાલી જોવામાં આવ્યા. અને આબુની નીચેના એક ઘાટમાં રાય કર્ણ અને ધારાવર્ષ મોટી સેના લઇને લડવા માટે તૈયાર ઉભા હતા. તેઓનો મોરચો મજબુત હોવાથી તેના ઉપર હુમલો કરવાની મુસલમાનોની હિંમત ન ચાલી પહેલાં આજ ઠેકાણે સુલતાન શાહબુદ્દીન ઘોરી ઘાયલ થયો હતો.[1] તેથી પોતાની પણ એ દશા કદાચ થાય તો એવી સેનાપતિ (કુતબુદ્દીન)ને બીક લાગી. મુસલમાનોને આ રીતે આગળપાછળ થતા જોઇ હિન્દુ યોદ્ધાઓને થયુ કે મુસલમાનો ડરી ગયા છે એટલે તેઓ મેદાનમાં આવ્યા. પછી બે વચ્ચે સવારથી બપોર સુધી ભીષણ લડાઈ થઈ. તેમા હિન્દુઓએ પીઠ દેખાડી. તેઓનાં પચાસ હજાર માણસો મરી ગયા અને વીશહજાર કેદ થયાં."

બીજા હેવાલમા "રાય ભીમદેવને હરાવ્યો અને સુલતાનનું વેર લીધું એમ લખ્યુ છે."[2] તે ઇ. સ ૧૧૭૮માં મૂળરાજને હાથે આપેલી હારનુ જ સમજવું. મુસલમાનોને આ હુમલાને પરિણામે કાંઈ મળ્યું નથી એ દેખીતુ છે. વળી આ લડાઈમા આબુના માંડલિકેશ્વર ધારાવર્ષે ગુજરાત તરફથી મુસલમાનો સામે જેમ ટક્કર ઝીલી છે તેમ તેણે જ મૂળરાજના વખતનો મહમુદ ઘોરીનો હુમલો પાછો હઠાવવામા મૂળરાજના સામંત તરીકે પરાક્રમ કર્યું હશે એમ ઉપર તાજુલમઆસીરમાથી ઉતારેલા કટકાથી જણાય છે.

વિ. સં ૧૨૫૬ના ભાદ્રપદ અમાસ વાર મંગળ (ઇ. સ ૧૧૯૯ સપ્ટેમ્બર તા ૨૧)નુ ભીમદેવ બીજાનું તામ્રપત્ર પાટણમાંથી મળ્યુ છે.[3] જેમા ભીમદેવ પોતાને અભિનવ સિદ્ધરાજ કહે છે. આ પછીનાં તામ્રપત્રોમા પણ આ બિરૂદ મળે છે. એ ઉપરથી ૫૦ વર્ષમાં

---

૧ મૂળરાજ સાથે ઉપર પૃ. ૩૩૯મા ઉલ્લેખેલી લડાઈ આબુના ઘાટમાં જ થયેલી અને તેમા શાહબુદ્દીન (મહમદ) ઘોરી ઘાયલ થયેલો તેનું આ સૂચન છે.

૨ જુઓ ઇલીઅટ ગ્ર. ૨ પૃ. ૩૦૦

૩ ઇ. એ. ગ્રં. ૧૧ પૃ. ૭૧. ગુ. ઐ. લે. ન. ૧૫૮

સિદ્ધરાજ ચૌલુક્યવંશનો આદર્શ રાજા ગણાવા લાગ્યો હતો એમ દેખાય છે. ઉપરના તામ્રપત્રથી ભીમદેવે ભગવાન ભવાનીપતિને પૂજીને મહિસાણા ગામના આનલેશ્વરદેવની નજીકની ચાર હળ જમીન, ઝાડ વગેરે સાથે 'સહિરણ્યભાગભોગ' રાયકવાળ જ્ઞાતિના બ્રાહ્મણ જ્યોતિ (જોષી) સોઢલના પુત્ર આસધરને દાનમાં આપી છે.

આ લેખનો લેખક મોઢવંશનો મહાક્ષપટલિક વૈજલનો પુત્ર શ્રીકુંયર છે અને દૂતક મહાસાંધિવિગ્રહિક ઠ. શ્રી ભીમાક છે શ્રી ભીમદેવસ્ય એ રીતે રાજાની સહી છે.

### ભીમદેવની રાણી લીલાદેવી

વિ. સં ૧૨૬૩ શ્રાવણ સુદિ બીજને વાર રવિ (ઇ. સ. ૧૨૦૬ જુલાઈ તા. ૯)નું પણ ભીમદેવ બીજાનું તામ્રપત્ર મળ્યુ છે.[1] એમાં લખ્યું છે કે ભીમદેવ બીજાએ ઉપલી તિથિએ વ્યતીપાત પર્વમાં નાહીને ભગવાન ભવાનીપતિને પૂજીને માતાપિતાના તથા પોતાના પુણ્ય અને યશની અભિવૃદ્ધિ માટે પોતાની રાણી લીલાદેવીના નામથી ક્રીરા અને માલકતરી ગામો વચ્ચે લીલાપુર વસાવી તેમા જે ભીમેશ્વર અને લીલેશ્વર મહાદેવ સ્થાપેલા તેને અંગે ચાલતા પ્રપા (પરબ) અને સત્રાગાર માટે ગમૂતાપથકનુ ઇંદિલા ગામ આપ્યુ.

આ લેખનો લેખક કાયસ્થ મહાક્ષપટલિક ઠ શ્રીકુમરપુત્ર ઠ. વોસરિ છે અને દૂતક મહાસાંધિવિગ્રહિક ઠ. શ્રીસૂ. સહી શ્રી ભીમદેવની છે.

ભીમદેવની આ રાણી લીલાદેવી ચોહાણ રાણા સમરસિંહની દીકરી (चाहुराणसमरसिंहसुता) હોવાનુ આ લેખમાંજ કહ્યુ છે. આ સમરસિંહ તે ઝાલોરના ચોહાણ કીર્તિપાલનો પુત્ર સમરસિંહ છે, જેના સં. ૧૨૩૯ અને સં ૧૨૪૨ના બે લેખો મળ્યા છે[2]

---

૧ ઇ. એ. ગ્ર. ૬ પૃ. ૧૯૪, ગુ. ઐ. લે. નં. ૧૬૦

૨ જુઓ એ. ઇ. ગ્ર ૧૧ પૃ. ૭૪ તથા ભારત કે પ્રાચીન રાજવંશ પ્ર. ભા. પૃ. ૩૦૩. આ સમરસિંહના પિતા કીર્તિપાલથી ચોહાણની ઝાલોરની શાખા ચાલી છે. જુઓ પરિશિષ્ટ ૨.

**સં. ૧૨૬૩ સુધી તો મેવાડ ગુજરાતના રાજાને તાબે હતું.**

વિ સ ૧૨૬૩નું જ ભીમદેવ બીજાનું આહડનુ એક તામ્રપત્ર શ્રી. ગૌ. હી. ઓઝાને મળ્યું છે,[1] અને એ ઉપરથી શ્રી. ઓઝાજી કહે છે તેમ સ ૧૨૬૩ સુધી મેવાડનો પ્રદેશ ગુજરાતના રાજાને તાબે હતો એમ સિદ્ધ થાય છે.

વિ. સં. ૧૨૬૪ ( ઇ સ ૧૨૦૭ ) આષાઢ સુદિ ૨ સોમનું ભાવનગર પાસે ટીમાણામાથી તામ્રપત્ર મળ્યુ છે[2] તેમાં લખ્યુ છે કે "સમસ્ત રાજાવલી સમલકૃત પરમેશ્વર પરમભટ્ટાર્ક (વગેરે વગેરે) ભીમદેવના રાજ્યકાળમા તેના મહામાત્ય રાણકશ્રી ચાચિગદેવ શ્રી કરણાદિ સમસ્ત મુદ્રાવ્યાપાર કરતા હતા ત્યારે ટિબાણકમાં મેહરરાજ ( મેરનો રાજા ? ) જગમલ્લે પોતાના પિતા અને માતાના નામથી ચઉડરેશ્વર તથા પૃથિવીદેવીશ્વરના મદિરો તળાજામાં કરાવ્યા ત્યારે તે દેવોના પૂજા વગેરેના ખર્ચ માટે પુલસર અને કુઢાવલી ગામની (અમુક આપમા) જમીન આપી છે આ જમીનમાથી દશપાથ જમીન બગીચા માટે રાખી છે વળી દ્વારપાળે સો દ્રમ્મ આપ્યા છે વલહલના તથા ટીબાણકના વેપારીઓએ દરેકે એક એક રૂપક આપ્યો છે" વ્યવસ્થા માટે આઠ ટ્રસ્ટીઓ નીમેલા છે.

આ લેખ ઉપરથી કાઠીઆવાડમા સૂનવદ્રી (શેત્રુજી)ના કાઠાસુધી ભીમદેવની સત્તા ૧૯૬૪ સુધી ચાલુ હતી, એમ સિદ્ધ થાય છે.

વિ, સં ૧૨૬૫ વૈશાખ સુદિ ૧૫ ભૌમવારનો એક લેખ આબુના ચદ્રાવતીનાથ માડલિક શ્રીધારાવર્ષનો મળ્યો છે[3] જેમા એ પોતાને માડલિક કહે છે એટલુજ નહિ પણ "ચૌલુકયોદ્ધરણ, પરમ ભટ્ટારક મહારાજાધિરાજ શ્રીભીમદેવના રાજ્યમા મહામુદ્રામાત્ય શ્રીઠાભુ હતા ત્યારે" એ રીતે ભીમદેવનુ તથા તેના અમાત્યનુ વર્ણન કર્યું છે. આ

---

૧ જુઓ વડોદરાની ઓરીએન્ટલ કોન્ફરન્સનો રિપોર્ટ પૃ ૬૪૩

૨ ઈ. એ. ગ્ર ૧૧ પૃ. ૩૩૭.

૩ જુઓ ઈ. એ. ગ્ર ૧૧ પૃ. ૨૨૦. ગુ. ઐ. લે. ન. ૧૬૧

લેખમાં આબુમાં આવેલા કનખલ તીર્થના કોટેશ્વરના શિવમંદિરના કેદારરાશિએ કરેલા જીર્ણોદ્ધારની નીચેની વિગતો લખી છે.

(૧) કોટેશ્વરનો જીર્ણોદ્ધાર કર્યો, (૨) તીર્થમા પથરા જડાવ્યા. (૩) અતુલનાથનો જીર્ણોદ્ધાર કર્યો. (૪) શૂલ પાણિનાં બે નવાં મંદિરો કરાવ્યાં (૫) કનખલ શંભુના મંદિરમા કસોટીના પથ્થરના થાંભલાઓ વાળો મંડપ બંધાવ્યો (૬) કેદાર રાશિની બેન મોક્ષેશ્વરીએ પણ એક મંદિર બંધાવ્યું.

આબુના આ ધારાવર્ષનો સં ૧૨૭૧નો પણ એક લેખ મળ્યો છે.[1] જેમાંયે તેણે પોતાને મહામંડલેશ્વર કહેલ છે.

વિ. સં. ૧૨૬૬ સિંહ સ. ૯૬ માર્ગશીર્ષ શુકલ ૧૪નું ભીમદેવ બીજાનું એક તામ્રપત્ર મળ્યુ છે. તેમાં મહામાત્યનુ નામ રત્નપાલ લખ્યુ છે.[2] આ લેખમાં લખ્યુ છે કે ભીમદેવની કૃપાથી જેને પટ્ટલા (પટ્ટો) મળેલ છે તે મહાપ્રતિશ્રી સોમરાજદેવે ભોગવાતા સુરાષ્ટ્ર મંડલમાં વામનસ્થલી (વણથલી)માં નીચેનું શાસન આપવામાં આવ્યું છે. જેમાં પ્રાગ્વાટ (પોરવાડ) શ્રાવાલહરાના પુત્ર મહીપાલે ઘંટેલાણા ગામમા બંધાવેલાં વાવ તથા પ્રપા (પરબ) કાયમ ચાલુ રાખવા માટે નાગરજ્ઞાતિના પારાશરના પુત્ર માધવને ઘટેલા ગામની અમુક જમીન તથા આકવળીઆ ગામના ઉત્તર ભાગનુ એક ખાડી અનાજ જેમાંથી નીપજે એવુ ખેતર આપ્યુ છે.

આ લખતના સાક્ષીઓમા સોમનાથના સ્થાનપતિ દુર્વાસુ, વીશઢેશ્વરના સ્થાન પ્રતિ બિબલજ, શ્રીકેદારમઠના સ્થાનપતિ, કપિલેશ્વરના સ્થાનપતિ, તથા ગામની બ્રહ્મપુરીના બ્રાહ્મણ મધુસૂદન પંડિત વગેરે તથા મહાજનના મોઢશ્રેષ્ઠી તથા પોરવાડ શ્રેષ્ઠીઓ છે. વળી આ લખત ધર્મવહિ (ધાર્મિક દાનોના ચોપડામાં )મા ઉતાર્યું છે (સચરિત્ત) એમ છેલ્લે લખ્યુ છે

---

૧ દે. રા. ભાંડારકરનુ નોર્ધર્ન લીસ્ટ ન. ૪૬૩.

૨ જુઓ ઇ. એ. ગ્ર. ૧૮ પૃ. ૧૧૦. ગુ. ઐ. લે. ન. ૧૬૨

ભીમદેવના પાંચેક ઉત્કીર્ણ લેખો એમાથી એ વખતની સામાજીક ધાર્મિક સ્થિતિની જે માહીતી મળે છે તે મૂળરૂપમા જ વાચનાર જોઈ શકે માટે ઉપર ઉતાર્યા છે આ લેખો ઉપરથી જે રાજકીય માહીતી મળે છે તેની નોંધ અહીજ કર્તવ્ય છે ઉપરના લેખોથી સ્પષ્ટ દેખાય છે કે ભીમદેવને ગાદીએ બેઠે ત્રીશ વર્ષ થયાં ત્યાસુધી તો એક તરફ આબુનો પરમાર રાજા એનો સામત રહ્યો છે, બીજી તરફથી ડુંગરપુર અને મેવાડના પ્રદેશો હજી ભીમદેવને તાબે છે[1] અને ત્રીજી તરફથી સોરઠ એટલે આખો કાઠીઆવાડ તાબે છે કારણ કે ભાવનગર પાસેથી અને જૂનાગઢ પાસેથી લેખો મળ્યા છે. અને સંવત ૧૨૭૩નો

---

૧ અજયદેવના પ્રકરણમા મેવાડના રાણા સામતસિહ સાથે અજયદેવને થયેલી લડાઇનો ઉપર ઉલ્લેખ કર્યો છે એ લડાઈ સામતસિંહે ગુજરાતથી સ્વતત્ર થવા માટે કરી હોવાનો સભવ છે. પણ એ લડાઈને પરિણામે સામતસિહ નબળો પડયો અને ભીમદેવના સામન્ત નડોલના ચોહાણકીતુ (કીર્તિપાલ) એ તેનુ રાજ્ય લઈ લીધુ. એટલે સામંતસિંહે વાગડ (ડુગરપુર અને વાસવાડા) મા રાજ્ય સ્થાપ્યું અને તેના ન્હાનાભાઇ કુમારસિંહે ગુજરાતના રાજા સાથે ફરી મેળ કરી તેનુ આધિપત્ય કબુલ કરી મેવાડનુ રાજ્ય પાછુ મેળવ્યું. આ બનાવ સ. ૧૨૩૯ પ્હેલા બન્યો હોવો જોઈએ કારણ કે એ વખતે કીતુનો પુત્ર જાલોરની ગાદી ઉપર હતો.

કુભલગઢની પ્રશસ્તિ (શ્લો. ૧૪૯, ૧૫૦, ૧૫૧) મા ઉપરની વાતનો સ્પષ્ટ ઉલ્લેખ છે'—

सामतसिंहनामा भूपतिर्भूतले जातो ।
भ्राता कुमारसिंहो भूत् स्वराज्यग्राहिण परम्
देशान्निष्कासयामास कीतुसज्ञ नृप तु य ॥
स्वीकृतमाघाटपुर गूर्ज्जरनृपति प्रसाद्य

જુઓ રાજપૂતાનેકા ઇતિહાસ ખ. ૧ પૃ. ૪૫૧ ટિ. ૨ પૃ. ૪૫૮ તથા પૃ. ૪૫૨

ઉપરની હકીકત ધ્યાનમા લેવાથી મેવાડ ભીમદેવને આધીન હોવાનુ કારણ સમજાશે.

સોમનાથ પાટણમાથી લેખ મળ્યો છે (જે વિગતવાર આગળ જોશુ) તથા સ. ૧૨૭૫નો લેખ જામનગર તાબે ખભાળીઆ પાસે આવેલા ભરાણા ગામમાથી મળ્યો છે.[1]

ટુંકામા સિદ્ધરાજ કુમારપાલ પાસેથી જે વિશાળ રાજ્યનો વારસો મળેલો તે ભીમદેવે ત્રીશવર્ષ સુધી તો લગભગ અખડ જાળવી રાખ્યો છે. એટલે એ બાળક હોવાથી એણે રાજ્ય ખોયું એમ કહેવુ એ ખોટું છે. છતા ભીમદેવના સમયમા જ જો કે એના રાજ્યકાળના ત્રીશવર્ષ પછી ગુજરાતના સામ્રાજ્યની કળા ઘટવા માડી છે એ ચોક્કસ છે.

## માળવા સાથેનાં યુદ્ધો અને માળવા ખોયું

હવે કેવી રીતે ક્ષીણતા શરૂ થઈ તે જોઈએ. શરૂઆત માળવાથી થઇ જણાય છે માળવા પ્રદેશ પાછો લેવા પ્રયત્નો કરવામાં રાજા ભોજના વશજો કાઇ બાકી ન રાખે એ સ્વાભાવિક છે. અજયદેવના વિ. સં. ૧૨૨૯ના લેખની પછીની તારિખનો ગુજરાતના રાજવશનો કોઈ લેખ માળવામાથી મળ્યો નથી એટલે માળવાના પરમારોએ ગુજરાતની ધુસરી ભીમદેવના રાજ્યના આરભકાળમા જ ફેંકી દીધી હોય તો એમા અસભવ નથી પણ એ વિષે ચોક્કસ કહેવા માટે કાંઈ પુરાવો નથી પણ માળવાના રાજા વિંધ્યવર્મા સાથે ભીમદેવને એક લડાઈ થઈ છે જેનો ચોક્કસ સમય કહેવો મુશ્કેલ છે, પણ વિ. સ. ૧૨૩૪ પછી અને ૧૨૬૫ પ્હેલાં થઈ છે, એટલુ નક્કી એનો ઉલ્લેખ સોમેશ્વરે કર્યો છે એ કહે છે કે "સોલકી રાજાએ પોતાના પિતા કુમારને સેનાપતિ બનાવીને મોકલ્યો અને તેણે ધારાનો રાજા વિંધ્યવર્મા રણભૂમિ છોડીને ભાગી જતાં તેનું ગોગાસ્થાન નામનુ શહેર ભાગી ત્યા મહેલને ઠેકાણે કુવો ખોદ્યો."[2]

---

[1] વિ. સ. ૧૨૭૫ ભાદરવા સુદના ભરાણા ગામમાથી મળેલા લેખ માટે જુઓ ભાવનગર પ્રા અને સ- લેખો પૃ. ૨૦૪ ગુ. ઐ લે. ન. ૧૬૪

[2] જુઓ.—

सेनानीर्विदधे कुमार इति यः शके चुलुक्येन्दुना

સોમેશ્વરનુ આ કથન સત્ય હોય તો વિન્ધ્યવર્મા સ્વતંત્ર થવાના પ્રયત્નમાં ફાવ્યો નહિ એવો એનો અર્થ થાય. જો કે ગૂર્જર સત્તાનો ઉચ્છેદ કરવાનો એને ભારે આગ્રહ હતો એમ અર્જુન વર્માના સં. ૧૨૭૨ના લેખમાં કહ્યુ છે[1] વિન્ધ્યવર્મા પછી એનો પુત્ર સુભટવર્મા આવ્યો. આ સુભટવર્મા કે સોહડવિષે પ્ર ચિ. (પૃ. ૨૦૫)માં લખ્યું છે કે "ભીમદેવના રાજ્યકાળમા માળવાનો શ્રીસોહડ નામનો રાજા ગૂર્જરદેશના વિનાશ માટે સીમાડા સુધી ચડી આવ્યો; ત્યાં ગૂર્જર દેશના પ્રધાને તેની સામે જઈને કહ્યુ કે "હે રાજારૂપ સૂર્ય તમારો પ્રતાપ પૂર્વ દિશામા જ શોભે છે, પણ પશ્ચિમ દિશામા ઉતરતા એ પ્રતાપનો લય થઈ જાય છે." આ વિરૂદ્ધ વાણી સાભળીને તે પાછો ફરી ગયો. માળવા ગૂજરાતની પૂર્વે આવેલુ હોવાથી "તમે માળવામાં ભલે સ્વતત્રતાથી રાજ્ય કરો પણ ગૂજરાતમા ન આવશો" એમ ઉપરના પ્ર ચિ. ના શ્લોકની મતલબ જણાય છે પણ એવા ખાલી ઉપદેશથી કોઇ ચડી આવેલો રાજા પાછો ન જાય, એના પુત્ર અર્જુનવર્માના ઉપર ઉલ્લેખેલા લેખમા તો લખ્યુ છે કે "સૂર્ય જેવા સુભટવર્માનો પ્રતાપ ગૂર્જરોના પાટણમાં હજી સુધી બળ્યા કરે છે"[2] ઉભયપક્ષોનાં કથનો વાચતાં એમ લાગે છે કે વિધ્યવર્માએ ગૂજરાતની ધુસરી ફેંકી દેવા પ્રયત્નો કર્યા પણ ફાવ્યો નહિ, પણ તેનો અનુયાયી સુભટવર્મા સ્વતત્ર થઈ શકયો એટલુ જ નહિ પણ તેણે ગુજરાત ઉપર

---

धाराधीशे विन्ध्यवर्मण्यवन्ध्य क्रोधाध्माते प्याजिमुत्सृज्य याते
गोगस्थान पत्तनं तस्य भङ्क्त्वा सौधस्थाने खानितो येन कूप ॥
સુરથોત્સવ સ ૧૫ શ્લો ૩૫–૩૬

૧ गूर्जरोच्छेदनिर्वन्धी विन्‍ध्यवर्मा महाभुजः ।
વિ સ. ૧૨૭૨નુ અર્જુનવર્માનુ તામ્રપત્ર પ્રા. લે. મા. સ ૩ શ્લો ૧૨

૨ यस्य ज्वलति दिग्जेतुः प्रतापस्तपनद्युते ।
दावाग्निच्छ्लनाद्यापि गर्जन्गूर्जरपत्तने ॥
એજન શ્લો ૧૫

હુમલો કર્યો, કદાચ ગુજરાતનાં થોડાં ગામો બાળ્યાં હશે, પણ ગુજરાતના રાજાના સામત લવણપ્રસાદને રસ્તામાં પર્વત પેઠે અડગ ઉભેલા જોઇને, સોમેશ્વર કહે છે તેમ ચડી આવેલો સુભટવર્મા પાછો વળી ગયો[1] એમ લાગે છે. અર્જુનવર્માના ગુરૂ મદનની લખેલી તથા પથ્થર ઉપર કોતરાવેલી પારિજાતમજરી નામની નાટિકામાં આ યુદ્ધનો ઉલ્લેખ છે, ત્યા પર્વપર્વત (પાવાગઢ) પાસે આ યુદ્ધ થયું હોવાનું લખ્યુ છે.[2] સુભટવર્માની આ ચડાઈ અને તેનુ પાછા વળવું સં ૧૨૬૬–૬૭માં બન્યુ હોવાનો સભવ છે, કારણ કે સ. ૧૨૬૭ના ભાદ્રપદ સુદિ ૧૫ને બુધનુ તો તેના પુત્ર અર્જુનવર્માનુ તામ્રપત્ર મળ્યુ છે.[3] પ્ર. ચિ (પૃ ૨૦૫) આગળ લખે છે કે "પણ પછી તેના પુત્ર અર્જુનદેવે ગૂર્જરદેશને હરાવ્યો પણ હતો." માળવાના અર્જુનદેવની આ વિજયી ચડાઈ વિ. સ. ૧૨૭૩ પ્હેલાં થઈ હોય એમ લાગે છે; કારણ કે વિ. સ ૧૨૭૩ની, પ્રભાસપાટણમાંથી ભીમદેવના રાજ્યકાળની શ્રીધરપ્રશસ્તિ મળી છે, તેમા લખ્યું છે કે "શ્રીધરે પોતાની મત્ર શક્તિવડે માળવાના હાથીઓએ હલાવેલી પૃથ્વીને (ગૂજરાતની ભૂમિને) પાછી સ્થિર કરી અને પોતાની શક્તિથી દેવપાટણ (પ્રભાસપાટણ)ને પાળ્યુ."[4]

---

૧ पुरो मन्दरवद्वीक्ष्य य निष्कम्पतया स्थितम् ।
विनिवृत्तमुपेत्यापि धाराधीशपयोधिना ॥
કી. કૌ. સ. ૨ શ્લો. ૭૪

૨ જુઓ કાન્તમાળા પૃ. ૧૨૫મા પારિજાત મજરી વિષે લેખ.

૩ જ. એ. સો બે. ગ્ર. ૫ પૃ. ૩૭૮

૪ ............(मालवतमाल) वनायमान
सेनागजप्रकरभगुरिता भुव य' ।
भूयःस्थिरा सपदि मन्त्रवलेन कृत्वा
श्रीदेवपत्तनमपालयदात्मशक्त्या ॥
એ. ઈ. ગ્રં. ૨ પૃ. ૪૩૭ શ્લો. ૪૨

આ શ્રીધર તે કુમારપાલના સચિવ વલ્લનો પુત્ર ઉયાભટ્ટના વંશનો નાગર છે ઉપરના એના કથનથી ભીમે તેને પ્રભાસપાટણનો અધિકારી નીમ્યો હશે એમ જણાય છે અને તે શ્રીધર અર્જુનવર્માના હુમલા વખતે સોરઠી લશ્કર સાથે પાટણના લશ્કરની મદદમા ગયો હશે. માળવાના આ અર્જુનવર્માએ વિ સ. ૧૨૭૦મા ભરૂચમા સૂર્યગ્રહણ વખતે દાન આપ્યુ છે[૧] એ જોતાં ભરૂચ ઉપર તો ૧૨૭૦ પહેલા જ તેણે ચડાઈ કરી હોવી જોઇએ અને પછી તળ ગુજરાત ઉપર ચડાઈ કરી, એ વખતે ભીમદેવ તરફથી જે સામત સામો થયો હશે તેનું નામ જયસિંહ હોવુ જોઈએ. "તેની સાથે લડાઈ થતાં જયસિંહ ભાગી ગયો" એમ સં. ૧૨૭૨ના અર્જુનવર્માના તામ્રપત્રમાં પણ લખ્યુ છે.[૨] આ જયસિંહ તે જેનુ સ. ૧૨૮૦નુ તામ્રપત્ર મળ્યુ છે એ થોડા વખત માટે ગુજરાતની ગાદી ઉપર બેઠેલો જયતસિંહ જ હોવાનો સભવ છે

## સં. ૧૨૭૩ની શ્રીધર પ્રશસ્તિ

ઉપર કહેલી સં. ૧૨૭૩ની શ્રીધર પ્રશસ્તિમાથી ભીમદેવ બીજા સબધી બીજી પણ થોડી માહીતી મળે છે. એ શ્રીધરે ગૂજરાતની ભૂમિને દબાવનાર વીર હમ્મીરની સેનાને ધૂળ ભેગી કરી દીધી હોવાનુ એ જ લેખમા કહ્યુ છે.[૩] આ હમ્મીર તે કોઇ મુસલમાન સરદાર હશે કારણકે ભીમદેવના વખતમા મુસલમાનોએ ગુજરાત

---

૧ જ. અ ઓ સો. ગ્ર ૭ પૃ ૩૨

૨ वाललीलाहवे यस्य जयसिंहे पलायिते
दिक्पालहासव्याजेन यशो दिक्षु विजृंभितम् ॥
પ્રા. લે. મા. લેખાક ૩ શ્લો. ૧૭

૩ दलितधरणिचक्र वीरहम्मीरचक्र
बहुतृणमकरोद्य. श्रीधरो दुर्गदर्प. ॥
શ્રીધરપ્રશસ્તિ શ્લો. ૪૩

ઉપર ઘણા હુમલાઓ કર્યા છે. અને કોઇ વાર તેઓને પાછા હઠવું પડયું છે ત્યારે કોઈ વાર તેઓનો વિજય થયો છે. દા. ત. વિ. સં. ૧૨૫૩ (ઇ. સ. ૧૧૯૬)માં કુતુબુદ્દીન ગૂજરાત ઉપર ચડી આવેલો પણ ભીમદેવના સામતોને હાથે માર ખાઇને તેને અજમેરમાં ભરાઇ જવુ પડયું પણ બીજે જ વર્ષે ત્રીજી ફેબ્રુવારીએ તેણે ભીમદેવના લશ્કરને હરાવ્યુ અને અણહિલપુર થોડો વખત પોતાને કબજે રાખી પાછો કુતુબુદ્દીન દીલ્હી ચાલ્યો ગયો.[1] કુતુબુદ્દીનની પાટણ ઉપરની સત્તા ક્ષણિક જ હતી એમ તો ઉપર ઉતારેલા ભીમદેવનાં દાનપત્રોથી પણ નક્કી થાય છે. અહીં મુસલમાની ઇતિહાસમાંથી નોંધ્યા છે તેવા કોઈ મુસલમાની હુમલાને પાછો હઠાવવામાં શ્રીધરે ભાગ લીધો હોવો જોઇએ.

ભીમદેવ બીજાએ સોમનાથનો મેઘધ્વનિ ઉર્ફે મેઘનાદ નામનો મંડપ કરાવ્યો હોવાનુ તથા શ્રીધરે પોતે સોમનાથ પાટણમાં પોતાની માતાના નામથી રોહિણીસ્વામી નામનું વિષ્ણુનું મદિર અને પિતાના નામથી વલ્લેશ્વર નામનું શિવમદિર એ રીતે બે મદિરો બધાવ્યાં હોવાનું શ્રીધર કહે છે.[2]

આ શ્રીધરને સાવિત્રી, લક્ષ્મી અને સૌભાગ્ય દેવી નામની ત્રણ સ્ત્રીઓ હતી (શ્લો ૪૦) એ હકીકત હાલમાં વડનગરા નાગરોમાં એક ઉપર બીજી સ્ત્રી કરવાનો રિવાજ નથી એ દૃષ્ટિએ મહત્ત્વની છે.

### ભીમદેવને ઉઠાડી જયંતસિંહે પાટણની ગાદી પચાવી પાડી સં. ૧૨૭૫ થી ૧૨૮૦ વચ્ચે

વિ. સ. ૧૨૭૫નો ભીમદેવ બીજાનો ભરાણા ગામનો લેખ મળ્યો હોવાની ઉપર નોધ કરી છે. એ લેખને આધારે વિ. સં ૧૨૭૫ સુધી તો ભીમદેવ પાટણની ગાદી ઉપર સ્થિર હતો એમ જણાય છે.

૧ જુઓ ઇલીઅટ ગ્ર. ૨ પૃ. ૨૨૬, ૨૨૮, ૨૨૯

૨ શ્રીધર પ્રશસ્તિ શ્લો. ૪૫

પણ તે પછી ૧૨૭૫થી ૧૨૮૦ વચ્ચેનાં કોઈ પણ વર્ષમાં ઉપર કહેલા મુસલમાની હુમલાઓથી તથા પુષ્કળ દાનોથી જેની તિજોરીનું તળીયુ દેખાઈ ગયું હતું તે ભીમદેવના રાજ્યને બળવાન મંડલીકોએ તથા મંત્રીઓએ દબાવવા માંડયું[1] અને છેવટ જયતસિંહે પાટણની ગાદી જ પચાવી પાડી. આ જયતસિંહ સોલંકીવંશનો જ હતો એમ એના મંડલીકે સં. ૧૨૮૦માં આપેલા દાનપત્રમાં[2] કહેલું છે. એ દાનપત્રમાં એ જ વંશના આગલાં દાનપત્રોના ધોરણ પ્રમાણે જ સોલંકી વંશાવળી આપી છે તથા એ વંશના પ્રત્યેક રાજાને સમસ્ત રાજાવલીસમલંકૃત અને ઉમાપતિવરલબ્ધપ્રસાદપ્રૌઢપ્રતાપ જેવાં બિરૂદો લગાડયાં છે. અને ભીમદેવ સુધી વંશાવળી આપ્યા પછી પોતાનું વર્ણન શરૂ કરે છે વળી ભીમદેવને ઉઠાડી મૂકી ગાદી પચાવી પાડનાર આ જયતસિંહ પોતાને વિષે 'દુર્દૈવદાવાનલદગ્ધગૂર્જરધરા બીજપ્રરોહૈકપર્જન્ય' એટલે દુર્દૈવરૂપ અગ્નિથી બળી ગયેલી ગૂર્જર-ભૂમિમા બીજ ઉગી શકે એ માટે જેણે એકલાએ વરસાદનું કામ કર્યું છે, એવી બડાઈ હાંકે છે. આ જયંતસિંહ મુખ્ય સોલંકીવંશનો કોઇ ભાયાત જ હોવો જોઇએ. જોકે કોઇ પ્રબંધમાં આનું નામ નથી. અને એના લેખમા એનો મુખ્ય વંશ સાથે સંબંધ બતાવ્યો નથી. ગમે

---

१ सततवितत्तदानक्षीणनिःशेषलक्ष्मीः,

घलकवलितभूमीमण्डलो मण्डलेशैः

... ... ... ...

સુ. સં. સ. ૨ શ્લો. ૫૧

मन्त्रिभिर्माण्डलीकैश्च बलवद्भिः शनैः शनैः ।

बालस्य भूमिपालस्य तस्य राज्य व्यभज्यत ॥

કી. કૌ. સ. ૨ શ્લો. ૬૧

૨ જુઓ ઇ. એ. ગ્ર. ૬ પૃ. ૧૯૬મા તથા ગુ. ઐ. લે. ન. ૧૬૫માં છપાયેલું જયતસિંહનુ પોષ સુદિ ૩નું દાનપત્ર.

તેમ પણ તેના ટુંકા રાજ્યકાળમાં તેના મંડલીકે વર્ધીપથકમાં સાંપાવાડા ગામ અને ગંભૂતા પથકમાં ડોડીયાપાટકનો એક ભૂમિખંડ-રાણક આનાના પુત્ર લુણપસાકે પોતાની માતાના નામથી વસાવેલા સલખણપુરમાં પોતાના પિતા અને માતાના નામથી સ્થાપેલા શ્રી આનલેશ્વર અને શ્રી સલખણેશ્વર દેવ માટે દાનમાં આપેલ છે. અને આ દાનપત્રથી જ જયતસિંહ વિષે આટલી માહીતી મળે છે.

આ લેખમા ઉલ્લેખેલાં ગામો રાધણપુર રાજ્યમાં તથા વીરમગામથી પાટણના રસ્તામા હાલમાં નામના સ્હેજ ફેરફાર સાથે મળે છે.

**ભીમદેવે રાજ્ય પાછું મેળવ્યું સં. ૧૨૮૩ પહેલાં**

આ જયતસિંહના રાજ્યકાળ દરમિયાન ભીમદેવનું શું થયું તેનો કાંઈ પત્તો લાગતો નથી. પણ તેણે સ ૧૨૮૩ કાર્તિક સુદિ ૧૫ને દિવસે મડલી ગામના મૂલેશ્વરદેવના મઠના સ્થાનાધિપતિ વેદગર્ભરાશિને નતાઉલ ગામનું દાન આપ્યુ છે.[૧] એ જોતાં સ. ૧૨૮૩ પહેલાં ભીમદેવે પોતાનુ રાજ્ય મેળવ્યું છે, એટલુ નક્કી. આ મંડલીગામ વઢીઆરમાં આવ્યું છે અને ગૂજરાતના સોલકીવંશના મૂળ પુરૂષ મૂળરાજે ત્યા સ્થાપેલા મૂળનાથદેવ કે મૂલેશ્વરદેવ, જેને મૂળરાજે પોતે પોતે સ. ૧૦૪૩મા દાન આપેલુ તેને જ, આ દાન અપાયેલુ છે. આ દાનપત્રના લેખકનું નામ છે કાયસ્થ અક્ષપટલિક સોમસિંહ અને દૂતકનું નામ છે મહાસંધિવિગ્રહિક ઠ. શ્રી વહુદેવ.

સ. ૧૨૮૭માં પણ[૨] મડલીના આ મઠપતિ વેદગર્ભ રાશિને જ સ. ૧૨૮૦ના લેખમા કહેલા આનલેશ્વર અને સલખણેશ્વરનાં પૂજા વગેરે માટે તથા સત્રાગારમાં બ્રાહ્મણોના ભોજન માટે વર્ધીપથકનું જ દેવાઉ નામનું ગામ ભીમદેવે આપ્યુ છે. આ દાનપત્રના લેખક અને દૂતક સ. ૧૨૮૩ના દાનપત્રવાળા જ છે. વળી એજ વેદગર્ભરાશિને સ. ૧૨૮૮ ભાદરવા સુદિ ૧ને દિવસે ભીમદેવે અણહિલપાટકમાં નાહીને

---

૧ જુઓ ઈ. એ. ગ્રં ૬ પૃ. ૧૯૯ ગુ. ઐ. લે. નં. ૧૬૬

૨ જુઓ ઈ. એ. ગ્રં. ૬ પૃ. ૨૦૧ ગુ. ઐ. લે. નં. ૧૭૦

ચરાચરગુરૂ ભગવાન ભવાનીપતિને પૂજીને ઉપર કહેલા દેવોની જ પૂજા માટે તથા સત્રાગારમાં ભટ્ટારકો (શૈવ સાધુઓ)ના ભોજન માટે દાન આપ્યુ છે[૧] આ દાનપત્રના લેખક અને દૂતક એના એ જ છે.

મંડલીના આ મઠપતિ પાશુપતાચાર્ય વેદગર્ભ રાશિ માટે ભીમદેવને બહુ માન હોય એમ લાગે છે. કારણકે ઉપરના બે ઉપરાંત સં ૧૨૯૫ માર્ગશીર્ષ સુદિ ૧૪ને દિવસે પણ એ જ વેદગર્ભરાશિને સોલકી રાણા લૂણપસાના પુત્ર રાણા વીરમે ધુસડીમાં બધાવેલ વીરમેશ્વર દેવ તથા શ્રી સૂમલેશ્વર દેવના નૈવેદ્ય, પચોપચાર પૂજા માટે દાન આપેલું છે.[૨] આ દાનપત્રના લેખક અક્ષપટલિક સોમસિંહ અને દૂતકઠ. વયજલદેવ છે. આ દાનપત્રના પહેલા પત્રા ઉપર ભીમદેવની રાણી સૂમલદેવીની સહી છે. એ રાણીના નામ ઉપરથી જ સૂમલેશ્વર મહાદેવ સ્થાપવામાં આવ્યા હશે. પાશુપતાચાર્ય વેદગર્ભરાશિને ઘણાં શૈવમંદિરોનો વહીવટ સોપ્યો હોય એમ આ ઉપરથી જણાય છે.

ભીમદેવના સમયનુ છેલ્લુ દાનપત્ર સં ૧૨૯૬નુ મળ્યુ છે[૩] જેમાં એ જ વેદગર્ભરાશિને પોતાના માતપિતાના તથા મહારાણી સૂમલદેવીના પુણ્યાર્થે સં ૧૨૮૮ના દાનપત્રવાળા વીરમેશ્વર અને સૂમલેશ્વરદેવનાં નૈવેદ્યપૂજા વગેરે માટે ગામનુ દાન આપ્યું છે આ દાનપત્રના લેખક છે. કાયસ્થ ઠ. શ્રી સોમસિંહ, અને દૂતક મહાસંધિવિગ્રહિક શ્રીવયજલદેવ.

સં ૧૨૮૦ પછી બનેલા કેટલાક બનાવોનુ વર્ણન ભીમદેવના મહામડલેશ્વર લવણપ્રસાદ વીરધવલના વૃત્તાત માટે બાજુ ઉપર રાખી ભીમદેવના રાજ્યકાળની લગભગ સમાપ્તિપર્યંત તેના દાનપત્રોની મદદથી આપણે પહોચી ગયા છીએ વિચારશ્રેણી પ્રમાણે સં. ૧૨૯૮માં ભીમદેવનો દેહ પડી ગયો અને સં ૧૨૯૯નુ તો તેના અનુયાયી ત્રિભુવનપાલનું દાનપત્ર મળ્યુ છે.

---

૧ જુઓ ઇ એ. ગ્ર ૬ પૃ. ૨૦૩ ગુ ઐ લે ન. ૧૮૯

૨ એજન પૃ. ૨૦૫

૩ એજન પૃ. એજ ગુ. ઐ લે ન. ૨૦૧

## ભીમદેવની રાણીઓ

ભીમદેવની બે રાણીઓ (૧) લીલાદેવી અને (૨) સૂમલદેવીનાં નામો ઉપર આવી ગયાં છે.

## મંત્રીઓ અને સામંતો

ભીમદેવના મન્ત્રીમડળમા મહામાત્ય તરીકે રાણક ચાચિકદેવ, રત્નપાલ, ઠાભૂ જેવા તેમજ અક્ષપટલિક અને સંધિવિગ્રહિક તરીકે સોમસિહ, વયજલદેવ જેવા જે નામો ઉત્કીર્ણ લેખોમાં મળે છે તેની નોંધ ઉપર આવી ગઇ છે. એટલે અહી પુનરુકિત નથી કરી. પણ સ. ૧૨૯૬માં અંબડ મહામાત્ય હોવાનો ઉલ્લેખ એક ગ્રન્થની પ્રશસ્તિમાથી મળે છે[1].

સામતોમા ચોહાણવશ ભીમદેવને ઘણા વખત સુધી નીમકહલાલ રહ્યો છે. વિ. સં. ૧૨૬૫ના તથા વિ. સં. ૧૨૮૩ના બે લેખો બાલી પરગણામાંથી મળેલા છે[2]. જે ઉપરથી સ. ૧૨૮૩ સુધી ગોડવાડ જીલ્લામા ભીમદેવના ચોહાણ સામન્ત ધાંધલદેવનુ રાજ્ય હતુ એમ નિશ્ચય થાય છે. નડૂલના ચોહાણવશના કીર્તિપાલથી જાલોરની શાખા ચાલી છે. આ કીર્તિપાલ અને તેનો પુત્ર સમરસિહ જે ભીમદેવનો સસરો થાય તેઓ પણ ભીમદેવના સામત હતા.

બીજો મોટો સામત તે આબુનો પરમાર રાજા ધારાવર્ષ વિ. સં. ૧૨૭૬ સુધી ચદ્રાવતીની ગાદી ઉપર હતો અને ભીમદેવથી સ્વતત્ર થવાનો તેણે પ્રયત્ન કર્યો ન હતો. ધારાવર્ષ પછી તેનો પુત્ર સોમસિહ ચદ્રાવતીની ગાદી ઉપર બેઠો. વિ. સં. ૧૨૮૭ની આબુના તેજપાળ

---

૧ જુઓ ઉપદેશ કદલીની સ. ૧૨૯૬ મા લખાયેલી પ્રતની પ્રશસ્તિ પી. શ્ર. ૫ પૃ. ૫૦ જૈ. સા. ઇ. પૃ. ૩૪૨ તથા ટિ. ૩૭૧

૨ પ્રો રિ. આ. સ. ઈ. વે. સ. ૧૯૦૮ પૃ. ૪૯-૫૦ તથા ભારત કે પ્રાચીન રાજવશ પ્ર. ભા. પૃ. ૨૯૮

મંદિરની પ્રશસ્તિમા આ સોમસિંહને મહામંડલેશ્વર જ કહેલ છે;[1] એ જોતા તેણે પણ ભીમદેવથી સ્વતંત્ર થવાનો પ્રયાસ કર્યો નથી.

એ ઉપરાત રાણક આનાના પુત્ર લૂણપસાકનો પુત્ર વીરમ પણ ભીમદેવનો સામત હોય એમ લાગે છે. આ રાણો લૂણપસાક અજયદેવે નીમેલો માળવાનો દંડનાયક હતો એ ઉપર આવી ગયું છે. અને સં. ૧૨૯૫ના લેખ ઉપરથી આ વીરમ ભીમદેવનો સાળો હોય અને લૂણપસા સસરો હોય એવો મારો તર્ક છે.

---

૧ પ્રા. જૈ. લે. સ. લેખાક ૬૫

## પ્રકરણ ૧૭ મું

### વાઘેલા સામંત લવણપ્રસાદ અને તેનો પુત્ર વીરધવલ

ભીમદેવના સામંતોમાં જેનો વૃત્તાંત ભીમદેવના વૃત્તાંતને લગભગ ઉડાડી દઇને જૈન પ્રબધોમાં વિસ્તારથી આપેલો છે તે વાઘેલા સામંત લવણપ્રસાદ અને તેના પુત્ર વીરધવલનો સક્ષિપ્ત વૃત્તાન્ત અહીં આપ્યો છે.

#### પૂર્વવૃત્ત

પ્રબધોમાં લખ્યું છે કે ધવલનો પુત્ર અર્ણોરાજ ઉર્ફે આનાક નામે સોલંકી વશનો એક રજપૂત કુમારપાલનો માસીનો દીકરો થાય તેને કુમારપાલે તેની સેવાથી ખુશી થઇ સામતપદ અને ભીમપલ્લી કે વ્યાઘ્રપલ્લી નામનુ ગામ આપ્યું હતુ.[1] સુ. સ. માં ગામનુ નામ ભીમપલ્લી લખ્યું છે પણ પ્ર. ચિ. માં વ્યાઘ્રપલ્લી ઉપરથી એ વશનુ વાઘેલા નામ પડયું એમ લખ્યું છે[2] એ જોતા આનાક જે ગામનો ધણી હતો તે ગામનું નામ વ્યાઘ્રપલ્લી હોવું જોઇએ.

#### આનાક વાઘેલાવંશનો મૂળપુરુષ

આ આનાક કુમારપાલની સેવામાં હમેશાં રહેતો અને મૂળરાજ બીજાના મરણ પછી દુષ્ટ અમાત્યો અને કેટલાક મડલીકો ભીમ ગાદીએ બેસે તેની વિરુદ્ધ હતા પણ આનાકે ભીમને વફાદાર રહીને

---

૧ પ્ર. ચિ. પૃ. ૧૯૯ તથાઃ—

चुलुक्यकुलकान्तारगजः श्रीधवलांगजः ।
रिपुसर्पसुपर्णोऽभूदर्णोराजमहीभुज ॥
मयासौ विक्रमाक्रीतमनसा घनसाहसः ।
अकारि कारण श्रीणां भीमपल्लीपुरप्रभुः ॥

સુ. સં. સ. ૩ શ્લો. ૧૫ અને ૧૮

૨ પ્ર. ચિ. પૃ. ૨૦૬

તેને ગાદી અપાવી તથા દુષ્ટોનો નાશ કર્યો એમ પ્રબંધોમાં કહ્યું છે[૧]. અલબત્ત ભીમ તરફ કોનો કઈ જાતનો વિરોધ હતો અથવા આનાકે ખરેખર શું કર્યું તેની વિગતો કોઈ પ્રબંધમા આપી નથી. પણ આનાક ભીમનો વફાદાર સામંત હતો એટલુ તો પ્રબંધોના કથનો સ્પષ્ટ દર્શાવે છે. આનાકે યુદ્ધમા રણસિંહને માર્યો એમ સ ૧૩૧૧ની ડભોઈની પ્રશસ્તિ (શ્લો ૧૦)મા કહ્યું છે[૨] પણ આ રણસિંહ કોણ હતો તેનો પત્તા નથી

## લવણપ્રસાદ

આનાકને લવણપ્રસાદ નામનો પુત્ર થયો, એ પણ ઘણો પરાક્રમી હતો.[૩] તેણે પોતાના પરાક્રમથી પોતાનું મંડલ વધાર્યું અને પોતાના પિતામહ ધવલના નામ ઉપરથી ધવલક્ક (હાલનુ ધોળકા) ગામ વસાવી ત્યાં રાજધાની સ્થાપી. આ લવણપ્રસાદને મદનરાજ્ઞી[૪]થી વીરધવલ

---

૧ दुष्टामात्यनिषिद्धस्य येनाक्लिप्त बलीयसा ।
राज्य ते मत्प्रसादाना मनृणीकारकारणम् ॥

સુ. સ. સ. ૩ શ્લો. ૧૯

धवलस्य सुतेनापि तेन कृष्णानुकारिणा ।
राष्ट्र निष्कण्टकीकर्तुमारेभे सुभटेन तत् ॥

કી. કૌ. સ. ૨ શ્લો. ૬૩ એ ઉપરાંત શ્લો. ૬૨

જે પ્હેલા પૃ. ૩૫૮ ટિ. ૧ મા ટાંકયો છે તે તથા શ્લો. ૬૪ જુઓ અને વ. વિ. સ ૩ શ્લો. ૩૮–૩૯

૨ એ. ઇ. ગ્રં. ૧ પૃ. ૨૫

૩ तत्पुत्र प्रसरत्कीर्ति पताकाचुम्बिताम्बर. ।
श्रीलावण्यप्रसादोस्ति प्रासादः शौर्यसपदः ॥

એજન શ્લો. ૬૭

૪ આ મદનરાજ્ઞીવિષે પ્ર. ચિ. (પૃ. ૨૦૬)મા લખ્યું છે કે તેની બહેન મરી જતા તેના બનેવી દેવરાજનો બહોળો ઘર વ્યવહાર નભતો નથી એ જોઇને તેનો નિર્વાહ કરવા માટે પતિ લવણપ્રસાદની રજા લઇને મદન-રાજ્ઞી

નામનો પુત્ર થયો. એ વીરધવલ જુવાન થયો એ અરસામાં ભીમદેવના રાજ્યને માડલીકો દબાવતા જતા હતા એ જોઇને પોતે સ્વતંત્ર થઇ જવું કે પોતાના પિતા આનાક પેઠે ભીમદેવને વફાદાર રહીને જ બને તેટલી પોતાની જાગીર વધારવી એ મોટો પ્રશ્ન લવણપ્રસાદ આગળ ઉભો થયો. અત્યારે સુ. સ, કી. કૌ. વગેરે જે જે પ્રબધો મળે છે તે લવણપ્રસાદ અને તેના પુત્રના આશ્રિતોના લખેલા હોઈને એકપક્ષી છે. ભીમના પોતાના ઉત્કીર્ણ લેખો સિવાય એના પક્ષનું કાંઈ લખાણ નથી. એટલે લવણપ્રસાદે તથા તેના પુત્રે ખરેખર કેવું વલણ લીધેલુ એ કહેવુ મુશ્કેલ છે. છતા એટલુ તો ચોક્કસ છે કે "બાલક ભીમના રાજ્યને બળવાન મત્રીઓએ અને મડલીકોએ વહેંચી લીધુ." એમ જે કી. કૌ (સ. ૨ શ્લો. ૬૧) કાર કહે છે તે મંડલીકોમાં તેના આશ્રયદાતા પણ આવી જાય છે. કારણ કે ભીમદેવના રાજ્યના આરભકાળે એટલે કે સ. ૧૨૩૪મા જે વ્યાઘ્રપલ્લી કે ભીમપલ્લી જેવા એકાદ ગામનો ધણી હતો તેનો પુત્ર સ ૧૨૭૬મા ધોળકાથી ખભાત સુધીની વિશાળ જાગીરનો ધણી થઈ ગયો છે. છતાં લવણપ્રસાદ વીરધવલે સ્વતત્ર થવાની ઇચ્છા નથી કરી અને ઘણું કરી ભીમદેવના મડલીકોમા સૌથી વધારે સત્તાશીલ થઇ પડ્યા છે. સ. ૧૨૭૫ અને સ. ૧૨૮૦ વચ્ચે ભીમદેવને ગાદી ઉપરથી ઉઠાડી કોઇ જયતસિંહે પાટણની ગાદી પચાવી પાડયાની વાત પ્હેલાં કરી છે. એ વખતે એ જયતસિહ સામે લડીને તેને કાઢી

---

બનેવીને ઘેર વીરધવલને સાથે લઇને ગઇ. ત્યા તેને રૂપાળી અને સ્પૃહણીય ગુણવાળી જોઇને પોતાના ઘરમા દેવરાજે બેસારી. લવણપ્રસાદને આ વાતની ખબર પડી ત્યારે પ્હેલા તો તેને મારવાનો વિચાર કર્યો પણ પછી વીર ધવલ ઉપર તેનો અતિશય પ્રેમ જોઇને મારવાનો વિચાર માડી વાળ્યો અને વીર ધવલ સમજણો થતા માતાના વૃત્તાન્તથી શરમાઇ પિતા પાસે આવીને રહ્યો.

સોલકી રજપૂતોમા આ રીતે બીજાની પત્નીને કોઈ રાખે અને તે મૂળ ધણી સહી લીએ એ વિચિત્ર તો છે જ પણ અસંભવિત કેમ કહેવાય?

પાછો ભીમદેવને ગાદીએ બેસારવો કે પોતે જ પાટણની ગાદી ઉપર ચઢી બેસવુ એ પ્રશ્ન પણ ઉગ્ર રૂપમા લવણપ્રસાદના મન આગળ ખડો થયો હશે એમ કીર્તિકૌમુદીમા આપેલા નીચેના રમણીય કલ્પનાત્મક વર્ણન ઉપરથી લાગે છે. સોમેશ્વર કહે છે કે[1] "એક વખત રાતમા લવણપ્રસાદને સ્વપ્ન આવ્યુ અને તેમાં તેણે શ્વેત વસ્ત્રધારી હાથમા શ્વેત માળા ધારણ કરેલી સુદર સ્ત્રીને જોઈ, અને તું કોણ છે એમ તેને પૂછતા તેણે કહ્યુ કે 'હુ ગૂર્જર રાજ્યલક્ષ્મી છું. અત્યારે ગૂર્જર દેશમા જે ચક્રવર્તીપદે છે તે બાળક હોઈને શત્રુઓનાં લશ્કરોને રોકી શકતો નથી અને જે મત્રીઓ તથા મડલીકો છે તેઓ મને–પોતાના ધણીની સ્ત્રીને પોતાની કરવા ઇચ્છે છે. અને આ સ્થિતિમાથી મારો ઉદ્ધાર કરે એવો કોઇ હાથ દેખાતો નથી. પરિણામે જ્યાં હાથીઓના પગની ધૂળની ડમરી ઉડતી હતી ત્યા રાતમાં શીઆળવા બોલે છે. આ રીતે પોતાના એટલે મંડલીકોનાં અને બ્હારના શત્રુઓના લશ્કરોથી જે હુ હણાયેલી છું તે મારો–ગૂર્જર રાજધાનીનો ઉદ્ધાર કરો." લવણપ્રસાદે ગૂર્જર રાજ્યની આ કલ્પિત પ્રાર્થના સ્વીકારીને એટલે કે આવેલી તકનો લાભ લઈને પાટણની ગાદી ઉપર ચડી બેસવાનો વિચાર ગમે તે કારણથી પણ જતો કર્યો. કદાચ બીજા મડલિકો પાટણની ગાદી સહેલાઇથી નહિ પચવા દે એમ ધાર્યું હોય કે વફાદારી ઉપર દ્રઢતા રાખી હોય કે બન્ને હેતુ હોય; ગમે તેમ પણ તેણે કે તેના પુત્રે પાટણની ગાદી ઉપર કે મહારાજાધિરાજપદ ઉપર નજર ન કરી અને મહામડલેશ્વર પદથી સંતોષ રાખ્યો એટલુ ચોક્કસ છે[2].

---

૧ જુઓ કી. કૌ. સ ૨ શ્લો. ૮૬ થી ૧૦૭

૨ જુઓ આબુના લૂણીગવસહીની સ ૧૨૮૭ની પ્રશસ્તિ જેમા ભીમદેવને મહારાધિરાજ કહેલ છે અને તેની કૃપાથી જેને ગૂર્જરાત્રા મ ડલમાં મહામ ડલેશ્વર પદ મળ્યું છે એ રીતે લવણપ્રસાદ વિષે કહેલ છે. જુઓ પ્રા. જૈ. લે સ. લેખાક ૬૫ ગુ. ઐ. લે. નં. ૧૬૮

## લવણપ્રસાદ સર્વેશ્વર

સુકૃતસંકીર્તનમાં ભીમે લવણપ્રસાદને સર્વેશ્વર પદ આપ્યું અને તેના પુત્ર વીરધવલને યુવરાજ પદ આપ્યુ એમ લખ્યું છે.[1] આ સર્વેશ્વર પદનો ઉલ્લેખ પ્રબંધોમાં અને સોમેશ્વરે લખેલા ગિરનારના લેખોમાં જ મળે છે. ગમે તેમ પણ સર્વેશ્વર પદ સાથે લવણપ્રસાદ વીરધવલને મરાઠી ઇતિહાસના પેશ્વા જેવી સત્તા મળી હશે એમ પ્રબંધોના વર્ણનો ઉપરથી કાથવટેએ તથા બુલ્હરે તર્ક કર્યો છે.[2] તે સમગ્ર ગૂજરાત માટે નહિ તો અમુક ભાગ માટે સત્ય લાગે છે. વળી ગિરનારના સં. ૧૨૮૮ના વસ્તુપાલના મંદિરોના લેખોમાંથી કે બીજા લેખોમાંથી એ વખતે સુરાષ્ટ્રમાં કોઈ બીજો મહામંડલેશ્વર હોય એવું દેખાતું નથી એટલે લવણપ્રસાદ જ ત્યાં સર્વસત્તાધીશ હોવાનો સંભવ લાગે છે. ગિરનારની વસ્તુપાલ પ્રશસ્તિમાં લવણપ્રસાદને મહારાજાધિરાજ કહેલ છે,[3] એમાં ખુશામત ઉપરાંત આ વસ્તુસ્થિતિ પણ કારણ હશે.

છતાં ગિરનારના સં. ૧૨૮૮ના લેખ ઉપર આધાર રાખી ૧૨૮૮માં લવણપ્રસાદ વીરધવલ સ્વતંત્ર થયા હોવાનો બુલ્હરે તર્ક કર્યો છે તે બરાબર નથી. કારણ કે સં. ૧૨૯૫માં ખંભાતમાં લખાયેલા એક જૈન પુસ્તકની સમાપ્તિમાં વીરધવલના પુત્ર વીશલદેવને 'મહામંડલેશ્વર રાણક' પદવી જ લગાડેલી છે.[4] એ જોતાં ભીમદેવના

---

૧ गृहाण विग्रहोदग्र सर्वेश्वरपद मम ।

युवराजोस्तु मे वीरधवलो धवलो गुणैः ॥

સુ. સ. સ. ૩ શ્લો. ૩૯

તથા પ્ર. ચિં. પૃ. ૨૦૬ જેમાં લવણપ્રસાદને ભીમદેવના રાજ્યનો સર્વ ભાર ઉપાડનાર કહેલ છે.

૨ જુઓ બુલ્હરનું અરિસિંહ પૃ. ૧૨૯

૩ પ્રા. જૈ. લે. સં. લેખાંક ૩૮

૪ જુઓ પાટણના સંઘવીના ભંડારની યોગસારની પ્રતના સમાપ્તિ વાક્યનો વસંતવિલાસની પ્રસ્તાવના પૃ. ૧૧ ટિ. ૨ માં ઉતારો.

જીવનકાળમાં વાઘેલાવશે ભીમદેવનું ચક્રવર્તી પદ હમેશાં કબુલ રાખ્યું છે એ નિઃસદેહ છે

લવણપ્રસાદે ઉપર કહેલ સર્વેશ્વર પદ ક્યારે ધારણ કર્યું એ ચોક્કસ કહેવાનુ કાઇ સાધન નથી. પ્રબધોનો કાળાનુક્રમમાં વૃત્તાન્ત કહેવાનો દાવો જ નથી. પણ સ. ૧૨૮૦ અને ૮૩ વચ્ચે ભીમદેવે પાછી પાટણની ગાદી કદાચ લવણપ્રસાદની મદદથી મેળવી અને તેના બદલામાં તેને સર્વેશ્વર પદ તથા સુરાષ્ટ્રનો તથા બીજો જે મુલક પોતાના બળથી એ મેળવે તેના સપૂર્ણ ભોગવટામા સમતિ આપી એવો મારો તર્ક છે.

હવે લવણપ્રસાદ અને તેના પુત્ર વીરધવલના પરાક્રમો જોઈએ. પ્રબધોમા આ પિતાપુત્રનુ જે વૃત્તાત મળે છે તે સ. ૧૨૭૬ પછીનું છે આટલી વાતમાં સદેહનુ કારણ નથી. પણ એ પછી એક પછી એક બનાવો જેમ બન્યા તેમજ વર્ણવ્યા હોય એવુ નથી. બીજા સાધનોની મદદ વડે કાલાનુક્રમ નક્કી કરવાનો બનતો પ્રયત્ન કરવો પડશે.

લવણપ્રસાદે ગૂજરાત ઉપર ચડી આવેલા માળવાના રાજાને પાછો કાઢયો એ બનાવ, ઉપર જોયુ છે તેમ સં. ૧૨૭૬ પ્હેલા બન્યો છે અને એ પરાક્રમ પણ તેણે ભીમદેવના સામત તરીકે કરેલું છે એટલે અહી એનો વિચાર કરવાનો નથી. વળી વસ્તુપાલ તેજપાલનાં સત્કર્મોની નોધ લેવાનુ પાછળ રાખી અહી તો લવણપ્રસાદ અને વીરધવલના તથા તેના મત્રીઓના પરાક્રમોનુ જ અવલોકન કરી લેશુ.

### લવણપ્રસાદ બ્રાહ્મણ ધર્મનો પક્ષપાતી

પણ એ શરૂ કર્યા પ્હેલા લવણપ્રસાદે વેદો અને બ્રાહ્મણોનો ઉદ્ધાર કર્યો હતો એમ સ. ૧૩૫૪ના કર્ણદેવના લેખમાં કહ્યુ છે[1] એ

---

[1] तदगभूतो लवणप्रसादो
धुरधरो वशाकरो नृपाणां ।
समुद्धृता येन रसातलान्तात्
द्विजाश्च वेदाश्च पुनर्बभूवुः ॥

મુરલીધરના મંદિરવાળી પ્રશસ્તિ શ્લો. ૬
બુદ્ધિપ્રકાશ ૧૯૧૦ પૃ. ૭૭

જોતાં એનો પોતાનો બ્રાહ્મણ ધર્મ તરફ પક્ષપાત હોવાની હકીકત અહીં નોંધી લેવી યોગ્ય છે.

## સુરાષ્ટ્રમાં વઢવાણ નજીક લડાઈ

લવણપ્રસાદને વઢવાણ નજીક કોઈ બળવાન શત્રુ સાથે લડાઈ થઈ હોવાનું સૂચન વિ. સં ૧૩૧૧ ની ડભોઈની પ્રશસ્તિમાથી નીકળે છે[1] પણ એ પ્રશસ્તિ લખનાર સોમેશ્વરે કી. કૌ માં આ વાત નોંધી નથી. હવે પાછળના પ્રબધોમાં પાચ ગામની લડાઇની એક વાત છે. આ લડાઈ લવણપ્રસાદ અને વીરધવલના સસરા શોભનદેવ વચ્ચે થઈ હતી એમ પ્ર ચિ. (પૃ ૨૧૯) મા કહ્યુ છે. જ્યારે ચતુર્વિંશતિ પ્રબધ (પૃ ૨૧૩)મા પચગ્રામ આગળ ભીમસિહ અને લવણપ્રસાદ વીરધવલ વચ્ચે યુદ્ધ થયુ હતુ એમ કહ્યું છે. જ્યારે વામનસ્થલી આગળ, વઢવાણ અને ગોહીલવાટી ( ગોહીલવાડ ? ) ના રાજાઓને દડીને આવતા વીરધવલ સાથે વીરધવલના સાગણ અને ચાસુડ નામના સાળાઓને યુદ્ધ થયુ હોવાનુ ચ પ્ર (પૃ ૨૧૦-૨૧૧) મા કહ્યું છે. બેય ગ્રન્થોમા વીરધવલની રાણી જયતલદેવી પોતાના બાપને તથા ભાઈ-ઓને સમજાવવા જાય છે પણ નિષ્ફળ થઈને પાછી આવે છે એવું વર્ણન છે ભીમસિંહ સાથેની લડાઈમાં પ્હેલાં સધિ કરે છે જેમાં ભીમસિહે ભદ્રેશ્વરથી સંતુષ્ટ રહેવુ એવી શરત રાખે છે અને પાછળથી લાગ મળતા તેને ઉખેડી નાખે છે અને વામનસ્થળી આગળની લડા-ઇમા સાળાઓને મારી વામનસ્થળીમા સાળાઓના પૂર્વજોએ એકઠું કરેલુ, દ્રવ્ય લુટી લે છે એમ ચ પ્ર મા કહ્યુ છે.[2] પ્રબધોના આ વર્ણનો ગડબડીયા અને પરસ્પર વિરોધી હોવાથી ઐતિહાસિક હકીકત

---

૧ જુઓ એ. ઈ. ગ્ર ૧ પૃ. ૨૬ પ્રશસ્તિનો શ્લોક ૧૩

૨ ચ. પ્ર. (પૃ. ૨૧૧)મા વામન .સ્થળીમાથી વીર ધવલને મળેલી લુંટની વિગતો નીચે પ્રમાણે આપી છે. ચૌદસો દિવ્ય ઘોડાઓ, કોટિ સખ્યામા સોનું, પાંચ હજાર તેજસ્વી બીજા ઘોડાઓ, બીજુ પણ મોતી રત્નો વગેરે લીધું.

શોધતા તર્કનો આશ્રય લેવો પડે છે. સ. ૧૨૮૮માં લવણપ્રસાદને આધીન સુરાષ્ટ્ર દેશ હતો એમ તેના ગિરનારના લેખથી ચોક્કસ જણાય છે. અને ભીમદેવની તાબેદારી કબુલ કરતા હોવા છતા સુરાષ્ટ્રના જૂના ગરાશીઆઓ લવણપ્રસાદની સામે થયા હોય એ તદ્દન સભવિત છે. વળી સુરાષ્ટ્રના ભીમસિહનો તથા પચગ્રામ આગળની લડાઈનો ઉલ્લેખ સમકાલીન હમ્મીરમદ મર્દનમા[1] મળે છે અને વઢવાણ આગળ લડાઈ થવાનુ ઉપર કહેલા ઉત્કીર્ણ લેખમા કહ્યુ છે. એ જોતાં લવણપ્રસાદ અને વીરધવલ વઢવાણ[2] આગળ એકાદ મોટી લડાઇ લડયા પછી લશ્કર સાથે સુરાષ્ટ્રમા પાછળની મુલકગીરી જેવો ફેરો મારી આવ્યા હોય અને તે રીતે મોટી લુટ લઇ આવી તેઓએ ધોળકાને સમૃદ્ધ કર્યુ હોય[3] એટલી વાત સભવિત છે.

### ઉપરના યુદ્ધનો સમય

ઉપર કહેલ પચગ્રામ કે વઢવાણ આગળની લડાઇનો સમય નક્કી કરવો મુશ્કેલ છે પણ સ. ૧૨૭૬મા લવણપ્રસાદે વસ્તુપાલને મત્રી નીમેલ છે. અને વસ્તુપાલ એ યુદ્ધ વખતે સાથે હતા એમ હમ્મીરમદમર્દનમા તથા ચ પ્ર માં કહ્યુ છે એ સાચુ હોય તો સ. ૧૨૭૬ પછી અને ૧૨૭૭મા વસ્તુપાલે નિર્વિઘ્ને શેત્રુજા ગિરનારની યાત્રા કરી છે માટે તે પહેલા એ યુદ્ધ થયુ હોવુ જોઇએ

### મુસલમાનો સાથે યુદ્ધ

આ ઉપરાત ખભાત આગળ લવણપ્રસાદે કોઈ મુસલમાન ચડાઇનો સામનો કર્યો હોય એમ સ ૧૩૧૧ની ડભોઈની પ્રશસ્તિમાં

---

૧ જુઓ હમ્મીરમદ મર્દન અ. ૧ પૃ. ૭ તથા અં. ૨ પૃ. ૧૧

૨ પંચગ્રામ વઢવાણ આગળ જ હોય તો વિ. સ. ૧૩૧૧ના લેખનો તથા હમ્મીરમદ મર્દન વગેરેના ઉલ્લેખોનો મેળ મળી રહે.

૩ જુઓ ચ. પ્ર. પૃ. ૨૧૧

કહેલુ છે.[1] હવે ખંભાત આગળ કોઈ મુસલમાન લડાઈ થઈ હોવાનો પત્તો મુસલમાની ઈતિહાસોમાથી મળતો નથી[2] પણ ડભોઇની પ્રશસ્તિનુ વચન સ્પષ્ટ હોવાથી કોઈક મુસલમાન ટોળીને લવણપ્રસાદે હરાવી હોય એ અસંભવિત નથી.

## ખંભાતના સુબા તરીકે વસ્તુપાલની નીમણુક

સં. ૧૨૭૬–૭૭મા જ લાટની હદમાં આવેલાં ખભાતને અચાનક છાપો મારીને વીરધવલે પોતાને કબ્જે કરી લીધું[3] પણ ત્યાં લાટના રાજાના પક્ષના માણસો કાંઈ તોફાન ન મચાવે, ચાંચીઆ વગેરેના ત્રાસથી મુક્ત રહીને વેપારીઓ સારી રીતે દરીઆઈ વેપાર પણ કરી શકે એવી લોકોમા સુખશાતિ યુક્ત વ્યવસ્થા સ્થાપે તથા કદાચ લાટનો રાજા ચડી આવે તો તેની સામો પણ થાય એવા બાહોશ માણસની જરૂર છે એમ જણાતાં વીરધવલે સં. ૧૨૭૭–૭૮ માં વસ્તુપાલને ખભાત મોકલ્યા.[4] અને વસ્તુપાલે ખંભાતમાં

---

૧ मर्त्यश्चेन्मनुजै रजेयमजयन्म्लेच्छाधिनाथ कथम् ।

ડભોઈની પ્રશસ્તિ શ્લો. ૧૭

એજ પ્રશસ્તિના ૧૬ મા શ્લોકમા स्तंभेजितः શબ્દો છે એ ઉપરી ખંભાત આગળ લડાઈ થઈ હોવાનું અનુમાન કર્યું છે.

૨ જુઓ એ. ઇ ગ્ર ૧ મા ડભોઇની પ્રશસ્તિ ઉપર બુલ્હરનું વિવેચન.

૩ જુઓ—

इतश्च लाटभूपालभुक्तौ भूमिविभूषण ।
स्तम्भतीर्थमितिख्यात मास्तेऽतीन्द्रपुर पुरम् ॥
एकदा वीरधवल' प्रसह्यासह्यविक्रमः ।
तद्विगृह्य समादत्त लकामिव रघूद्वह. ॥

વ. વિ. સ. ૪ શ્લો. ૧૭ અને ૨૪

૪ વિ. સ. ૧૨૭૯ થી તો વસ્તુપાલનો પુત્ર જયન્તસિહ ખભાતનો અધિકારી હતો એમ ગિરનારના સ. ૧૨૮૮ ના લેખમા કહ્યુ છે. એટલે વસ્તુ-

બધી જાતના લોકોને સંતોષ આપે એવી વ્યવસ્થા કરી.[૧]

## ચાર મારવાડી રાજાઓ અને લવણપ્રસાદ

પણ વસ્તુપાલ ખભાત હતા ત્યા લવણપ્રસાદ અને વીરધવલ ઉપર ચાર મારવાડી રાજાઓ ચડી આવ્યા આ મારવાડી રાજાઓનાં નામ કોઈ પ્રબન્ધકારે આપ્યા નથી ફક્ત "ચાર મારવાડી રાજાઓ ચડી આવ્યા" એટલું મોઘમ લખ્યુ છે વળી પ્હેલા કોણે ચડાઇ કરી? દક્ષિણના દેવગિરિના યાદવ રાજા સિંઘણે કે મારવાડી રાજાઓએ? કી. કૌ. મા પ્હેલા યાદવરાજા સિંઘણ ચડી આવ્યો અને "બીજા રાજાની સાથેની લડાઈમા લવણપ્રસાદ વીરધવલને ગુથાયેલા જોઇને ચાર મારવાડના રાજાઓ ચડી આવ્યા એમ લખેલુ છે."[૨] જ્યારે વસતવિલાસમા લવણપ્રસાદ ઉપર યાદવરાજા ચડી આવ્યો હતો એવું લખ્યુ જ નથી[૩] વળી કી કૌ માં પણ સિંઘણ સાથે લવણ-પ્રસાદને ખરેખર લડાઇ થયાનુ તો કહ્યુ જ નથી. એટલે બધું જોતા સિંઘણની ચડાઇ લાટથી આગળ નહોતી વધી અને લવણપ્રસાદે યુદ્ધ કર્યા વગર જ, કદાચ એણે લાટમા વિજય મેળવ્યો

---

પાલ તે પ્હેલા ખભાતના સુબા હશે અને વસ્તુપાલે ખભાતનું તત્ર વ્યવસ્થિત કર્યા પછી પોતાના પુત્રને સોપ્યુ હોય એજ સભવિત છે જુઓ કી. કૌ. સ. ૪ શ્લો. ૩ થી આગળ અને વ. વિ સ. ૫ શ્લો. ૬

૧ કી. કૌ સ. ૪ શ્લો. ૮ થી ૪૧ અને વ. વિ સ. ૫ શ્લો. ૭થી ૧૪

૨ क्षितिपान्तरविग्रहप्रसक्तौ पितृपुत्रावथ विग्रहीतुमेतौ ।
विदितावसरैश्चिराच्चतुर्भिर्मरुभूपै सहसोपचक्रमाते ।

કી. કૌ. સ. ૪ શ્લો. ૫૫

૩ लूणसाकनृपतेरथ साकं मारवै समभवद्विगृहीतिः
तत्र वीरधवलोपि वलोपक्रान्तवैरिनिगम. स जगाम ॥

વ. વિ. સ. ૫ શ્લો. ૧૫

હતો એ જોઈને સિંઘણની બીકે મારવાડી રાજાઓ સાથે સંધિ કરી છે એમ મને લાગે છે પણ કી કૌ. કારે આશ્રયદાતાની મહત્તા વધારવા એક સાથે બધા ચડી આવ્યા એમ વર્ણન કર્યું છે. વસ્તુતઃ વસ્તુપાલ ખંભાતમાં હતા ત્યારે મારવાડી રાજાઓ લવણપ્રસાદ ઉપર ચડી આવ્યા એટલી હકીકત ઐતિહાસિક લાગે છે. આ ચારમાં એક તો જાલોરનો ચોહાણ રાજા ઉદયસિંહ હોવાનો સંભવ છે, અને લવણપ્રસાદે નડૂલના નાયક ઉપર તરવારનો ઘા કર્યો હતો એમ જે કી. કૌ. મા કહ્યું છે[1] તે આ ચડાઈ વખતે બન્યું હશે[2]. બીજો કદાચ એનો ભાઈ મહણસિંહ હશે બાકીના બેમાં એક આબુનો પરમાર રાજા સોમસિંહ હોય. અને ચોથો ગોડવાડ જીલ્લાનો ચોહાણ સામંત ધાંધલદેવ હોય એવું મારૂં અનુમાન છે. આ ચારે ય ભીમદેવના વફાદાર સામંતો હતા એટલુ જ નહિ પણ પ્હેલા બે તો ભીમદેવના સાળા થાય. એટલે ભીમદેવનુ રાજ્ય લવણપ્રસાદ ગળી જાય છે એવુ જોઇને આ ચાર લવણપ્રસાદની સામે થયા હશે. એવો મારો તર્ક છે.

### લવણપ્રસાદે મારવાડી રાજાઓ સાથે સંધિ કરી

પણ આ લડાઈનુ કાંઇ પણ પરિણામ ન આવ્યુ; અને એમાં ન પડેલા જયતસિંહે પાટણની ગાદી પચાવી પાડી એ જોઇને મારવાડી રાજાઓ સાથે લવણપ્રસાદે સંધિ કરી હોય અને ભીમદેવે લવણપ્રસાદને સર્વેશ્વર પદ આપીને તથા લવણપ્રસાદે ભીમદેવના મંડલેશ્વર રહેવાનું સ્વીકારીને આ લડાઇનું સમાધાન કર્યુ હોય એમ બધુ જોતા મને

---

૧ जघ्ने तेनासिदण्डेन गाढ नड्डूलनायकः ।
निर्घातेनैव तेनामी कम्पन्तेद्यापि भूभृतः ॥

કી. કૌ. સ. ૨ શ્લો. ૬૯

૨ જાલોરના આ ચોહાણો મૂળ નડૂલના હોવાથી કી. કૌ. કારે એને નડૂલનો કહ્યો હશે કે નડૂલનો કોઇ બીજો સામંત ઉદ્દિષ્ટ હશે ?

લાગે છે. મારવાડી રાજાઓ સાથે સંધિ કર્યાનું તો કી. કૌ.માં કહ્યું જ છે[1]

## શંખ સાથે વસ્તુપાલનું યુદ્ધ

પ્રબંધોના કહેવા પ્રમાણે લવણપ્રસાદ વીરધવલને મારવાડી રાજાઓ સામે રોકાયેલા જોઈને લાટદેશના ચોહાણ મંડલીક શંખે[2], પોતે પહેલા બીજા શત્રુ (યાદવ સિંઘણ) સામે લડવામા રોકાયેલો હતો ત્યારે છાપો મારીને વીરધવલે ખંભાત લઇ લીધેલું તે યાદ કરીને ખંભાત ઉપર ચડાઈ કરી. અને પ્હેલાં દૂત મોકલીને 'વીરધવલની ચાકરી છોડી દઇ પોતાની ચાકરી વસ્તુપાલ સ્વીકારે તો પોતે વસ્તુ-પાલને ખંભાતનો માલીક બનાવી દીએ, એવો સંદેશો કહેવરાવ્યો. પણ વસ્તુપાલે એ લાંચનો તિરસ્કાર કર્યો એટલે શંખ અને વસ્તુપાલ વચ્ચે દારુણ યુદ્ધ થયું. ઘોડેસ્વાર સામે ઘોડેસ્વાર, હાથી સામે હાથી,

---

१ सधाय वन्धुजनताजनितोपरोधा
द्वीरैर्विरुद्धहृदयोपि सम नृपैस्तैः ।
स्वार्था सप्ताद नगरीं लवणप्रसाद. ॥

કી. કૌ.સ. ૫ શ્લો ૬૧

૨ આ શંખ કોણ હતો એ બાબતમા પાછળના પ્રબંધ લેખકોએ ઘણી ગડબડ કરી છે. પ્ર. ચિં. (પૃ, ૨૧૩)ના કહેવા પ્રમાણે વસ્તુપાલને મૂળ લડાઈ સઈયદ નામના વહાણો રાખનાર સાથે થઈ અને તેણે શંખને ભરૂચથી બોલાવ્યો. આ સઈયદનું નામ કી. કૌ, વ. વિ. વગેરેમા નથી પણ ચ. પ્ર. વસ્તુપાલ ચરિત વગેરેમા મળે છે. બીજુ આ શંખ ઘોઘા પાસે આવેલા વડ-વાનો કોઇ નાનો ઠાકરડો હોવાનો તર્ક કી. કૌ. (સ ૫ શ્લો. ૭)ના એક કથનના તથા વસ્તુપાલ ચરિતના આધારે બુલ્હરે કરેલો. (જુઓ બુલ્હરનુ અરિ-સિંહ) તે કી. કૌ., વ. વિ., હમ્મીરમદ મર્દન જેવા સમકાલીન પ્રબંધોનાં સ્પષ્ટ કથનો જોતા ખોટો ઠરે છે. ખરી રીતે એ લાટદેશના મંડલેશ્વર (ઘણુ કરી મૂળ ભીમદેવના સામંત) ચોહાણવંશી સિંહના ભાઇ સિન્ધુરાજનો પુત્ર છે. (જુઓ વ. વિ. સ. ૫ શ્લો. ૧૬, ૪૭, કી. કૌ. સ. ૫ શ્લો. ૧ વગેરે તથા હમ્મીરમદ મર્દન અ. ૨ વગેરે તથા છેલ્લાની અંગ્રેજી પ્રસ્તાવના)

પાયદળ સામે પાયદળ અને રથ સામે રથની લડાઇ જામી અને તેમાં વસ્તુપાલનો એક વીર યોદ્ધો—ગુલકુળનો ભુવનપાલ શખના અનેક યોદ્ધાઓને માર્યા પછી શંખની તરવારે કપાઈ ગયો એ જોઇને વસ્તુપાલ પોતે લડાઇમાં ઉતર્યો અને તેના પરાક્રમને પરિણામે શખ રણભૂમિ છોડીને ભાગ્યો એટલું જ નહિ પણ ભરૂચ ભેળો થઇ ગયો[1].

## લવણપ્રસાદ અને ગોધ્રાનું યુદ્ધ

વ. વિ. મા નથી પણ કી. કૌ. મા જે વખતે મારવાડી રાજાઓ ચડી આવ્યા તેજ વખતે "તેઓ સાથે સંધિ કરીને ગોધ્રાના અને લાટના રાજાઓ લવણપ્રસાદની છાવણીમાથી નીકળી[2] મારવાડીઓને મળી ગયા" એમ કહેલું છે. આમાથી લાટનો રાજા તે તો ઉપર જેની સાથેના યુદ્ધની વાત કરી તે શંખ જ પણ ગોધ્રાનો રાજા કોણ અને તેની સાથે શું થયું એ કાંઈ કી. કૌ. માં તો કહ્યું જ નથી. હમ્મીરમદમર્દન (અં. ૨)મા ગોધ્રાના રાજાનું નામ વિક્રમાદિત્ય લખ્યુ છે જયારે ચ પ્ર. (પૃ ૨૧૭) મા ઘૂઘુલ નામ લખ્યું છે. અને એ ઘૂઘુલ મડલીક ગૂજરાતમાં બ્હારથી આવતી વણજારોને લુટી લેતો

---

૧ આ વસ્તુપાલ શખ વચ્ચેના યુદ્ધના વર્ણન માટે જુઓ કી. કૌ. સ. ૪–૫, વ. વિ. સ. ૫, ચ. પ્ર. પૃ. ૨૧૮ થી ૨૨૦ અને પ્ર. ચિ. પૃ. ૨૧૩ ૨૧૪ આ યુદ્ધમા શખની હાર સ્પષ્ટ કહી છે. જુઓ—

श्रीवस्तुपालसचिवादचिरात्प्रणष्टः
शखस्तथा पथि विशृंखलवाहवेगः ।
तत्पृष्टपातभय भगुरचित्तवृत्तिः
श्वास यथा भृगुपुरे गत एव भेजे ॥

વ. વિ. સ. ૬ શ્લો. ૧૦૯

૨ अथ गोद्रहलाटदेशनाथौ मरुनाथैर्निभृतं निबद्धसंधी ।
विधुरे परीहृत्य तत्र मित्रद्वितय यत्कटकादुपेयतुस्तान् ॥

કી. કૌ. સ. ૪ શ્લો. ૫૭

માટે એને વશ કરવા વીરધવલે મંત્રી તેજપાલને મોકલ્યો અને તેણે ઘૂઘુલને કેદ કર્યો અને ત્યા અઢાર કરોડ સોનું, ચાર હજાર ઘોડી વગેરે લુટ કરી એમ લખ્યુ છે પણ એ ગ્રન્થના આવાં વર્ણનો એક સરખા અને દેખીતી રીતે કલ્પિત કથા જેવાં જણાય છે. તેજપાલે આવુ પરાક્રમ કર્યું હોય તો સમકાલીન પ્રબંધોમા નોધાયા વગર નજ રહે માટે એ માનવા યોગ્ય નથી.

## ગુજરાત ઉપર દેવગિરિના સિંઘણની ચડાઇઓ

ગુજરાત ઉપર દેવગિરિના રાજા સિંઘણે ભીમદેવના રાજ્યકાળમાં એક કરતાં વધારે ચડાઈઓ કરી છે પણ એ બધી લાટ દેશ ઉપરજ કરી હોય અને એથી આગળ સિંઘણ ન વધ્યો એમ પ્રબંધોના વર્ણનો તથા સિંઘણના શિલાલેખો ઉપરથી દેખાય છે.

આ યાદવ સિંઘણનો રાજ્ય સમય વિ. સં. ૧૨૬૭ થી ૧૩૦૩નો છે[૧]. હેમાદ્રિએ પોતાના વ્રતખંડમાં આપેલી રાજપ્રશસ્તિમા જો કે સિંઘણની ગુજરાત ઉપરની ચડાઇનો ઉલ્લેખ નથી પણ શક ૧૧૫૦ (વિ. સં. ૧૨૮૫)ના આબે નામના ગામ પાસેથી મળેલા એક શિલાલેખમાં સિંઘણ વિષે "ગૂર્જરોને જર્જરિત કરીને તથા ભરૂચના રાજાનું માથુ ક્ષણમાં કાપી લઈને સમુદ્રમાં જેણે વિજયસ્તંભ રોપ્યો" એ રીતે લખ્યું છે[૨] તે ગૂજરાત ઉપરની એકાદ ચડાઈને ઉદ્દેશીને લખાયું છે એ તો નક્કી. હવે ગૂજરાતના પ્રબંધકારો કહે છે કે એક વાર સિંઘણે ભરૂચ ઉપર ચડાઇ કરી ત્યારે વસ્તુપાલ સામે લડનાર ભરૂચના શંખે

---

૧ જુઓ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ. ૨૦૧ તથા પરિશિષ્ટ ૨

૨ गुर्जरान्जर्जरीकृत्य सन्निकृत्य शिरः क्षणात्।
भृगुकच्छाधिप. (प) स्याब्धौ स्तंभो येनाधिरोपित ॥
આ બેગાંવ શિલાલેખ નં. ૩ हेमाद्रियाचे चरित्र परिशिष्ट नं. १०

સિંઘણને હરાવીને પાછો કાઢયો, પણ બીજીવાર ચડી આવીને સિંઘણે શંખને કેદ કર્યો[૧] હવે આંબે ગામના શિલાલેખના માથું કાપી નાખ્યું શબ્દોનો અર્થ હરાવ્યો એમ કરીએ તો બેયનો મેળ બસે છે[૨]

### લવણપ્રસાદે સિંઘણ સાથે સંધિ કરી.

અને ત્રીજીવાર ચડી આવ્યો ત્યારે મહામંડલેશ્વર લવણપ્રસાદે મહારાજાધિરાજ સિંઘણ સાથે સંધિ કરી.[૩] જેમાં "પરસ્પર એકબીજાની ભૂમિ ઉપર ચડાઈ ન કરવી, પોતપોતાના દેશમાં રહેવું, એમાંથી એકના ઉપર કોઈ શત્રુ ચડી આવે તો તેને બીજાએ મદદ કરવી. એકના બ્હારવટીઆને બીજાએ ન સંઘરવો" વગેરે શરતો છે. આ સંધિનુ બરાબર પાલન થયું જણાતુ નથી. કારણ કે શક સં. ૧૧૬૨ (વિ. સં. ૧૨૯૭)ના આંબે ગામ આગળના શિલાલેખમાં સિંઘણ તરફથી પ્હેલાં ચડાઈ કરનાર બ્રાહ્મણ સેનાપતિ ખોલેશ્વરનો પુત્ર રામ ગૂર્જરો સાથે નર્મદા કાંઠે થયેલા યુદ્ધમા મરણ પામ્યો એમ લખ્યુ છે.[૪]

---

૧ निर्मदामकृतयादवसेना नर्मदाविपुलरोधसि शङ्ख. ।
दूत रे तदिति जल्पसि नैतद्बन्धनानि यदय समवाप ॥
વ. વિ. સ. ૫ શ્લો. ૪૨ એ ઉપરાત એજ સર્ગના શ્લો. ૩૦ તથા ૪૧ પણ જુઓ અને કી. કૌ. સ. ૪ શ્લો. ૬૯

૨ પ્રશસ્તિ લેખકોએ આશ્રયદાતાના વિજયને મહત્તા આપવા હરાવ્યોને ઠેકાણે મારી નાખ્યો લખ્યુ હોય એવા ઘણા દાખલા છે, વળી શક સ. ૧૧૬૨ વાળા શિલાલેખમા તથા ૧૧૫૦ ના બીજા શિલાલેખમા માત્ર ગૂર્જરોનો દર્પ દળી નાખ્યો અને ગૂર્જરોને જર્જરિત કર્યા એવાજ શબ્દો છે. हेमाद्रियांचे चरित्र प १०.

૩ જુઓ લેખ પદ્ધતિ પૃ. પર નું યમલપત્ર.

૪ જુઓ આંબેગામનો શિલાલેખ શ્લો. ૧૩ अत्रान्तरे महायुद्धमभूद्रामस्य गूर्जरैः તથા શ્લો. ૩૧–૩૨. આ. સ. ઓ. ઈ. વે. સ. ગ્ર. ૩ હેમાદ્રિ પરિશિષ્ટ ૧૦ નં. ૧.

## સિંઘણની ચોથી ચડાઈ

આ છેલ્લી લડાઈ વીરધવલના મરણ પછી સં. ૧૨૯૫ થી ૧૨૯૭ વચ્ચે થઈ હોવી જોઇએ અને તેમા યાદવ સેનાપતિ રામને મારનાર વીશલદેવ હોવો જોઇએ એમ એ પોતાને સિંઘણના સૈન્ય રૂપી સમુદ્રને શોષીનાખનાર વડવાનલ કહે છે,[1] એ ઉપરથી લાગે છે. આ છેલ્લી શિવાયની સિંઘણની ચડાઈઓ વિ. સં ૧૨૭૭ પછી અને સં. ૧૨૮૩-૮૪માં કીર્તિકૌમુદી લખાયુ તે પ્હેલા થઈ છે. આ સિંઘણની ગૂજરાત ઉપરની ચડાઈનુ વર્ણન કરતા કીર્તિકૌમુદીકારે શત્રુનુ સૈન્ય ચડી આવે છે એમ સાભળતા લોકોની કેવી સ્થિતિ થઈ તેનુ જે વર્ણન કર્યું છે તે એ જમાનાની લોક સ્થિતિનુ પરમ ચિત્ર હોવાથી તેનો સાર અહી ઉતાર્યો છે[2]

### શત્રુનું લશ્કર ચડી આવતાં થતી લોકોની સ્થિતિ

"સિંઘણનુ સૈન્ય ચડી આવે છે એવુ સાભળતાં ગૂજરાતની રાજધાનીના લોકોની મન સ્થિતિ સિંહનાદ સાભળતા દિશાઓમા વારે ઘડીએ જોતી હરણીના મનની જેવી થાય તેવી ભયભીત થઈ ગઈ. હવે કોઈ નવું ઘર બંધાવવાનો વિચાર કરતુ નથી, કોઈ ધાન્ય સંઘરતુ નથી, માણસનુ મન કયાય સ્થિર થતુ નથી લોકોની નજર ગાડાઓ તરફ ફર્યા કરે છે. (તેમા બેસીને ભાગવા માટે) જેમ શત્રુનુ લશ્કર પાસે આવે છે તેમ તેમ લોકો બીકથી પાછળ પાછળ ભાગે છે."

---

૧ વીશલદેવનુ સ. ૧૩૧૭ નુ કડીનું તામ્રપત્ર ઇ. એ. ગ્ર. ૬ પૃ. ૧૯૧

૨ श्रुतसिंहघनसैन्यसिंहनादप्रसरा गूर्जरराजराजधानी ।
हरिणीव हरिन्मुखावलोक चकितान्त करणा मुहुश्चकार ॥
गृहमारभते न कोपि कर्तु कुरुते कोपि न संग्रह कणानाम् ।
अवधीरितधान्यसचयानां वहुमान. शकटेषु मानवाना ॥
समुपैति यथा यथा समीप रिपुराजध्वजिनी मदात्तदार्नी ।
परत परतस्तथा तथासौ जनता जातभयोच्छ्रया प्रयाति ॥

કી. કૌ. સ. ૪ શ્લો. ૪૩ થી ૪૬

## ગુજરાત ઉપર મુસલમાની હુમલાઓ

સિંધની મુસલમાની સેનાએ ખાસખાંની સરદારી નીચે (હિ. સં. ૬૨૦) વિ. સં. ૧૨૮૦માં અણહિલવાડ પાટણને લુંટયું, એમ તબકાતેનાસીરીમા લખ્યું છે.[1] અને મોટી લુંટ લઇને પાછી ફરતી એ સેનાને મેવાડના રાજા જૈત્રસિંહે હરાવેલી તેનો ઉલ્લેખ સમરસિંહના આબુના શિલાલેખમાં[2] છે હમ્મીરમદમર્દનમાં મેવાડના જે જયતલ રાજાનો ઉલ્લેખ છે, તે આજ મેવાડનો રાણો જૈત્રસિંહ (સં. ૧૨૭૦ થી ૧૩૦૯). આ જૈત્રસિંહ ભારે પરાક્રમી રાજા હતો, પાડોશી રાજાઓ સાથે તથા મુસલમાનો સાથે પણ તે ઘણી લડાઇઓ લડયો હતો. ગુજરાતથી મેવાડને સ્વતંત્ર કરનાર આ જૈત્રસિંહ જ છે.

## મેવાડનો રાણો જૈત્રસિંહ અને વીરધવલ.

હવે હમ્મીરમદમર્દનમાં લખ્યું છે કે મેવાડના આ જયતલે (જૈત્રસિંહે) પોતાની તલવારના અભિમાનથી વીરધવલ સાથે સંધિ ન કરી પણ મુસલમાનો મેવાડને અને મેવાડની રાજધાની (નાગદા)ને જીતી–લુંટી બાળી ગૂજરાત ઉપર ચડી આવવાની તૈયારી કરે છે એવું દૂત પાસેથી સાભળી વીરધવલના બુદ્ધિશાળી મંત્રી વસ્તુપાલે મારવાડના સોમસિંહ વગેરે સામન્તો તથા બીજાઓને પોતાના સહાયક બનાવ્યા. અને પોતાના એક જાસુસને મેવાડ તરફ તપાસ કરવા મોકલ્યો. હવે "મુસલમાનોએ મેવાડની ભારે દુર્દશા કરી નાખેલી, લોકો ત્રાહિત્રાહિ કરતા હતા, કેટલાક લોકોએ મુસલમાનોને હાથે મરવા કરતા કુવામાં પડતું મુકીને આપઘાત કર્યો, કેટલાકોએ જાતે પોતાના ઘર બાળી નાખ્યાં, કેટલાકોએ ગળે ફાંસો ખાધો. અને મુસલમાનો ગામડાંઓ

---

૧ રાવર્ટીકૃત તબકાતે નાસીરી પૃ. ૨૯૪ ટિ.

૨ तुरुष्कसैन्यार्णवकुम्भयोनिः
रक्ष भूमिमथ जैत्रसिंहः ॥ શ્લો. ૪૨
ઇં. એ. ગ્ર. ૬ પૃ. ૩૪૯, રાજપૂતાનેકા ઇતિહાસ ખં. ૧ પૃ. ૪૬૯

લુંટી તથા બાળી નાખી લોકોને-સ્ત્રીઓને તથા બાળકોને કાપી નાખે છે. એ ત્રાસ જોઇને વીરધવલના જાસુસે "નાસો વીરધવલ આવે છે" એમ ખૂમ પાડી એટલે વીરધવલની બીકથી મુસલમાનો ભાગ્યા, પછી તો લોકો પણ તેઓની પાછળ પડયા. અને છેવટે વસ્તુપાલના બગદાદ ગયેલા જાસુસોએ જગાડેલી ખટપટથી અંદર અંદર જાગેલા ઝગડાને પરિણામે, વીરધવલ ચડી આવે તે પ્હેલા તો મુસલમાનો ભાગી ગયા."

હમ્મીરમદમર્દન ( અં-૩ અને ૪ )મા વિસ્તારથી આપેલુ ઉપરનું વર્ણન મોટે ભાગે કલ્પિત છે એવો શ્રી. ગૌ.હી. ઓઝાનો અભિપ્રાય સાચો લાગે છે. "વીરધવલ આવે છે" એવી બુમ માત્ર સાભળી મુસલમાનો ભાગી જાય એ અસભવિત છે. વળી ખરી રીતે નાગદા મુસલમાનોને હાથે પડયા પછી જૈત્રસિહે જ મુસલમાનોને હરાવ્યા હોય એમ જૈત્રસિહના ચીરવાના તથા ઘાઘસાના લેખોથી તથા સમરસિહના આબુના લેખથી જણાય છે,[1] છતાં મેવાડમાં થયેલી મુસલમાનોની હારનો યશ આ હમ્મીરમદમર્દનનો કવિ વીરધવલને આપે છે તે ખોટું છે. ખરી રીતે જૈત્રસિહે મુસલમાનોને હરાવી ગુજરાતને મુસલમાની હુમલાથી બચાવ્યુ છે[2] આ મુસલમાન સુલતાન કોણ હતો ? હમ્મીરમદમર્દનમાં મીલચ્છીકાર નામ લખ્યું છે. જે અમીરશીકારનું સસ્કૃત રૂપ લાગે છે કુતુબુદ્દીન ઐબકે અમીર શિકાર ખિતાબ પોતાના ગુલામ અલ્તમશને આપ્યો હતો. અને તે અલ્તમશ શમ્સુદ્દીન નામ

---

૧ न मालवीयेन न गौर्जरेण न मारुवेशेन न जांगलेन ।
म्लेच्छाधिनाथेन कदापि मानो म्लानिं न निन्ये वनिपस्य यस्य ॥
ચીરવાનો શિલાલેખ શ્લો. ૬

श्रीमद्गूर्जरमालवतुरुष्कशाकंभरीश्वरैर्यस्य ।
चक्रे न मानभंगः स स्वस्थो जयतु जयसिंहनृपः ॥
ઘાઘસાનો શિલાલેખ

રાજપૂતાનેકા ઇતિહાસ ખ. ૧ પૃ. ૪૬૦ ટિ. ૧, ૪૬૧ ટિ. ૪

૨ રાજપૂતાનેકા ઇતિહાસ ખ. ૧ પૃ. ૪૬૬

ધારણ કરીને ગાદીએ બેઠો તેનો સમય વિ. સં. ૧૨૬૬થી૧૨૯૩ છે. પણ ઉપર કહેલી ચડાઈ વિ. સં. ૧૨૭૯થી૧૨૮૬ વચ્ચે થઈ હોવી જોઇએ. કારણ કે વિ. સ. ૧૨૭૯ સુધી નાગદા તુટયુ ન હતુ અને સં. ૧૨૮૬મા હમ્મીરમદમર્દનની પ્રત લખાઈ છે. આ શમ્સુદ્દીને રજપૂતાના ઉપર કરેલી અનેક ચડાઇઓનુ[1] વર્ણન ફારસી તવારિખોમાં મળે છે પણ કોઈ ઠેકાણે ઉપર કહેલી ચડાઈનુ વર્ણન નથી તેનુ કારણ મુસલમાનોએ હાર ખાધેલી એ જ હોવું જોઈએ, એ શ્રી. ગૌ. હી. ઓઝાનો મત માન્ય છે.[2] ચ. પ્ર. (૨૩૫)માં મોજુદ્દીન સુલતાનના સૈન્યને વસ્તુપાલે હરાવ્યાની વાત છે, તે ઉપરના બનાવનુ જ વર્ણનાન્તર હશે એવો મારો મત છે. જોકે મોજુદ્દીન–મુઇઝુદ્દીન નામ તો સાહબુદ્દીન મહમુદ ઘોરી (વિ. સં ૧૨૨૯થી ૧૨૬૨ ઇ. સ. ૧૧૭૩થી ૧૨૦૬)નુ છે[3] પણ એ વખતે વસ્તુપાલ વીરધવલના મંત્રી નહતા. એટલે ઉપર કહેલા બનાવનુ જ વર્ણન કરતાં ચ. પ્રકારે મુસ્લીમ સુલતાનનુ મુઇઝુદ્દીન નામ લખવામા ભૂલ કરી છે એવો મારો મત છે.

## મંત્રી વસ્તુપાલ તેજપાલ

વસ્તુપાળ તેજપાળ પોરવાડ નાતના વાણીઆ[4] હતા. વસ્તુપાળે પોતે તથા તેના આશ્રિત કવિઓ સોમેશ્વર, અરિસિંહ વગેરેએ તેના કુળનું જે વર્ણન કર્યુ છે તેમા મૂળ પુરૂષનુ નામ ચંડપ લખ્યુ છે. એ ચડપ

---

૧ જુઓ ફારસી તવારિખો–બ્રીગ્સફિરિસ્તા ગ્ર. ૧ પૃ. ૨૦૭, રાવટી કૃત તબકાતેનાસીરી પૃ. ૬૧૧, ઈલીઅટ ગ્રં. ૨ પૃ. ૩૨૪.

૨ જુઓ રાજપૂતાનેકા ઇતિહાસ ખ ૧ પૃ. ૪૬૭ તથા ૪૬૮ ટિ ૩.

૩ મુઈઝુદ્દીનની આ હારની ચર્ચા માટે જુઓ મું ગે પૃ. ૨૦૧ જૈન સાહિત્ય સશોધક ખ. ૩ અ. ૧ પૃ. ૧૫૩ મા શ્રી. રસિકલાલ પરીખનો તથા ગુજરાતીના ૧૯૩૪ ના દીવાળી અંક પૃ. ૧૮ મા શ્રી. ભો. જ. સાંડેસરાનો લેખ.

૪ प्राग्वाटगोत्रतिलकः किल कश्चिदत्र श्रीचण्डपः

નરનારાયણાનંદ સ.–૧૬ શ્લો–૩

ક્યાંક મંત્રી હતા[1] ચડપના પુત્ર ચડપ્રસાદ થયા તેઓએ પણ મંત્રી પદમા જીંદગી ગાળી હતી.[2] આ ચડપ્રસાદને બે પુત્રો થયા (૧) સૂર અને (૨) સોમ. તેમાથી સોમ સિદ્ધરાજનો ખજાનચી હતો એમ કીર્તિકૌમુદીકાર કહે છે[3] આ સોમનો પુત્ર અશ્વરાજ કે આશરાજ થયો એ પણ સોલકી રાજાના કાંઇક અધિકાર ઉપર હતો. તેને દંડપતિ આભૂની[4] પુત્રી કુમારદેવીથી લૂણિગ, મલ્લદેવ, વસ્તુપાલ અને તેજપાલ નામના ચાર પુત્રો થયા આ કુમારદેવી રૂપાળી પણ વિધવા સ્ત્રી હતી એમ પ્ર ચિ. (પૃ ૨૦૭)મા લખ્યુ છે. અને તેને વસ્તુપાળ તેજપાલ રાસો ટેકો આપે છે સુ સ., કી–કૌ. જેવા સમકાલીન ગ્રન્થો આવી બાબતમા મૌન રાખે એ સમજી શકાય એવુ છે પણ એ વાતમા તથ્યાશ ન હોય તો મેરૂતગ જેવો વસ્તુપાલ તેજપાલના પૌત્રોનો સમકાલીન લેખક લખીજ ન શકે એ સ્વ. મણિલાલ વ્યાસની દલીલ જૈન સાહિત્ય સંશોધકના સપાદક પેઠે મને પણ વજનદાર લાગે છે.[5]

આ આશરાજની દાનશૂરતાનાં તથા માતૃભક્તિના પ્રબધકારોએ ખાસ વખાણ કર્યા છે તેણે કુવાઓ અને તળાવો ખોદાવીને તથા મંદિરો બધાવીને પુણ્યકાર્યો પણ કર્યા હતા, માને પાલખીમાં બેસારીને જાત્રા કરાવી હતી[6] આશરાજના ઉપર કહેલા ચાર પુત્રોમા લૂણિગ

---

૧ मन्त्रिमण्डलमार्तण्डश्चण्डपः प्रथम. पुमान् ।

કી. કૌ. સ. ૩ શ્લો. ૪

૨ કી. કૌ સ. ૩ શ્લો. ૮–૯

૩ निदधे गुणरत्नाना यत्र कोश. स्वयभुवा ।
तत्र श्री सिद्धराजोपि रत्नकोश न्यवीविशत् ॥

કી. કૌ. સ. ૩ શ્લો ૧૪

૪ જિનનહર્ષગણિનુ વસ્તુપાલ ચરિત્ર પ્રસ્તાવ પ્હેલો, ચ. પ્ર. પૃ. ૨૨૪

૫ જુઓ જૈન સાહિત્ય સશોધક ખ. ૩ અં. ૧ પૃ. ૧૦૮

૬ કી. કૌ. સ ૩ શ્લો. ૧૭ થી ૨૧ તથા વ. વિ. સ. ૩ શ્લો. ૫૯–૬૦

બાળ વયમાં અને મલ્લદેવ જુવાન ઉમરે પ્રજા થયા પછી મરણ પામ્યો હતો. પણ વસ્તુપાલ તેજપાલ વીરધવલના મંત્રીઓ તરીકે જૈન ધર્મનાં સત્કાર્યો દ્વારા ખૂબ પ્રસિદ્ધ થયા છે વિ. સં. ૧૨૪૯માં પિતા સાથે યાત્રા કરનાર વસ્તુપાલ તેજપાલ વિ. સ. ૧૨૪૦–૪૨ની આસપાસમા જન્મ્યા હોવાનો સભવ[1] છે. ઉંમરમા આવતાં પોતાના પૂર્વજો પેઠે તેઓ પણ સોલકી રાજાની સેવામા રહ્યા અને વીરધવલની માગણીથી તેઓને ભીમદેવેજ વીરધવલને સોપ્યા અને વીરધવલે તેઓને સ. ૧૨૭૬મા પોતાના મત્રીઓ બનાવી બધો રાજ્ય ભાર તેઓને માથે નાખ્યો[2] પ્રબધોમા વસ્તુપાલ તેજપાલ બેયને મંત્રી બનાવ્યા એમ કહ્યુ છે[3] મતલબ કે આ મત્રી ભાઇઓએ ભેગો કારભાર કર્યો છે. અલબત્ત વસ્તુપાલ ખંભાત ગયા તથા જાત્રા કરવા ગયા ત્યારે મંત્રીપદનો બધો ભાર તેજપાલને માથે નાખ્યો હોવો જોઇએ. અને બેય સાથે હોય ત્યારે બેમાં વસ્તુપાલ મોટા હોવાથી મહામાત્મ તરીકે તેનેજ સબોધવામા આવતા.[4]

### વસ્તુપાલ તેજપાલની યોગ્યતા

આ વસ્તુપાલ તેજપાલ જૈન ધર્મના મોટા પ્રભાવક હતા એમાં

---

૧ જુઓ વોટસનમ્યુઝીઅમ રાજકોટમાના ઉત્કીર્ણ લેખોનો વ. વિ.ની અં. પ્રસ્તાવનામા કરેલો ઉતારો.

૨ જુઓ સુ. સ. સ ૪ શ્લો ૪૨થી ૬૦ જોકે કી. કૌ, વ. વિ. અને પ્ર ચિ.મા વસ્તુપાલ તેજપાલ ફરતા ફરતા ધોળકે આવ્યા અને વીરધવલે જ તેઓને મત્રીપદે નીમ્યા એવું વર્ણન છે. પણ સુ. સ. માથી ઉતારેલા ઉપલા વર્ણનને વ. તે. પ્રશસ્તિ અને સુ કી. ક. નો ટેકો છે. એટલું જ નહિ પણ વસ્તુપાલે પોતે લખેલા નરનારાયણાનદ (સ. ૧૬ શ્લો. ૩૫)નો ટેકો છે.

૩ જુઓ કી. કૌ. સ. ૩, શ્લો. ૫૧. થી ૭૮ સુ. સ. સ ૩ શ્લો. ૫૯–૬૦, વ. વિ. સ. ૩ શ્લો. ૮૨ વગેરે અને સં. ૧૨૮૮ ના ગિરનારના લેખમાં વસ્તુપાલને સ. ૧૨૭૬ થી મહામાત્ય કહેલ છે ત્યારે આબુના સં. ૧૨૮૭ના લેખમા તેજપાલને વીરધવલની સમસ્ત મુદ્રાનો ઉપયોગ કરનાર કહેલ છે.

૪ જુઓ હમ્મીરમદમર્દન

સંદેહ નથી પણ તેઓમા મત્રીપદને યોગ્ય બીજા મોટા ગુણો પણ હતા. વીરધવલે ભીમદેવ પાસે મત્રીની માગણી કરતા [1]"શસ્ત્રમા, શાસ્ત્રમાં ધનમા (ધન મેળવવામા) અને પ્રધન (શત્રુને મારવા)માં કુશળ હોય" એવા માણસની માગણી કરી હતી આ મત્રીઓ એવા હતા જ. વસ્તુપાલની શસ્ત્ર અને પ્રધન કુશળતા ખભાતમા થયેલા વિગ્રહ પ્રસંગે દેખાઇ છે. વિદ્વાનોની શાસ્ત્ર ચર્ચામા વસ્તુપાલ ઘણો રસ લેતા એટલુજ નહિ પણ તેણે પોતે નરનારાયણાનન્દ નામનુ કાવ્ય લખ્યુ છે.[2] જેના સોળમા સર્ગમા તેણે પોતાની વંશાવળી આપી છે વસ્તુપાલ મત્રી થયા પછી લવણપ્રસાદ વીરધવલની રાજ્ય સીમાઓ કેટલી બધી વધી અને રાજ્યમા તથા વસ્તુપાલ તેજપાલ પાસે કેટલો પૈસો આવ્યો (જેમાથી મંત્રીઓએ ગુજરાતમા અદ્દભૂત કારીગરીવાળા મન્દિરો બાધ્યા) એ ધ્યાનમાં લેવાથી ધન મેળવવાની તેની કુશળતાનો ખ્યાલ આવશે. આ ધન અન્યાય કર્યા વગર મેળવવાનો તેઓને આગ્રહ હતો એમ સોમેશ્વર અને મેરૂતુગ કહે છે[3] પણ ચ. પ્ર (પૃ ૨૦૯)મા "રાજ્યના જૂના અધિકારીઓને, જૂના વેપારીઓને અને જૂના જમીનદારોને નીચોવીને વસ્તુપાલે રાજ્યમા પુષ્કળ ધન એકઠુ કર્યુ તથા તેવડે લશ્કર ભેગુ કર્યું અને એ લશ્કર સાથે વીરધવલે સોરઠમા મુલકગીરી કરીને ઘણુ ધન મેળવ્યુ તથા ઘણો મુલક હાથ કર્યો" એમ લખ્યુ છે.

એ ગમે તેમ હો, પણ લવણપ્રસાદ વીરધવલના પરાક્રમે અને વસ્તુપાલ તેજપાલની શસ્ત્રની તથા બુદ્ધિની કુશળતાએ આ વાઘેલાનું રાજ્ય ઘણુ વધાર્યુ એટલુ નક્કી.

વસ્તુપાલની તીર્થયાત્રા—પણ આ જૈન મત્રીઓ રાજ્ય મદમાં પોતાના ધર્મને ભૂલી ગયા નહોતા એટલે મત્રી થયા પછી

---

१ दक्ष शस्त्रे च शास्त्रे च धने च प्रधने च यः ।
સુ. સ. સ. ૩ શ્લો. ૪૩

૨ ગા. ઓ. સી. મા આ કાવ્ય છપાઇ ગયું છે.

३ पुरस्कृत्य न्यायं......વગેરે.
કી. કૌ. સ. ૩ શ્લો. ૭૭ અને પ્ર. ચિં. પૃ. ૨૦૮ શ્લો. ૩૬

કાંઈક નિરાંત મળતાં તેઓએ પહેલું કામ સં. ૧૨૭૭માં તીર્થયાત્રા કરવાનું કર્યું.[૧] આ તીર્થયાત્રાનું જે વર્ણન પ્રબંધોમાં આપ્યું તેનો ટુંકો સાર એ વખતની લોકસ્થિતિનો ખ્યાલ આવવા માટે અહીં ઉતાર્યો છે.[૨] "ગુરૂ વિજયસેનસૂરિએ કરેલા મંત્રાધિપતિપદના અભિષેક સાથે તેઓએ આપેલા શુભ મુહૂર્તમાં શકુન જોઈને તીર્થયાત્રા માટે વસ્તુપાલે પ્રયાણ કર્યું; તે પહેલા શહેરે શહેર વિવેકી જનોને પત્રો લખી સંઘમા સામીલ થવા તેડાવ્યા હતા. પછી જેઓ પાસે વાહનો ન હતા, તેને વાહનો આપ્યાં, સાધનો નહોતા તેને સાધનો આપ્યાં, જેની પાસે નોકરો નહોતા તેને નોકરો આપ્યા. પછી ભાતુ, પાણીનાં વાસણો વગેરે તો હોયજ. પણ દવાઓ અને વૈદ્યો પણ સાથે લીધા. આવી તૈયારી સાથે જે સંઘ ઉપડયો તેમાં પ્ર. ચિં. (પૃ. ૨૦૯)ના કહેવા પ્રમાણે કુલ સાડા ચાર હજાર વાહનો હતા. શ્વેતાંબરો એકવીસો હતા. સંઘ અને તેની રક્ષા માટે એક હજાર હથિયારબંધ ઘોડેસ્વારો આગળ પાછળ અને પડખે ચાલતા હતા. સાતસો સાંઢણી સ્વારો સાથે હતા અને તેના ઉપરી તરીકે ચાર મહાસામન્તો હતા. આ રીતે સંઘે ધોળકેથી ચાલી પહેલું મુકામ કાશહૃદ[૩]મા કર્યું અને ત્યાં ઋષભનાથના મંદિરમા મોટો ઉત્સવ ઉજવ્યો. આ રીતે પાંચ છ મજલો કરીને[૪] શત્રુંજયની તળેટીમા પહોચીને તંબુઓ નાખ્યા. વસ્તુપાલ દરેક મુકામ વખતે સૌની સગવડ સાચવ્યા પછી પોતાની સગવડ કરતા. આ રીતે શેત્રુંજે પહોચી ડુંગર ઉપર ચઢી ત્યાં ધોરણ પ્રમાણે પૂજન કે

---

૧ તીર્થયાત્રાની ઉપલી તારિખ પ્ર. ચિં. (પૃ ૨૦૯)મા છે એટલું જ નહિ પણ ગિરનારના વસ્તુપાલના મંદિરના લેખમાએ છે.

૨ આ યાત્રાનું વર્ણન મુખ્યત્વે સુ સ. સ. ૫, ૭, અને ૮માથી લીધું છે. કી. કૌ. પ્ર. ચિં. વગેરેની પણ મદદ લીધી છે ખરી.

૩ ગાફ પાસે હાલનું કાસન્દ્રા એ ધોળકેથી પાલીતાણે જતા સીધા રસ્તા ઉપર આવેલું છે.

૪ કી. કૌ. સ. ૯ શ્લો. ૨૧

સરસ્નાન, સ્તવન વગેરે કર્યું અને આઠેક દિવસ રહ્યા.[1] પછી શેત્રુંજેથી ઉતરી ગિરનાર તરફ સંઘ ચાલ્યો. પ્હેલાં દેવપાટણ જઈ, શંકરને પ્રણામ કરી પછી સંઘે ગિરનાર ઉપર નેમીનાથની કેસરપૂજા, સ્તુતિ આરતી વગેરે ધોરણ પ્રમાણે કર્યું અને ગિરનાર ઉપર આઠ દિવસ રહી[2] નીચે ઉતરી સંઘ વામનસ્થળી રસ્તે ધોળકે પાછો આવ્યો એટલે વીરધવળે સંઘને સામૈયુ કર્યું"[3] આ સં ૧૨૭૭ની યાત્રાનો ઉલ્લેખ ગિરનારના વસ્તુપાલના મદિરના ઉત્કીર્ણ લેખમા પણ છે પણ આ સાથે ગણતા વસ્તુપાલે કુલ સાડાતેર યાત્રા કરી એમ પ્ર ચિ. (પૃ ૨૦૯)મા લખ્યુ છે.

## વસ્તુપાલ તેજપાલે ઉભાં કરેલાં ધર્મસ્થાનો

વસ્તુપાલ તેજપાલે અણહિલવાડમા, ખભાતમા, ધોળકામાં, શેત્રુંજા ઉપર, પાલીતાણા પાસે, આકેવાળીઆમા, તારગા ઉપર ગિરનાર ઉપર, થાભણા (સ્થભનક)મા, ભરૂચમા અને ડભોઈમા જુદાં જુદા ધર્મસ્થાનો ઉભાં કર્યા હોવાનુ સમકાલીન લેખોમા અને પ્રબંધોમા કહેલુ છે. આ ધર્મસ્થાનોમા નવા મન્દિરો બધાવવા, ખડિત મંદિરોનો જીર્ણોદ્ધાર કરવો, જૂના મન્દિરોમા મૂર્તિઓ સ્થાપવી, મદિરો ઉપર ધ્વજાઓ ચડાવવી કે કલશો ચડાવવા, મદિરો આગળ મંડપો બાધવા, જૈન સાધુઓને રહેવા માટે ઉપાશ્રયો બાધવા, પોતાની, પોતાનાં ભાડુઓની, રાજાની અને પોતાના તથા રાજાના પૂર્વજોની મૂર્તિઓ કરાવવી એ બધાનો તથા તળાવો, વાવો, પરબો, છાશ વેચવા માટે ઉચી

---

૧ સુ સ. સ ૭ શ્લો. ૪૩મા આઠ દિવસ રહ્યા એમ કહ્યુ છે. કી. કૌ. (સ ૯ શ્લો. ૩૭)મા બે ત્રણ દિવસ રહ્યા એમ કહ્યુ છે અત્યારે ઉપર રાત રહેવાતુ નથી, એ જોતા તળેટીમા તબુઓ નાખી રહ્યા હોવાનો સભવ છે.

૨ કી કૌ.કાર ઘણાદિવસ રહ્યા એમ કહે છે (સ ૯ શ્લો ૬૯) અને મેરુતુગ (પ્ર. ચિ. પૃ. ૧૧૧) ત્રણ દિવસ રહ્યા એમ પણ ઉદયપ્રભ સુ. સ. ને અનુસરી આઠ દિવસ કહે છે. (ધર્માભ્યુદય તીર્થયાત્રા વર્ણન શ્લો. ૧૭)

૩ જુઓ સુ. સ. ૧૦ શ્લો. ૮ થી ૪૨

દિવાલવાળા વાડાઓ, બ્રહ્મપુરીઓ ( બ્રાહ્મણોને રહેવા માટે પરાંઓ ) ધર્મશાળાઓ, સત્રાગારો, વગેરે લોકોપયોગી સ્થાનોનો પણ સમાવેશ થાય છે. વસ્તુપાલે કરાવેલા આ પ્રકારનાં સ્થાનોની સુ–સં. વગેરે સમકાલીન ગ્રન્થોમા જે વિગતો આપી છે, તે પ્રમાણે એવા સ્થાનોની કુલ સંખ્યા પચાસની અંદર છે.[૧] પણ પાછળના રાજશેખરસૂરિ, જીનહર્ષ અને જીનપ્રભાચાર્યે આ સંખ્યાને ઘણી વધારી દીધી છે. દા. ત. જીનપ્રભાચાર્ય કહે છે કે[૨] "વસ્તુપાલે નવસો ચોરાશી ઔષધ-શાળાઓ કરાવી, પાચસો દાતના સિહાસનો કરાવ્યા, સાતસો બ્રહ્મ-શાળાઓ, સાતસો સત્રાગારો, સાતસો મઠ, ત્રણસોએ શિવમન્દિરો. ૧૩૦૪ જૈનમન્દિરો, ૨૩૦૦ જૈનચૈત્યોનો જીર્ણોદ્ધાર, ૮૪ તળાવો, ૪૬૪ વાવો, ૩૨ કિલ્લાઓ, ૬૪ મસીદો વગેરે વગેરે ( ગિરનારના લેખના શબ્દોમા કરોડોની સંખ્યામા ) કરાવ્યુ" આ પ્રકારની દેખીતી અતિશયોક્તિ અરિસિંહ, ઉદયપ્રભ અને સોમેશ્વર જેવા સમકાલીન લેખકોએ આપેલી વિગતો સાથે સરખાવતાં હાસ્યા સ્પદ લાગે છે. એ અતિશયોક્તિને બાજુ ઉપર રાખતાં પણ વસ્તુપાલે ગૂજરાતમા જુદા જુદાં ધર્મસ્થાનો ઉભા કર્યા હતાં એમા સંદેહ નથી. પણ તેમાથી અત્યારે ગિરનારના તથા આબુના મદિરો જેવાં ગણ-તરીના સ્થાનો જ ઉભા છે પણ જે છે તે—ખાસકરીને આબુનું લૂણિગવસહિકા મન્દિર વસ્તુપાલના નામને અમર કરે એવુ છે.

## આબુનું તેજપાલનું મંદિર ગુજરાતની સ્થાપત્ય કળાનો ઉત્તમ નમુનો.

આબુ ઉપર દેલવાડા ગામમા વિમલવસહિ પાસે જ તેજપાલે

---

૩ જુઓ સુ. સ. ૧૧ ( શ્લો ૨ થી ૩૪ ), ખુલ્હરનુ અરિસિંહ, તથા જૈન સાહિત્યનો ઇતિહાસ પારા ૫૨૭, ૫૨૮ ( કી.. કૌ., ૧, વિ. પ્ર. ચિ. તથા વ. તે. પ્ર. મા પણ મત્રીઓના સુકૃતોનુ વર્ણન મળે છે. )

૨ સિંઘી જૈન ગ્રન્થમાળા આ. પૃ. ૭૯. ૮૦.

પોતાના પુત્ર લૂણસિંહ અને પોતાની સ્ત્રી અનુપમાદેવીના પુણ્યાર્થે[1] ભીમદેવબીજાના મહામંડલેશ્વર આબુના પરમાર રાજા સોમસિંહની અનુમતિથી ઉત્તમ પ્રકારની કોતરણીવાળું, આરસપહાણનું, મૂલગભારો-ગૂઢ મંડપ-નવચોકીઓ-રંગમંડપ-દ્વારમંડપ-ગોખલા-ભમતીની દેરીઓ અને હસ્તિશાળા વગેરેથી સુશોભિત લૂણિગવસહિકા નામનું ભવ્ય મંદિર (સં ૧૨૮૭ માં) કરાવ્યું[2] આ મંદિરનો બાંધનાર સૂત્રધાર શોભનદેવ હતો. એ મંદિરના પૂજા વગેરે માટે આબુના રાજા સોમસિંહે બાગ્ઠ પરગણાનું ડબાણી ગામ મંદિરને ભેટ આપ્યું હતું, એમ ૧૨૮૭ ના લેખમાં જ કહ્યું છે.

આ મંદિરની કારીગીરીના સ્થાપત્યકળાની દૃષ્ટિએ ફર્ગ્યુસન હાવેલ જેવા કળાના ઉસ્તાદોએ ભારે વખાણ કર્યા છે. દેલવાડાનાં મંદિરો એ ગૂજરાતના ગૌરવસ્થાનો છે.

એ સ્થાન બંધાવનારના અદ્ભુતધર્મપ્રેમના અને ઉદારતાનાં નિદર્શન રૂપે કહેવાય છે કે મન્દિરનું કામ ચાલતુ હતુ ત્યારે તેજપાલ મંત્રી પોતાની પત્ની અનુપમા સાથે આબુ ઉપર કેટલુ કામ થયુ છે તે જોવા ગયા હતા. ત્યા અનુપમાએ સૂત્રધાર શોભનદેવને પૂછ્યું કે આટલી બધી વાર કેમ લાગે છે? ત્યારે સૂત્રધારે જવાબ આપ્યો કે અહી પર્વતની ટાઢમા સવારે તથા સાજે કામ થઇ શકતુ નથી અને બપોરનો વખત ન્હાવા-રાંધવા-ખાવામા જાય છે. ત્યારે અનુપમાની સૂચનાથી દિવસ અને રાતના જુદા જુદા કારીગરો ગોઠવાની, તથા સૌને માટે રસોડું ઉઘાડવાની મંત્રીએ સૂચના આપી[3].

---

૧ મેરુતુંગે (પૃ. ૨૧૨) પોતાના ભાઈ લૂણિગના પુણ્યાર્થે લૂણિગવસહિકા મંદિર બંધાવ્યું એમ કહ્યુ છે. પણ મંદિરના ઉત્કીર્ણ લેખમા ઉપર પ્રમાણે સ્પષ્ટ કથન છે. જુઓ પ્રા. જૈ. લે. સં. લેખાંક ૬૪-૬૫.

૨ એજન.

૩ ચ. પ્ર. પૃ. ૨૪૬, તથા વ. ચ. ૮ શ્લો. ૧૨૦ થી ૧૫૩.

### કાલાનુક્રમમાં દિગ્દર્શન

હવે લવણપ્રસાદ વીરધવલની તથા તેના મત્રીઓની કારકીર્દી ઉપર કાલાનુક્રમમા નજર નાખી લઈએ. લવણપ્રસાદ વીરધવલે સં ૧૨૭૬મા વસ્તુપાલ–તેજપાલને મત્રી તરીકે રાખ્યા પછી સં. ૧૨૮૦ સુધીમાં ખભાતનું યુદ્ધ, મારવાડી રાજાઓ સાથેનુ યુદ્ધ વગેરે બનાવો બન્યા છે. સ ૧૨૮૦ પછી જુના વિરોધીઓ સાથે સલાહને પરિણામે તથા મત્રીઓની રાજનીતિને પરિણામે મોટે ભાગે શાંતિ અને વ્યવસ્થા જળવાયાં હોય એમ લાગે છે સં. ૧૨૭૭મા વસ્તુપાળે તીર્થયાત્રા કરી, એ ઉપર નોધ્યુંજ છે. પછી સં ૧૨૭૯મા વસ્તુપાળે પોતાના પુત્ર જયન્તસિહને ખંભાતનો સુબો નીમ્યો.[1] ૧૨૮૩ થી ૯૩ સુધીમાં બીજી અગીઆર તીર્થ યાત્રાઓ વસ્તુપાલે કરી[2] અને સં. ૧૨૭૮થી ૧૨૯૩સુધીમા ઉપર નોંધેલાં ધર્મસ્થાનો જુદે જુદે સ્થાને ઉભાં કર્યાં.

લવણપ્રસાદ વીરધવલે આ અરસામા ખાસ કાંઈ કર્યું જણાતું નથી. લવણપ્રસાદ અણહિલપુરમાં રહીને ભીમદેવના સર્વેશ્વર તરીકે ગુજરાતનુ રાજ્યતત્ર ચલાવતા હશે અને વીરધવલ ધોળકામાં રહીને પોતાની જાગીર સભાળતા હશે એવો એક વિદ્વાને તર્ક કર્યો છે.[3] ગમે તેમ હોય પણ સ ૧૨૮૦–૮૧ અને ૧૨૮૭ વચ્ચે કદાચ ૧૨૮૨માં લવણપ્રસાદે દેહત્યાગ કે રાજ્યત્યાગ કર્યો હોય એવો સભવ છે.[4]

---

૧ જુઓ ગિરનારના ઉત્કીર્ણ લેખો. પ્રા. જૈ. લે. સ. લેખાક ૩૯.

૨ જુઓ ગિરનારનો લેખ વોટસન મ્યુઝીઅમ–રાજકોટ વાળો.

૩ જુઓ વ. વિ. ની અ. પ્રસ્તાવના પૃ. ૧૫ મા તેના સપાદક સ્વ. ચીમનલાલ દલાલનો અભિપ્રાય.

૪ મું. ગે. (પૃ. ૨૦૦)ના લેખકે લેખ પદ્ધતિ (પૃ. ૫)મા છપાયેલા દાનપત્રના નમુનામા સ. ૧૨૮૮ ની તારિખ લવણપ્રસાદ માટે છે તે ઉપર આધાર રાખી તથા ૧૮૮૨–૮૩ના ભાડારકરના સર્ચ ફોર સસ્કૃત મેન્યુસ્ક્રીપ્ટસને અનુસરી લવણપ્રસાદે ૧૨૮૮ મા ગાદીનો ત્યાગ કર્યો એમ લખ્યું છે. પણ લેખ–પદ્ધતિમા આપેલી કોઇ તારીખ બનાવની નથી એ સ્પષ્ટ છે. રાજાવલી કોષ્ટ–કમા વીરધવલનો રાજ્યકાળ ૧૨૯૨થી આપ્યો છે.

કારણ સ ૧૨૮૭ના ગિરનારના લેખમા વસ્તુપાલને મહારાજ વીરધવલનો મહામાત્ય કહેલ છે.

### વીરધવલનું મરણ ૧૨૯૪માં

વીરધવલનો દેહ સ.૧૨૯૪મા પડી ગયો[1] એ વખતે તેના તરફ તેના સેવકોનો અતિ પ્રેમ હોવાથી તેની સાથે એકસો વીશ સેવકો પણ બળી મુઆ પછી તો શ્રી તેજપાલે શ્મશાનમાં પહેરેગીગે રાખીને લોકોને બળી મરતા અટકાવ્યા એમ પ્ર-ચિં-(પૃ ૨૧૯–૨૦) મા લખ્યુ છે.

### વીરધવલના પુત્ર વીરમદેવની દંતકથા

"વીરધવલને વીરમદેવ અને વીશલદેવ નામના બે પુત્રો હતા, તેમાથી વીરમદેવનો સ્વભાવ નજીવી વાતમા પણ ઉશ્કેરાઇ જાય એવો હોવાથી એને ગાદી ન આપતાં વીશલદેવને આપવી જોઇએ એવો વસ્તુપાલનો વિચાર હતો, પણ વીરધવલને ભારે મદવાડ થયો છે એમ ખબર પડતા જ વીરમદેવ પોતાના માણસો સાથે વીરમગામથી ધોળકામા આવી પહોચ્યો પણ એને રાજમહેલમા વસ્તુપાલે પેમવા ન દીધો અને વીરધવલ મરણ પામતા વીશલદેવને એકદન ગાદીએ બેસાડી દીધો પછી વીશલદેવને સાથે લઇને વીરમદેવ સામે યુદ્ધ કર્યું તેમા વીરમદેવ હારી જતા પોતાના સસરા ઉદયસિંહ પાસે જાલોર ગયો પણ વસ્તુપાલે ઉદયસિંહને કહેવરાવ્યુ કે તુ જો તારા જમાઇને સંઘરીશ તો તારૂ રાજ્ય અને જીવન સલામત નથી. એટલે ઉદયસિંહે વીરમને મરાવી નાખ્યો." આ પ્રમાણે ચ. પ્ર (પૃ ૨૪૮થી ૨૫૦ મા વીરમનો વૃત્તાન્ત આપેલ છે પણ તે વિશ્વસનીય નથી કારણકે વીરધવલને વીરમદેવ નામનો પુત્ર હતોજ નહિ એમ નીચે ઉતારેલા પુરાવાથી જણાય છે.

---

[1] જુઓ રાજાવલી કોષ્ટક લખ્યા સં. ૧૫૮૭ શ્રી જિનવિજયજી સંપાદિત શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબધનુ પરિશિષ્ટ. બુલ્હરે વીરધવલના મરણની તારિખ ૧૨૯૫ આપી છે (ઇ. એ. ગ્ર. ૬ પૃ. ૨૧૩) મું. ગે. (પૃ. ૨૦૩) મા ૧૨૯૪ (ઇ. ૧૨૩૮)ની સાલ આપી છે.

## વીરધવલના પુત્રો સંબંધી સાચી સ્થિતિ

આ ચ. પ્ર. સમકાલીન ન હોવાથી એમાં ભીમદેવના વખતના સામતોના નામોની બાબતમાં ગોટાળો થયો હોય એમ મને જણાય છે. ખરી રીતે વીરધવલને પ્રતામલ્લ અને વીશલદેવ નામના બેજ પુત્રો હતા અને તેમા મોટો પ્રતાપમલ્લ હતો એમ સારગદેવના વખતની સ. ૧૩૪૩ની ત્રિપુરાન્તક પ્રશસ્તિ તથા સ. ૧૩૫૪ની ઈડરના મુરલીધર મદિરવાળી પ્રશસ્તિ સ્પષ્ટ કહે છે[1] જ્યારે ચ. પ્ર.માં પ્રતાપમલ્લનું નામ જ નથી મળતુ. બીજુ અજયદેવના લૂણપાસક નામના જે દડનાયકનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે, જેનો સ ૧૨૨૯ના લેખમાં ઉલ્લેખ મળે છે[2] તે લૂણપસાકને વીરમ અને સંગ્રામસિહ નામના બે પુત્રો હતા. અને વીરમે પોતાના નામથી વીરમેશ્વર નામનું મદિર બધાવ્યુ હતુ એમ સં. ૧૨૨૯ના, ૧૨૯૫ના તથા ૧૩૧૭ના ઉત્કીર્ણ લેખોને મેળવતાં સમજાય છે. સ ૧૨૯૬ના આસો સુદિ ત્રીજને ગુરૂવારે રાણક વીરમદેવની રાજધાની વિદ્યુત્પુર (વિજાપુરમા)માં એક જૈન પુસ્તક લખાયેલુ હેવાની હકીકત તે પુસ્તકના સમાપ્તિ વચન ઉપરથી મળે છે[3] આ રાણક વીરમ તે ઉપર કહેલો રાણા લૂણ-

---

૧ સુ. ગે (પૃ. ૨૦૩)મા પ્રતાપમલ્લને વીશલદેવનો ન્હાનોભાઇ કહ્યો છે, તે ભૂલ છેઃ—

अशान्तविश्रान्तभुजप्रतापः
प्रतापमल्लावरज. स राजा ।

પ્રા. લે. મા. લેખાંક ૪૭ શ્લો. ૮

તથા श्रीमद्वीरधवलस्य पुत्रोभूद्वीरलक्षणः
श्रीमत्प्रतापमल्लः सुप्रतापाक्रान्तमण्डल ।
तस्यानुजन्मा प्रथितः पृथिव्यां श्रीविश्वलाख्यो नृपति प्रचण्डः શ્લો. ૮,૯

બુદ્ધિ પ્રકાશ ૧૯૧૦ પૃ. ૭૭

૨ જુઓ ઉપર પૃ. ૩૩૩

૩ જુઓ જેસલમીર ભાડાગારીય ગ્રન્થ સૂચી પૃ. ૩૫

પસાનો જ પુત્ર વીરમ હોવાનો સભંવ છે; અને શ્રી દલાલ ધારે છે તેમ વીરધવલનો પુત્ર નહિ.[1] ટુંકામા આ વીરમને ભ્રાન્તિથી વીરધવલનો પુત્ર માની લઇને ચ. પ્ર. માં આપેલી કથા રચાઇ હોય એવો મારો તર્ક છે. ખરી રીતે વીરધવલને વીરમ નામનો કોઇ પુત્ર જ નહતો.[2] પણ પ્રતાપમલ્લ અને વીશલદેવ નામના બેજ પુત્રો વીરધવલને હતા અને તેમાંથી પ્રતાપમલ્લ વીરધવલ જીવતાં બાળક પુત્ર અર્જુનદેવને પાછળ મુકીને સ્વર્ગસ્થ થયો હોવાથી વીશલદેવ પિતાની પછવાડે ધોળકાની ગાદીએ બેઠો હોય એમ જણાય છે. અને ચ. પ્ર.ની ઉપર ઉતારેલી આખી કથા કલ્પિત જણાય છે. એનો મહામડલેશ્વર તરીકે પ્હેલો ઉલ્લેખ સં. ૧૨૯૫મા લખાયેલ યોગસાર નામના પુસ્તકની સમાપ્તિમા મળે છે[3]

## વસ્તુપાલનો અંત સમય

વીરધવલના મરણ પછી વસ્તુપાલ બહુ જીવ્યા નહિ. "છેલ્લાં વર્ષોમા વસ્તુપાલને મહામાત્ય પદ ઉપરથી ઉતારી પાડી વીશલદેવે નાગડ નામના બ્રાહ્મણને મહામાત્ય પદ આપ્યુ હતુ" એમ ચ. (પૃ. ૨૫૦માં) કહ્યુ છે. પણ એ સાચુ નથી લાગતું. કારણ કે વીશલદેવ સ. ૧૨૯૫મા તો ગાદીએ બેઠો અને "સં ૧૨૯૬ના માઘ સુદિ પાંચમને સોમવારે મન્ત્રીશ્વર વસ્તુપાલે પોતાની પત્ની લલિતાદેવીને, પુત્ર જૈત્રસિંહને અને ભાઈ તેજપાલને છેલ્લો ઉપદેશ આપીને

---

૧ વ. વિ. પ્ર. પૃ. ૧૧

૨ વીરધવલને બે પુત્રો હોવાનું ચ. પ્ર મા પણ કથન છે. અને ૧૩૪૩ની પ્રશસ્તિમા પ્રતાપમલ્લ અને વીશલદેવ નામ સ્પષ્ટ છે. એટલે વીરમને વીરધવલનો પુત્ર માનતાં તેને ત્રણ પુત્રો માનવા પડે.

૩ જુઓ પાટણના સઘવી ભડારની યોગસારની પ્ર. વ. વિ. પૃ. ૧૧ ટિ. ૨.

દેહ ત્યાગ કર્યો" એમ વસન્તવિલાસમાં કહ્યું છે.[1]

વસ્તુપાલના મરણ પછી તેજપાલને વીસલદેવે મહામાત્ય પદ આપ્યુ હોવાના તથા તેણે ૧૩૦૩ સુધી એ પદ ભોગવ્યુ હોવાના પુરાવા મળે છે[2] એ જોતાં ચતુર્વિંશતિ પ્રબંધનું વસ્તુપાલ જીવતાં જ નાગડને મહામત્રીપદ વીસલદેવે આપ્યાનુ કથન અવિશ્વસનીય ઠરે છે.

**વસ્તુપાલનું ચારિત્ર્ય**

ઉપર પ્રમાણે વીશ વર્ષ સુધી ધોળકાના રાજવશની સેવા કરીને સં. ૧૨૯૬ માં મત્રી વસ્તુપાલનો દેહ પડી ગયો. એ મત્રીએ ધોળકાની નાનકડી ઠકરાતને વિસ્તારવામા તથા સમૃદ્ધ કરવામા પોતાના બુદ્ધિબળનો અને બાહુબળનો ઉપયોગ કર્યો ત્યારે પોતાના ધનનો ઉપયોગ ગુજરાતમાં સુંદર મદિરો ઉભાં કરવામાં કર્યો. પણ વસ્તુપાલનું હૃદય વિશાળ હતું. પોતે જૈન ધર્મી હોઈને જૈન મન્દિરો ઉભાં કરે એ સ્વાભાવિક છે. પણ મત્રી તરીકે પોતાની ફરજ વસ્તીના બધા ધર્મોને ઉત્તેજન આપવાની છે એ ધ્યાનમા રાખીને સં ૧૨૯૧ માં ધોળકા પાસે આવેલા ગણેશ્વરના મંદિરનો દરવાજો સમરાવ્યો,[3] સં. ૧૨૯૨ માં ખભાત પાસે આવેલા ભીડભંજનના શિવમંદિરમાં રત્નાદેવીની મૂર્તિની ફરી સ્થાપના કરી[4], એવી એવી ઝીણી વિગતો લેખોમાથી મળે છે અને તેના અરિસિહ આદિ ચરિત્રલેખકોએ પણ નવાં બ્રાહ્મણ મદિરો

---

૧. જુઓ વસન્તવિલાસ સ. ૧૪ તેના શ્લો. ૩૭મા વસ્તુપાલના મરણની સ્પષ્ટ તારિખ આપી છે એ જોતા ચ. પ્ર. (પૃ. ૪૫૪)મા વસ્તુપાલના મરણની તારિખ ૧૨૯૮ આપી છે તેપણ ખોટી ઠરે છે. પ્ર. ચિ. (પૃ. ૨૨૦)મા તથા ચ. પ્ર. મા યાત્રા માટે જતા ધોળકાથી શેત્રુજાના રસ્તામા આવેલા આકે વાલીયા ગામમા વસ્તુપાલનું મરણ થયું એમ કહ્યુ છે. વસન્તવિલાસમા એ ઉલ્લેખ નથી.

૨ ગિરનારના સ.-૧૨૯૬ વૈશાખ સુદિ ત્રીજના લેખમા મહામાત્ય તેજપાલે કરાવેલા કામની નોધ છે ( જુઓ. પ્રા. જૈ. લે. સ. લેખાક ૬૬) અને ૧૩૦૩ની નોધ આગળ વીશલદેવના પ્રકરણમા આવશે.

૩ આ. રિ. વોટસન મ્યુઝીયમ ૧૯૨૩–૨૪ પૃ. ૧૮

૪. ભાવનગર પ્રાચીન શોધ સંગ્રહ ન. ૧૬૨–૧૬૩.

બંધાવ્યાની તથા જૂનાંનો જીર્ણોદ્ધાર કર્યાની અને સોમનાથ જેવાં બ્રાહ્મણ તીર્થની યાત્રા કર્યાની નોંધ કરેલી છે. સોમેશ્વર તો સ્પષ્ટ કહે છે કે "આ જૈન મંત્રી શંકર અને વિષ્ણુની પૂજા નહોતા કરતા એમ નહિ અને બ્રાહ્મણોને દાનો પણ આપતા"[1] વળી પ્રબંધોમાં મુસલમાનોના ધર્મગુરૂને મક્કાની હજ કરવા જવાની સગવડ કરી આપી હોવાની પણ નોંધ છે.[2]

બગીચાઓ, તળાવો, વાવો, પીયાવા, બ્રહ્મપુરી, ધર્મશાળા, અન્નસત્ર વગેરે ધાર્મિક ગણાતા છતાં લોકોપયોગી કહી શકાય એવાં કામો પણ આ મંત્રીએ ઘણાં કર્યાં હતાં એમ અરિસિંહ વગેરે કહે છે, તે ઉપર જોયુ છે.

## વસ્તુપાલ તેજપાલના આશ્રિત વિદ્વાનો

વસ્તુપાલનો દાન-પ્રવાહ બધી જાતના યાચકોને સંતોષતો પણ વિદ્વાનો તરફ એ વધારે વહેતો.[3] અને આ વિદ્વાનોમા સુકૃતસંકીર્તનનો કર્તા અરિસિંહ, સુ. સં. ઉપર ટીકા લખનાર તથા બાલ ભારત અને કવિકલ્પલતાનો લેખક અમરચંદ્રસૂરિ, મૂળ મોઢ બ્રાહ્મણ પણ હરિભદ્ર સૂરિના ઉપદેશથી જૈન સૂરિનું પદ પાસ કરનાર અને વસંતવિલાસ નામનું કાવ્ય તથા કરૂણાવજ્રાયુધ નામનું નાટક લખનાર બાલચન્દ્રસૂરિ, ભરૂચના મુનિસુવ્રત સ્વામીના મંદિરના આચાર્ય અને હમ્મીરમદમર્દન નામનુ નાટક લખનાર જયસિંહ સૂરિ, વસ્તુપાલના ગુરૂ અને ધર્માભ્યુદય તથા સુકૃત કીર્તિ કલ્લોલિનીના લેખક ઉદયપ્રભ, કાવ્યપ્રકાશ ઉપર સંકેત નામની ટીકા લખનાર માણિક્યચંદ્ર સૂરિ, મુરારિના અનર્ઘરાઘવ ઉપર ટીકા લખનાર નરચંદ્રસૂરિ, દૂતાંગદ

---

[1] नार्नच भक्तिमान्नेमौ नेमौ शंकरकेशवौ ।
जैनोपि यः सवेदानां दानाम्भः कुरुते करे ॥
કી કૌ. સ. ૪ શ્લો-૪૦

[2] પ્ર.-ચિં. પૃ. ૨૧૭ અને ચ. પ્ર. પૃ. ૨૩૯

[3] જુઓ. પ્ર. ચિ. પૃ. ૨૧૫-૨૧૬.

નામનુ નાટક લખનાર કવિ સુભટ તથા કીર્તિકૌમુદી, સુરથોત્સવ અને ઉલ્લાસ રાઘવના લેખક તથા વીરધવલના પુરોહિત નાગર કવિ સોમેશ્વર વગેરે અનેક નામો ગણાવી શકાય એમ છે. આ અરિસિંહ, બાલચન્દ્ર સૂરિ, સોમેશ્વર, જયસિંહ સૂરિ, ઉદયપ્રભાચાર્ય વગેરે કવિઓના ગ્રન્થોનું સસ્કૃત સાહિત્યમાં ભલે ઉચુ સ્થાન ન હોય પણ ગુજરાતના ઇતિહાસને તેઓ બહુ ઉપકારક થયા છે.[1]

ઉપર ગણાવેલા લેખકોમાંથી એક સોમેશ્વર વિષે જુદી નોંધ કરવી ગોગ્ય છે કારણ કે તેઓ કવિ હોવા ઉપરાંત વીરધવલના પુરોહિત પણ હતા ખરી રીતે સોમેશ્વરના કુળમા ગુજરાતના સોલકી વંશનુ પુરોહિતપદ છેક મૂળરાજના વખતથી વશપરપરાથી ઉતરી આવ્યું હતું, અને સોમેશ્વરનો પિતા કુમાર અજયદેવનો પુરોહિત હતો એમ પણ સોમેશ્વર કહે છે. થોડો વખત ભીમદેવ બીજા પાસે પણ એ કુમાર રહેલ જણાય છે. પણ પછી ગમે તે કારણથી ભીમદેવને છોડી ધોળકાના લવણપ્રસાદનુ પુરોહિતપદ આ કુમારના પુત્ર સોમેશ્વરે સ્વીકાર્યું[2] અને આ કવિ સોમેશ્વર વીરધવલના પુરોહિત તથા વસ્તુ-પાલના મિત્ર હતા. તેઓ વીશલદેવના સમયમા પણ વિદ્યમાન હોવાથી એને વિષે વીશલદેવના વૃત્તાન્તમાં પણ કાંઇક કહેવાનો પ્રસગ આવશે.

**ભીમદેવ બીજાનું મરણ ૧૨૯૮**

વસ્તુપાલના મરણ પછી બે વર્ષે સં. ૧૨૯૮માં ભીમદેવ બીજાનો પણ દેહ પડી ગયો.[3]

---

૧. સુ. સ. વગેરે ગ્રન્થોની કેટલી મદદ આ ઇતિહાસને મળી છે તે સ્થળે સ્થળે કરેલા ઉલ્લેખોથી વાચનારને સમજાશે. આ પ્રબંધોની ઐતિહાસિક કિંમતનો કાંઈક વિસ્તારથી વિચાર 'ગુજરાતના મધ્યકાલીન રાજપૂત ઇતિહાસનાં પ્રબન્ધાત્મક સાધનો' નામના મારા નિબંધમાં કર્યો છે. વળી વિશેષ વિગત માટે જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ વિ. ૪ પ્ર. ૪

૨. જુઓ કી. કૌ. સ. ૨ શ્લો. ૮૪.

૩. પ્ર. ચિં (પૃ. ૨૦૫) તથા પ્રવચન પરીક્ષામાં સં. ૧૨૩૫ થી ૬૩ વર્ષ એટલે ૧૨૯૮ સુધી ભીમદેવ બીજાનો રાજ્યકાળ આપ્યો છે.

# પ્રકરણ ૧૮ મું.

## ત્રિભુવનપાલ સં ૧૨૯૮ થી ૧૩૦૦

ભીમદેવ બીજા પછી અણહિલપુર પાટણની ગાદી ઉપર સં. ૧૨૯૮ માં જ તેનો પુત્ર ત્રિભુવનપાલ કે તિહુણપાલ બેઠો. આ ત્રિભુવનપાલ સંબધી પ્રબંધોમાંથી કશું જાણવાનું મળતુ નથી. એનો રાજ્યકાળ પણ જુદા જુદા ગ્રન્થોમાં જુદો જુદો આપ્યો છે. પાટણનો એ મહારાજાધિરાજ હતો એમ ચોક્કસ ખબર તો ખરી રીતે એના સં. ૧૨૯૯ ચૈત્ર શુદિ છઠ્ઠના તામ્રપત્રથી મળે છે.[1] એ તામ્રપત્રમા ત્રિભુવનપાલને " શૌર્યોદાર્યગાંભીર્યાદિ ગુણાલકૃત " કહ્યો છે. આ તામ્રપત્રદ્વારા વિષયયપથક તથા દંડહીપથકનાં બે ગામો રાણા લૂણપસીએ બંધાવેલા સત્રાગારમા કાર્પટીકોનાં ભોજન માટે મડલીમાં શ્રી મૂલદેવેશ્વરની પૂજા કરીને ત્યાંના સ્થાનપતિ વેદગર્ભરાશિને આપેલ છે. દાનપત્રમા શ્રી ત્રિભુવનપાલની સહી છે. આ લેખકના દૂતક છે મહાસાંધિવિગ્રહિક શ્રી વયજલદેવ અને લેખક છે કાયસ્થઠ શ્રી સોમસિંહ વિચાર શ્રેણીને અનુસરી ત્રિભુવનપાલે બે વર્ષ સુધી રાજ્ય કર્યું હશે એમ બુલ્હર પેઠે હું માનું છુ.[2]

---

૧. ઈ. એ. ગ્ર. ૬. પૃ. ૨૦૮

૨ મુ ગે. (પૃ. ૨૦૩) મા તો ૧૨૯૯ (ઈ. સ. ૧૨૪૩)થી જ વીશલદેવનો રાજ્યારભ માન્યો છે. વિચારશ્રેણીમા જો કે ત્રિભુવનપાલનું નામ નથી. પણ તેને અનુસરીને બુલ્હરે ત્રિભુવનપાલનો સમય ૧૨૯૮ થી ૧૩૦૦ માન્યો છે. (ઇ. એ. ગ્રં. ૬ પૃ. ૨૧૩મા છાપેલી વંશાવળી) ડા. ભાઉદાજીએ (જ. બો. બ્રે. રો. એ સો ગ્ર. ૯ પૃ. ૧૩૭ થી ૧૪૭મા ) છપાવેલી એક પટ્ટાવલીમા ત્રિભુવનપાલનું રાજ્ય બે મહિનાને બાર દિવસનું કહ્યુ છે. ભાડારકરે છપાવેલ એક હસ્તપ્રતમાની વંશાવળી ( જુઓ ભાંડારકર રિપોર્ટ ૧૮૮૩-૮૪ પૃ. ૧૧-૧૨) મા અને પ્રવચન પરીક્ષામા ચાર વર્ષનુ રાજ્ય કહ્યુ છે પણ બધાં

### મેવાડના રાણા સાથે થયેલું યુદ્ધ.

મેવાડના રાણા જૈત્રસિંહ સાથે આ ત્રિભુવનપાલને યુદ્ધ થયું હોવાનું ચીરવાના લેખથી અનુમાન થાય છે.[1]

---

સાધને વીશલદેવનો રાજ્યકાળ અઢાર વર્ષનો આપે છે. અને એનો મેળ બેસારવા માટે વિચારશ્રેણીને અનુસરી બુલ્હર પેઠે ત્રિભુવનપાલના બે વર્ષ માનવા યોગ્ય છે.

૧ बालाकः कोट्टडकग्रहणे श्री जैत्रसिहनृपपुरतः ।
त्रिभुवनराणकयुद्धे जगाम युद्धवा पर लोकम् ॥

ચીરવાનો લેખ શ્લો. ૧૯

રાજપૂતાનેકા ઇતિહાસ ખ. ૧. પૃ. ૪૧૧ ટિ. ૧ ત્રિભુવનરાણા સાથે યુદ્ધમા કોટડા (કોટ્ટડક) લેતા નાગદાનો બાલાક નામનો કોટવાળ જૈત્રસિહની નજર આગળ મરાયો, એમ આ લેખમા કહ્યુ છે અને આ ત્રિભુવનરાણો તે ગુજરાતનો ત્રિભુવનપાલ એમ શ્રી. ગૌ. હી. ઓઝાનું માનવું છે.

## પ્રકરણ ૧૯ મું.

### વીશલદેવ

મંડલેશ્વર તરીકે સ. ૧૨૯૪ થી ૧૩૦૨ સુધી અને પાટણના મહારાજાધિરાજ તરીકે ૧૩૦૨ થી ૧૩૧૮ સુધી

વીરધવલનુ મરણ સ. ૧૨૯૪ માં થયું. અને ૧૨૯૪ થી જ મહામંડલેશ્વર તરીકેની વીશલદેવની કારકોર્દી શરૂ થઈ.

વીશલદેવે ધોળકાની ગાદી ઉપર બેઠા પછી તરત વસ્તુપાલને જ મહામાત્ય તરીકે રાખ્યો હોવાનું સકારણ અનુમાન ઉપર કર્યું છે.[1] વસ્તુપાલના મરણ પછી તેજપાલને મહામાત્ય નીમેલા હોવાનુ પણ સ. ૧૨૯૬ ના લેખથી અનુમાન થાય છે, એ પણ ઉપર નોંધ્યુ જ છે. આ મહામાત્ય તેજપાલે સ. ૧૨૯૮ મા પોતાના પુત્ર લૂણસિંહને ભરૂચનો સુબો નીમાવ્યો હતો એમ એક હસ્તલિખિત પુસ્તકના સમાપ્તિ વચનથી જણાય છે.[2]

#### વીશલદેવ પાટણના મહારાજાધિરાજ ૧૩૦૨ માં

ધોળકાના રાણા તરીકે વીશલદેવે કાંઈ કર્યું હોય એમ દેખાતું નથી પણ સ ૧૩૦૨ માં ત્રિભુવનપાલનુ મરણ થતા કોઈ વારસ ન

---

૧ વીશલદેવે વસ્તુપાલને મહામાત્યપદ ઉપરથી ઉતારી પાડયા. પછી એક વખત પોતાના મામા સિંહ જેઠુઆનો હાથ વસ્તુપાલે કપાવી નખાવ્યો અને બધા જેઠુઆ વસ્તુપાલને મારવાને તૈયાર થયા, પણ સોમેશ્વરે વીશલદેવને સમજાવીને સમાધાન કરાવ્યુ વગેરે દંતકથા ચ-પ્ર. (પૃ.૨૫૬) માં છે પણ તેમા કાંઈ ઐતિહાસિક તત્ત્વ દેખાતુ નથી.

૨ જુઓ પાટણના સંઘવીના ભંડારની દેશીનામ માલાની પ્રતનું સમાપ્તિ-વચન વ-વિ. પ્ર-પૃ. ૧૨ ટિ. ૫

હોવાના કારણથી કે તેને મારીને ગમે તેમ પણ વીશલદેવ મહારાજાધિરાજપદ ધારણ કરીને પાટણની ગાદીએ બેસે છે.[૧]

### ૧૩૦૪ નાગર નાગડને મહામાત્ય બનાવ્યો

વીશલદેવે પાટણ ૧૩૦૩માં લીધુ અને સં. ૧૩૦૪માં તેજપાલનો દેહ પડી ગયો[૨] અને તેજપાલના મરણ પછી વીશલદેવે નાગરજ્ઞાતિના નાગડને મહામાત્ય નીમ્યા[૩] એમ મારૂ ધારવું છે.

વીશલદેવની કારકીર્દીનો સીલસીલાબધ હેવાલ તો કોઇ પ્રબંધમાં મળતો નથી એટલે એના વખતના ઉત્કીર્ણ લેખોમાંથી વીશલદેવના કાર્યો વિષે જે કાંઈ છૂટક સૂચનો મળે છે તેની નોધ કરીનેજ સંતોષ માનવો પડશે

### માળવાનો વિજય

વિ. સં. ૧૩૧૧ની વીશલદેવના વખતની સોમેશ્વરે લખેલી

---

૧ ખભાતના શાન્તિનાથના મદિરના ભડારની સ. ૧૩૦૩ માગશર વદ ૧૨ ને ગુરૂવારે અણહિલવાડમા લખાયેલી આચારાગની પ્રતમા વીશલદેવને મહારાજાધિરાજ અને તેજપાલને મહામાત્ય કહેલ છે, એજન ટિ. ૬

૨ સ્વ. તનસુખરામ મનુસુખરામ ત્રિપાઠી પાસેની એક જૂની હસ્તપ્રતના એક પાન ઉપર સં. ૧૩૦૪ મહ શ્રીતેજઃપાલો દિવગત. એ રીતે લખેલું હતુ (વિ. વિ. પ્રસ્તાનના પૃ. ૮ ટિ. ૧)

૩ ચ. પ્ર. (પૃ.૨૫૦) મા વસ્તુપાલ જીવતા નાગડને મહામાત્ય નીમ્યા હોવાનુ લખ્યું છે અને વિવિધ તીર્થકલ્પમા મન્ત્રી તેજપાલને ખસેડી બીજો મંત્રી નીમ્યો એમ લખ્યું છે (જિનવિજયજી સપાદિત આ. પૃ. ૮૦) ચ. પ્રનુ કથન તો ખોટુ છે. વિવિધતીર્થ કલ્પનુ સભવિત છે; પણ મારો મત મે ઉપર લખ્યો છે, ખરીરીતે તો સ. ૧૩૧૦ માં તથા ૧૩૧૩ મા લખાયેલાં પુસ્તકોમા નાગડને મહામાત્ય કહેલ છે. (જુઓ વ. વિ. ની પ્રસ્તાવના પૃ. ૧૨ ટિ–૧) હવે સ. ૧૩૦૮ ના અમદાવાદમાથી મળેલા એક લેખમાં વીશલદેવના મહાપ્રધાનોના નામો શ્રીવર્દ્ધમ તથા મૂળરાજ લખેલા છે. (જુઓ એ ઇ–ગ્ર–૫ પૃ. ૧૯૨) પણ આ મહા પ્રધાનને મહામાત્યથી જૂદા સમજવા એમ મારૂ ધારવું છે. (જુઓ પ્ર. ચિં. પૃ. ૧૬૭).

ડભોઈની પ્રશસ્તિમાં[1] તથા સંવત ૧૩૧૭ના વીશલદેવના પોતાના લેખમાં[2] માળવાના રાજાને વીશલદેવે હરાવ્યાનું કથન મળે છે. વળી એ વિજયનો સં. ૧૩૨૮ની નાનાક પ્રશસ્તિમાં ઉલ્લેખ છે તથા એ પ્રશસ્તિ લખનાર ગણપતિ વ્યાસે ધારાધ્વસ નામનુ નાટક વીશળદેવના માળવાના વિજયને ઉદ્દેશીને લખ્યુ હોવાનુ એ પ્રશસ્તિમાંજ કહ્યું છે.[3] પણ માળવાના રાજાનુ નામ કોઇ લેખમાં આપ્યુ નથી એથી માળવાના કયા રાજા ઉપર વીશલદેવે વિજય મેળવેલો તે કહી શકાતું નથી સંભવ શોધતા જયસિંહદેવ બીજો અને જયવર્મા બીજો વીશળદેવના સમકાલીન છે, પણ સં. ૧૩૧૧ના લેખમાં ઉલ્લેખ મળતો હોવાથી તે પહેલા એટલે જયસિહદેવના સમયમાં આ બનાવ બન્યો હોવો જોઇએ એવુ મારૂ માનવું છે. એ વખતે મુસલમાનોના ઉપરા ઉપરી હુમલાઓને પરિણામે માળવાનું રાજ્ય નબળુ પડી ગએલુ[4]

## સિંઘણના સૈન્યને હરાવ્યું

સં. ૧૩૧૧ના લેખમા માળવાના વિજય પેઠેજ દક્ષિણેશ્વરના વિજયનો ઉલ્લેખ છે, અને ૧૩૧૭ના વીશલદેવના લેખમા વીશળદેવને "સિંઘણ સૈન્ય સમુદ્ર શોપણવડવાનલ કહેલ" છે.[5] હવે આ દક્ષિણનો વિજય પણ ૧૩૧૧ પ્હેલા મેળવેલો એટલુ નક્કી પણ કયારે?

---

૧ ડભોઈની ત્રુટિત પ્રશસ્તિમાં વીશલદેવ સબધી વર્ણન શ્લો. ૫૨ થી ૧૦૮ મા છે. એ. ઈ ગ્ર. ૧ પૃ. ૨૫.

૨. मालवाधीशमानमर्दन એવુ વિશેષણ વીશલદેવને સ. ૧૩૧૭ના લેખમા લગાડેલું છે. ઇ. એ ગ્ર ૬ પૃ. ૨૧૦-૨૧૨

૩. ૧૩૨૮ની પ્રશસ્તિ શ્લો. ૪ તથા —

मार्तण्डप्रतिमप्रतापवसते. श्री. वीसलक्ष्मापते ।
धाराध्वंसमहाप्रबन्धमधुरोन्मीलद्यशोवैभवः ॥

શ્લો. ૧૮. ઇ. એ. ગ્ર. ૧૧ પૃ. ૨૦૬-૦૭.

૪. ભારતકે પ્રાચીન રાજવંશ પ્ર. ભા. ૧૬૩.

૫. ઇ. એ. ગ્ર. ૬ પૃ. ૨૧૦-૧૨.

સિંઘણનો સમય વિ. સં. ૧૨૬૭થી ૧૩૦૪ છે અને આંબેગામના વિ. સં ૧૨૯૭ના ઉત્કીર્ણ લેખ ઉપરથી વીશલદેવે સિંઘણને હરાવ્યાનો બનાવ વીરધવલના મરણ પછી વીશલદેવ હજી ધોળકાનો મહામંડળેશ્વર હતો ત્યારે સં. ૧૨૯૫થી ૧૨૯૭ વચ્ચે બન્યો હોવાનુ અનુમાન વીરધવલના પ્રકરણમાં કર્યું છે.[1]

## મેવાડ સાથે યુદ્ધ

૧૩૧૭ના વીશલદેવના લેખમાં ત્રીજું પરાક્રમસૂચક વિશેષણ મેવાડના વિજયનુ ઉપલક્ષક છે[2]. અને જો કે લેખના શબ્દો ઘણા ભારે છે પણ ચીરવાના લેખમાં "જૈત્રસિંહે નીમેલો ચીતોડનો કોટવાલ (તલારક્ષ) પ્રધાન ભીમસેન સાથે ચીતોડની તળેટીમાં કામ આવ્યો" એમ લખ્યુ છે. એ જોતા આ લડાઇ તેજસિંહ (સં. ૧૩૦૯ થી ૧૩૩૦) અને વીશલદેવ વચ્ચે થઇ હોવી જોઇએ એવું શ્રી ગૌ. હી. ઓઝાનુ અનુમાન છે[3] તે યથાર્થ લાગે છે અને આ વિજયને ઉદ્દેશીને ઉપરનુ વિશેષણ લખાયુ હોવું જોઇએ આ બનાવ પણ સં. ૧૩૦૯થી ૧૩૧૭ વચ્ચે બન્યો હશે

## કર્ણાટકના રાજા સાથે યુદ્ધ

ચોથા વિશેષણમા કર્ણાટકના રાજ્યની લક્ષ્મી જેને સ્વયંવરથી વરી છે તે પુરૂષોત્તમ વીશલદેવ[4] એવુ કહેલું છે. આ શબ્દોનુ તાત્પર્ય ન સમજાવાથી કર્ણાટકના રાજાની દીકરીને વીશલદેવ સ્વયંવરથી પરણ્યો હતો એવો પણ અર્થ કરવામાં

---

૧ ઉપર પૃ ૩૭૮

૨ मेदपाटकदेशकलुपराज्यवल्लीकन्दोच्छेदनकुद्दालकल्प (ઇ. એ. ગ્ર. ૬ પૃ. ૨૧૦ ૧૨)

૩. જુઓ રાજપૂતાનેકા ઇતિહાસ ખં. ૧. પૃ. ૪૭૨ તથા તે ઉપરની ટિપ્પણીઓ.

૪ कर्णाटराजजलधितनयास्वयवरपुरूषोत्तम

સ. ૧૩૧૭નું તામ્રપત્ર. ઈ. એ. ગ્ર. ૬ પૃ. ૨૧૦-૧૨

આવ્યો છે,[1] પણ એ ભ્રમ છે. લેખના શબ્દો સ્પષ્ટ છે અને તેનો અર્થ રાજ્યલક્ષ્મીજ થાય છે. હવે કર્ણાટક શબ્દનો પ્રયોગ ગુજરાતના લેખકોએ શિથિલ રીતે કર્યો છે. એટલે ચોક્કસ કહેવુ મુશ્કેલ છે પણ દ્વારા સમુદ્રના હોઇસલા બલ્લાલ રાજા વીર સોમેશ્વર (વિ સ ૧૨૯૨ થી ૧૩૧૨) અને તેનો પુત્ર નરસિંહ (વિ. સ. ૧૩૧૨) વીશલદેવના સમકાલીન હતા[2] એજ રીતે ઉત્તર કોકણનો શીલાહાર રાજા સોમેશ્વર (વિ. સ. ૧૩૦૬ અને ૧૩૧૭ના જેના લેખો ઉરણમાથી મળ્યા છે.[3] તે) પણ સમકાલીન હતો, પણ આમાથી કોની સાથે વીશલદેવને યુદ્ધ થયું હતું અને રાજ્યલક્ષ્મી રૂપે વીશળદેવને શું મળ્યું તે જાણી શકવાનું બીલકુલ સાધન નથી.

**વીશળદેવને યાદવરાજા કૃષ્ણે હરાવ્યો છે.**

બીજી તરફથી સિંઘણના લશ્કરને હરાવનાર આ વીશલદેવના સૈન્યે સિંઘણના પૌત્ર કૃષ્ણ અથવા કન્હ (વિ. સં ૧૩૦૪થી ૧૩૧૭) ને હાથે હાર ખાધેલી એમ વ્રતખંડની પ્રસ્તાવનાની પ્રશસ્તિમા આપેલા વર્ણનથી જણાય છે.[4]

**વીશળદેવનાં ધાર્મિક કાર્યો તથા વૈદ્યનાથના મંદિરનો જીર્ણોદ્ધાર**

વીશલદેવના વખતમાં થયેલા યુદ્ધો વિષે આથી વધારે કાંઇ માહિતી મળી નથી પણ એના બીજા કાર્યોમાં ડભોઇમા વૈદ્યનાથ મહાદેવના મદિરનો તેણે જીર્ણોદ્ધાર કરાવેલો તેની હકીકત સ. ૧૩૧૧માં

---

૧. જુઓ મુ. ગે. પૃ ૨૦૩ તથા ડફની ક્રોનોલોજી પૃ. ૧૮૯

૨. જુઓ ડફની ક્રોનોલોજી પૃ. ૧૮૪ તથા પૃ. ૧૯૬

૩. મુ ગે. ગ્ર. ૧૩ ભા. ૨ પૃ. ૪૨૭ ડફની ક્રોનોલોજી પૃ. ૧૫૩ તથા પરિશિષ્ટ ૨.

૪ येनाकारि विशालवीसलचमूसहारकालान्तले

શ્લો ૪૬

દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ. ૨૪૬ મા આ શ્લોક અશુદ્ધ છપાયો છે. પણ હેમાદ્રિ પૃ-૨૧૫ મા શુદ્ધ પાઠ છે.

એ જીર્ણોદ્ધારની જે પ્રશસ્તિ સોમેશ્વરે લખી છે[1] તેમાંથી મળે છે. આ પ્રશસ્તિ ૧૧૪ શ્લોકની છે અને જો સપૂર્ણ મળી હોત તો એમાંથી વાઘેલા વંશના રાજાઓ વિષે અને ખાસ કરીને વીશલદેવ વિષે ઠીક માહિતી મળત[2] પણ લેખનો પત્થરો અત્યત તુટેલો છે. અને જુદા જુદા શ્લોકોના થોડા થોડા શબ્દોજ વંચાય છે. જેમાંથી વીશલદેવના નીચેનાં ધાર્મિક કાર્યોનો ઉલ્લેખ મળે છે. (૧) વીશલદેવે અનેક શિવમંદિરો બંધાવ્યાં હતાં (શ્લો. ૮૧થી ૯૧). મૂળસ્થાનના સૂર્યમંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો (શ્લો. ૯૨) કૈલાસ જેવા કોઈ મદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો. બ્રાહ્મણોને દાનો આપ્યાં. પ્રાગવાડ કુળના ચડસિહના પુત્રને વિશ્વાસથી વૈદ્યનાથનો રક્ષક નીમ્યો. (શ્લો. ૧૦૯).

મૂળસ્થાન બાંધનાર વામદેવના પુત્ર મદને વૈદ્યનાથનો ગઢ બાંધ્યો (શ્લો ૧૧૧) આ જીર્ણોદ્ધારના કાર્યમાં આલ્હાદનનો દીકરો દેવાદિત્ય મોટો સૂત્રધાર (મુખ્ય એન્જીનીઅર) હતો (૧૧૨) અર્ધ પ્રહરમાં મહાપ્રબંધ લખનાર સોમેશ્વરે આ પ્રશસ્તિ રચી છે (શ્લો. ૧૧૪) અને નદીપુર ગોત્રના (નદવાણા?) બ્રાહ્મણ અલ્હાદને લખી છે (શ્લો. ૧૧૫) અને શિલ્પી પદ્મસિંહે કોતરી છે (શ્લો ૧૧૬).

### વીશળદેવનું ૧૩૧૭નું તામ્રપત્ર

આ વૈદ્યનાથની પ્રશસ્તિ ઉપરાંત વીશલદેવનો જે એક લેખ મળ્યો છે અને જેનો ઉલ્લેખ ઉપર વારવાર આવી ગયો છે તે સં ૧૩૧૭ (ઇ. સ. ૧૨૬૧) જ્યેષ્ટ માસના કૃષ્ણચોથ અને ગુરૂવારનું તામ્રપત્ર છે. આ તામ્રપત્રદ્વારા વીશલદેવના રાજ્યકાળમા તેના વર્ધી પથકના સામત મહામંડળેશ્વર શ્રીસામતસિહદેવે પોતાના પિતામહ રાણક

૧ જુઓ એ. ઇ. ગ્ર. ૧ પૃ. ૨૫.

૨ વીરધવલ સબધી ૨૭ શ્લોકો આ પ્રશસ્તિમા છે પણ તેમાથી એકજ ૨૫ મો ઉકલે છે. અને વીશલદેવ વિષે ૫૬ શ્લોકો છે પણ પથરો તુટી જવાથી બહુ થોડા શબ્દો વચાય છે અને જે વચાય છે તેનો સાર ઉપર આપ્યો છે.

શ્રીલૂણપસાજ[1] દેવના શ્રેય અર્થે આશાપલ્લી (આશાવળ)માં પૂર્વ સંકલ્પિત આઠ બ્રાહ્મણોને સત્રમાં હમેશાં ભોજન મળે એ માટે તથા બલ્લાલનારાયણ અન રૂપનારાયણ દેવનાં પચોપચાર પૂજા નૈવેદ્ય માટે, ચૌદ બ્રહ્મપુરીના બ્રાહ્મણોને દક્ષિણા સાથે ભોજન મળે એ માટે, મૂલેશ્વરદેવના મઠપતિ મહામુનીન્દ્ર શ્રી વિશ્વામિત્રના નિર્વાહ માટે, પરબ ભરાવવા માટે તથા જીર્ણ ધર્મસ્થાનોના ઉદ્ધાર માટે આ દાન આપેલું છે દાનમા રીણસીહ ગામમા તથા મડલી ગામમા ભૂમિ હળ૭, બાર હાટ, રૂપાપુરમા એક બગીચો તથા આશાપલ્લીની શુકલ મડપિકામાથી રોજ એક દ્રમ્મ એટલું લખી આપ્યુ છે.

બ્રાહ્મણોને ભોજન કેવું આપવું એ બાબતમા આ તામ્રપત્રમાં લખ્યું છે કે રાજાન્નપાન, સરસ શાક, તાંબુલ વગેરે સર્વ સામગ્રીવાળું ભોજન આપવુ.

આ લેખના દૂતક છે મહાસધિ વિગ્રહિક શ્રીશ્રીધર અને લેખક છે મહાક્ષપટલિક શ્રી ગોવિદ; દાનપત્ર ઉપર અપરાર્જુન મહારાજાધિરાજશ્રી વીશલદેવસ્ય એ રીતે સહી છે.

### સામંતો તથા મંત્રીઓ

વીશલદેવના સામતોમા એક છે ઉપરના લેખવાળો સામતસિહ દેવ જે વર્ધીપથક—વઢીઆરનો સામત હતો. બીજા સામતો વિષે એના રાજ્યકાળ દરમ્યાન ખાસ કાંઈ ઉલ્લેખ મળતો નથી.

મંત્રીઓમા તેજપાલ પછી નાગડનું નામ મળે છે. નાગડ મત્રીને ચ. પ્ર. મા મહામાત્ય કહ્યો છે એટલુંજ નહિ પણ તેનો મહામાત્ય

---

[1] સ. ૧૨૩૦ ના ૧૨૮૦ ના તથા ૧૨૯૫ ના લેખોમા જે રાણા લૂણપસા કે લૂણપ્રસાદનું નામ આવે છે તે આ સામતસિંહનો દાદો હોવાનો સભવ છે. અલબત્ત એ રીતે દાદા અને પૌત્ર વચ્ચે ૮૮ વર્ષનો ગાળો પડે છે, પણ એ અસભવિત નથી.

તરીકે સં. ૧૩૧૦ના તથા ૧૩૧૩ના બે પુસ્તકોની સમાપ્તિમાં[૧] ૧૩૧૫ના પોરબંદરમાંથી મળેલા લેખમાં[૨] અને જેની હકીકત ઉપર ઉતારી છે તે ૧૩૧૭ના તામ્રપત્રમા સ્પષ્ટ ઉલ્લેખ મળે છે એ જોતાં વીશલદેવના રાજ્યકાળમાં છેક ૧૩૦૩ કે ૧૨૯૪થી છેવટ સુધી આ નાગડ જ મહામાત્ય હોય એમ જણાય છે માત્ર સં. ૧૩૦૫ના ગિરનારના એક લેખમાં[૩] સલખણસિંહનો મહામાત્ય તરીકે ઉલ્લેખ મળે છે એનો અર્થ એ વખતે સલખણ મહામાત્ય હતો એમ કરીએતો એ સમયે. નાગડ મહામાત્ય નહિ હોય એમ માનવું પડે. પાછળથી તો વીશલદેવે આ સલખણસિંહને પ્હેલાં સુરાષ્ટ્રનો અધિકારી તથા પછી લાટનો અધિકારી નીમ્યો હતો.[૪] આ સલખણસિંહ કુમારપાલના સમયના પ્રસિદ્ધ ઉદયન મત્રીનો વંશજ છે. ઉદયનનો પુત્ર ચાહડ તેનો પદ્મસિંહ, અને પદ્મસિંહના ત્રણ પુત્રોમાં વચેટ સલખણસિંહ. સલખણસિંહ નર્મદાતીરે જ મરણ પામ્યો અને તેના ભાઈ સામતસિંહે એના નામથી સલક્ષનારાયણની મૂર્તિ સ્થાપી, એમ

---

૧ સ ૧૩૧૦ માર્ગશીર્ષ પૂર્ણિમાએ વીશલદેવના રાજ્યમા નાગડના મહામાત્યપણા વખતે પ્રકરણ પુસ્તિકા લખાઈ છે. (જેસલમીર ભાડાગારીય ગ્રન્થસૂચી પૃ. ૩૮) સ. ૧૩૧૩મા વીશલદેવના રાજ્યમા તન્નિયુકત નાગડના મહામાત્યપણામાં જ્ઞાનપચમી કહાની લખાઇ છે. (પા. સૂચીન. ૪૦ સંઘવીભડાર જૈ. સા. ઇ. પૃ. ૪૦૮)

૨ આ. રિ. વોટસનમ્યુઝીયમ ૧૯૨૧-૨૨ પૃ. ૧૫.

૩ જુઓ રીવાઇઝડલીસ્ટ ઓફ એન્ટી. રીમેઈન્સ ઈન ધી બોમ્બે પ્રેસીડેન્સી. પૃ. ૩૫૮

૪. श्री वीसलमहीपालः श्री सलक्षकराम्बुजम् ।
चक्रे सौराष्ट्रकरण स्वर्णमुद्राशुभांसुरम् ॥
स लाटदेशाधिकृत. प्रभोस्तस्यैव शासनात् ।
સં. ૧૩૨૦ નો કાંટેલાનો લેખ બુદ્ધિપ્રકાશ પુ. ૬૨ અ. ૧ શ્લો. ૭. ૮

એજ કાંટેલાના લેખમાં લખ્યું છે[1]

સલખણુસિંહના ન્હાનાભાઈ સામંતસિંહને પણ વીશલદેવે સુરાષ્ટ્રનો અધિકારી નીમ્યો હતો.[2]

### વીશલદેવની સભાના વિદ્વાનો

વીશલદેવના વખતના વિદ્વાનો—વીરધવલના વખતના સોમેશ્વર-કવિ, અરિસિંહ, અમરચન્દ્રસૂરિ, વગેરે વીશલદેવના સમયમાં હજી વિદ્યમાન હતા અને વામનસ્થળીનો સોમાદિત્ય, કૃષ્ણુનગરનો કમલાદિત્ય અને વીશલનગરીય નાનાક એટલા નવાં નામો ચ. પ્ર (પ્ર.૧૩)મા આપ્યા છે. ચ. પ્ર.માં લખ્યું છે કે વીશલદેવરાજાએ ઠક્કુર વઇજલને મોકલી એક દિવસ સવારમાં અમરકવિને સભામાં બોલાવ્યા. અને તેણે આવીને રાજાની સ્તુતિના બે શ્લોકો સભળાવ્યા. એથી રાજા અને સભા ખુશ થયાં. પછી સોમેશ્વરે સમસ્યા આપી તેની તરત પૂર્તિ કરી. પછી સોમાદિત્યે સમસ્યા આપી તેની પણ અમરે પૂર્તિ કરી, પછી કમલાદિત્યે આપી, પછી નાનાક કવિએ એ રીતે જુદા જુદા કવિઓએ થઇને ૧૦૮ સમસ્યાઓ આપી અને સર્વની અમરકવિએ પૂર્તિ કરી. એ રીતે સાંજ સુધી સભા ચાલી.

ચ. પ્રનું આ વર્ણન પૂરૂં યથાસ્થિત નહિ હોય પણ એ વખતની રાજસભાના વિદ્વાનોની સભા પ્રવૃત્તિનું નિદર્શક તો છે જ.

### નાનાક પ્રશસ્તિ

ચ. પ્ર.મા ગણાવેલા વિદ્વાનોમાં એક નાનાક કવિની બે સ.

---

૧ श्रेयसे प्रेयसस्तस्य भ्रातु सामतमन्त्रिणा ।
सलक्षनारायण इत्यस्यापि प्रतिमा हरे. ॥

એજન શ્લો. ૯

૨ यथा वीसलभूपालः सुराष्ट्राधिकृतं व्यधात्
सामंतसिंहसचिव तथैवार्जुनभूपतिः ॥

એજન શ્લો. ૧૧.

૧૩૨૦ તથા ૧૩૨૮ની પ્રશસ્તિઓ પથરા ઉપર કોતરાયેલી કોડીનારમાથી મળી છે[1] તે ઉપરથી નીચેની હકીકત જણાય છે. વડનગર પાસે કૈજવાપગોત્રના બ્રાહ્મણોનુ ગુંજા નામનુ એક ગામ છે, જે મંત્રીના કામની કુશળતાથી ખુશ થઇને સોલંકી રાજાએ તેઓને આપલુ; એ ગામમાં સોમેશ્વર નામનો ઉત્તમ બ્રાહ્મણ થયો[2] જે વેદ પઠીનમા અગ્રેસર હતો. એ સોમેશ્વરનો પુત્ર યાજ્ઞિક આમટ થયો. તેનો ગોવિન્દ, આ ગોવિન્દને બે સ્ત્રીઓ હતી. અને તેને ત્રણ પુત્રો થયા જેમા સૌથી ન્હાનો નાનાક કવિ. ત્રણે વિદ્વાન હતા. વચલા મલ્હાર્જુન સાગઋગ્વેદ કંઠસ્થ હતો. પણ નાનાક વ્યાકરણ, છન્દ, નાટક, અલંકાર, રામાયણ, મહાભારત વગેરે સર્વ વિદ્યામાં કુશળ અને કવિ હતો આ કવિ નાનાકે વીશલદેવની સભામાં જઇને વેદ શાસ્ત્રની પરીક્ષા આપી હતી[3] વળી વીશલદેવે એક વખત સોમેશ્વરની યાત્રા કરી.[4] ત્યારે સરસ્વતી અને સાગરના સંગમ આગળ સ્નાન કરીને સોમેશ્વરને પૂજીને પ્રભાસક્ષેત્રમાં પોતે બંધાવેલ બ્રહ્મપુરામા આવેલુ એક મહેલ જેવું ઘર આ કવિ પડિત નાનાકને, વિદ્વા પાત્ર જાણીને તેના પગ ધોઇને આપ્યું[5] પણ નાનાક કવિને

---

૧ જુઓ ઈ. એ. ગ્ર. ૧૧ પૃ ૧૦૨–૦૩ તથા પૃ. ૨૦૬–૦૭

૨ ચ. પ્ર.મા નાનાકને વીશલનગરીય કહ્યો છે તેનો અર્થ કદાચ વીશલનગરો નાગર થાય, પણ પ્રશસ્તિ ઉપરથી તે વડનગરો નાગર હતો એમ નિશ્ચય થાય છે.

૩ राज्ञोस्य सभ्यान्सुकृतैकसभ्यानभ्येत्य नानाक उदारबुद्धिः ।
धौर्यैकधुर्यां विबुधप्रतीक्षां वेदादिशास्त्रेषु ददौ परीक्षाम् ॥
સ. ૧૩૨૮ નાનાક પ્રશસ્તિ શ્લો. ૫.

૪ अथैकदा वीसलचक्रवर्ती वीरावलीमानसमध्यवर्ती ।
पवित्रगोत्रो नियमैर्विचित्रैश्चकार सोमेश्वरदेवयात्राम् ॥
એજન શ્લો. ૬

૫ એજન શ્લો. ૭ ૮. તથા ૧૩૨૦ ની નાનાક પ્રશસ્તિ શ્લો. ૩૧.

એક ઘર આપ્યાથી વીશલદેવને સંતોષ ન થયો એટલે તેણે બગસરા ગામ આપ્યું અને નાનાક એ દાનના બદલામા સોમેશ્વરને હમેશાં તીર્થજળ, કમળો અને શાળના ચોખા ધરાવતા. અને સોમેશ્વર ઉપરની તેની ભક્તિથી ખુશી થઈને સોમેશ્વરના મઠપતિ પાશુપતાચાર્ય ગડશ્રી વીરભદ્રે મગલગામ (માગરોળ)મા સાતમો ભાગ નાનાકને આપ્યો હતો.[1]

## નાનાક કવિની જીવનચર્યા

આ નાનાક કવિની જીવનચર્યા એ વખતના શ્રેષ્ઠ વિદ્વાન બ્રાહ્મણોની જીવનચર્યાના નમુનારૂપ હોઇને એ સબધી આ પ્રશસ્તિઓના વચનોનો સાર નીચે આપ્યો છે. આ નાનાક હમેશા સરસ્વતીના પવિત્ર જળમા સ્નાન કરતા પછી એ નદીને કાઠે આહ્નિક કરતા, સોમેશ્વરની પૂજા કરતા, મોટા યજ્ઞો કરતા, અનેક અતિથિઓને હંમેશાં જમાડતા સાધુઓ, સ્નેહીઓ અને સગાઓને આર્થિક મદદ પણ કરતા[2] વળી પ્હેલા જે નાનાક વીશલદેવને અમૃત ઝરતા સુભાષિતોથી રીઝવતા તે રાજાના મરણ પછી અમાસે અમાસે તેનુ શ્રાદ્ધ સરસ્વતીને કિનારે કરે છે[3] પણ આ બધા ઉપરાત લોકહિતનુ મોટું કામ તો ભણાવવાનું હતુ જે એ કુળના બીજા પુરૂષો પણ કરતા અને આ નાનાકે તો એ માટે સરસ્વતી ગૃહ ( વિદ્યાલય ) દરીઆ કિનારે બાંધ્યુ હતું.[4]

નાનાકની આ પ્રશસ્તિઓમાથી કુવલયાશ્વચરિત્ર નામના ગ્રથના કર્તા રત્ન, તેના પુત્ર અને ૧૩૨૦ની પ્રશસ્તિ લખનાર કૃષ્ણ અને ધારાધ્વસ નામનો પ્રબધ લખનાર ગણપતિ વ્યાસ[5] એટલા વિદ્વાનોનો ઉલ્લેખ મળે છે.

---

૧ सोमेशमनु दिनं य. प्रमोदयञ्शालितण्डुलार्चनया ।
सफलयति वीसलोर्वीपतिदत्तवगसराग्रामम् ॥
સ. ૧૩૨૦ ની નાનાક પ્રશસ્તિ શ્લો. ૨૬. તથા શ્લો. ૨૮, ૨૯

૨ ૧૩૨૦ ની નાનાક પ્રશસ્તિ શ્લો. ૩૦ અને ૧૩૨૮ની પ્રશસ્તિ શ્લો. ૧૨

૩ ૧૩૨૦ ની પ્રશસ્તિ શ્લો. ૨૭ અને ૧૩૨૮ ની શ્લો. ૧૩

૪ ૧૩૨૦ ની પ્રશસ્તિ શ્લો. ૩૩.

૫ બન્ને પ્રશસ્તિના છેલ્લા શ્લોકો.

અને એ ત્રણેય વિદ્વાનો વીશલદેવના અનુયાયી અર્જુનદેવના સમયમાં જીવતા હતા એમ પણ એજ લેખો ઉપરથી જણાય છે.

## વીશલદેવનાં બિરૂદો

વીશલદેવનાં અભિનવ સિદ્ધરાજ અને અપરાર્જુન એ બે બિરૂદોનો ઉલ્લેખ તો સં. ૧૩૧૭ ના તામ્રપત્રથી મળે છે પણ રાજનારાયણ નામના એક ત્રીજા બિરૂદનો પત્તો ૧૩૪૩ ની પ્રશસ્તિમાંથી જ મળે છે.[૧]

વીશલદેવની રાણીનુ નામ નાગલ્લદેવી હતુ એમ પણ એ ૧૩૪૩ ની પ્રશસ્તિ કહે છે- વળી વીશલદેવ એના કુળની રીત પ્રમાણે પરમ શિવ ભક્ત હતા એટલું તો ૧૩૧૭ ના લેખથી જણાય છે. પણ આ પ્રશસ્તિમાં તેને વૈદ્યનાથના ખાસ ભક્ત હોવાનુ કહેલ છે.[૩] આ વૈદ્યનાથ તે ડભોઈના જે મદિરનો વીશલદેવે જીર્ણોદ્ધાર કરાવ્યાનું ૧૩૧૧ ની પ્રશસ્તિમાં કહેલુ છે તે મદિરના દેવજ હોવાનો સંભવ છે.

## ત્રણ વર્ષનો દુકાળ અને જગડૂશા

વીશલદેવના સમયમા સં. ૧૩૧૫ થી ૧૩૧૮ સુધીનો એક ત્રણ

---

૧ सत्त्वस्य य किमपि धाम जनेन राज-
नारायणेति जगदे जगदेकनाथः ॥

પ્રા. લે. મા. લેખાંક ૪૭ શ્લો.-૫

૨ नागल्लदेवीति बभूव यस्य
जाया जयश्रीरिव देहबद्धा

એજન શ્લો. ૭

३ यस्मिन्नात्मकलां न्यधत्त सकलक्षत्रावतंसे जग-
त्तापव्यापदपाकरिष्णुमहिमा श्रीवैद्यनाथः प्रभुः ।

એજન શ્લો. ૯

વર્ષનો દુકાળ પડયો હતો અને તેમા ભદ્રેશ્વર (કચ્છ)ના જગડૂશાએ લોકોને મદદ કરી હતી એમ જગડૂચરિત્રથી, ભાંડારકરને મળેલા એક જૂના પાનાના લખાણ ઉપરથી અને ભાટ લોકોના કથનોથી જણાય છે.[૪] વીશલદેવે વીશલનગર અને ડભોઇના કિલ્લાઓ બધાવ્યા કે સમરાવ્યા એમ પણ ભાટ લોકો કહે છે[૫]

૪ ભાંડારકર રિપોર્ટ. ૧૮૮૩-૮૪ પૃ. ૧૫ અને ૩૨૩ તથા રાસમાળા આ. ૩ પૃ. ૩૭૭ આ જગડૂશાહ એ વખતના મોટા વેપારી, અને મહાધનાઢ્ય પુરૂષ હતા. એમને વિષે ધનપ્રભસૂરિના શિષ્ય સર્વાનન્દ સૂરિએ જગડૂચરિત નામનું એક કાવ્ય લખ્યુ છે. તેમા ગૂજરાતના રાજાએ જગડૂશા પોતાના દરબારમા આવ્યા ત્યારે ઘણું માન આપ્યું હોવાનુ લખેલું છે.

જુઓ જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ. ૪૦૧ તથા ટિ. ૪૧૨.

૫. રાસમાળા પૃ. ૩૭૮

# પ્રકરણ ૨૦ મું.

## અર્જુનદેવ. સં. ૧૩૧૮ થી ૧૩૩૧.[1]

વીશલદેવે પોતાના ભાઈ પ્રતાપમલ્લના પુત્ર અર્જુનદેવને રાજ્યાભિષેક કરી દેહ છોડયો એમ સં ૧૩૪૩ ની ત્રિપુરાન્તક પ્રશસ્તિમાં લખ્યુ છે.[2]

### ૧૩૨૦ નો શિલાલેખ

અર્જુનદેવ વિષે પ્રબધોમાંથી કશું જ જાણવાનું મળતુ નથી અને એના સમયના જે ઉત્કીર્ણ લેખો મળ્યા છે તેમાથી પણ ઘણું થોડું જાણવાનું મળે છે. વિ. ૧૩૨૦ ના એના ત્રણ લેખો મળ્યા છે. એમાંથી બેનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે. અને ત્રીજો લેખ સં. ૧૩૨૦ (ઇ. સ. ૧૨૬૪) નો વેરાવળના હરસુતા માતાના મદિરમાંથી મળ્યો છે.[3] આ લેખમા વિક્રમ સં. ૧૩૨૦, હીજરી સં. ૬૬૨, સિં. સં. ૧૫૧ અને વલભી સં. ૯૪૫ એ રીતે ચાર સવતો આપેલા છે. આ લેખ પ્રમાણે સં. ૧૩૨૦ માં અર્જુનદેવનો મહામાત્ય રાણકશ્રી

---

૧ પ્રવચન પરીક્ષામા સ. ૧૩૦૨ થી ૧૩૧૮ વર્ષ સુધી વીશલદેવનુ રાજ્ય રહ્યુ અને ૧૩૨૦ થી ૧૩૩૩ વર્ષ સુધી અર્જુનદેવનુ રાજ્ય રહ્યુ એમ લખ્યું છે. ભાડારકરને મળેલી એક જૂની અર્ધ સસ્કૃત પોથીમા પણ એજ પ્રમાણે સાલ આપી છે (૧૮૮૩-૮૪નો રિપોર્ટ). પણ ૧૩૨૦નો તો અર્જુન દેવનો લેખ મળ્યો છે વળી અર્જુન દેવનો રાજ્યકાળ ઉપરના ગ્રન્થોમા ૧૩ વર્ષનો માન્યો છે. અને સ. ૧૩૩૨નો સારગદેવનો લેખ મળ્યો છે એટલે વિચારશ્રેણીને અનુસરી સ. ૧૩૧૮ થી ૧૩૩૧ નો અર્જુન દેવનો રાજ્યકાળ માનવો એજ યોગ્ય છે.

૨ श्री विश्वमल्लः स्वपदेभिषिच्य प्रतापमल्लात्मजमर्जुन स. ।
सार्कं सुधापाकमभुक्त नाकनितम्बिनीनामधरामृतेन ।।
પ્રા. લે. મા. લેખાક ૪૭ શ્લો. ૯

૩ ઈ. એ. ગ્ર. . ૧૧૫. ૨૪૧

માલદેવ હતો. આ લેખ દ્વારા સોમનાથના મઠના પાશુપતાચાર્ય ગંડ શ્રીપગ્વીરભદ્ર, તેના પારિપાર્શ્વિક મહંતશ્રી અભયસિંહ અને ત્યાંના મહાજનના આગેવાન (બૃહત્પુરૂષ) માણસો જેવા કે ઠક્કર શ્રી રામદેવ રાણકશ્રી સોમેશ્વરદેવ, ઠ પલ્લુગિદેવ, ઠ શ્રી ભીમસિંહ તથા રાજશ્રી. છાડાની પાસેથી હરમુઝ (ઓર્મઝ–ઇરાની અખાતનુ ?) ના કાંઠા ઉપરના અમીર રૂકનુદ્દીનના રાજ્યના નાખુદા પીરોઝે સોમનાથ દેવના નગરની બ્હારના ભાગમા એક મસ્જીદ બાંધવા માટે જમીનનો કટકો બધા હક્કો સાથે ખરીદી લીધો અને તે ઉપર રાજશ્રી છાડાનામિત્ર અને ધર્મબાંધવ પીરોજ નાખુદાએ મસ્જીદ બાંધી, એના પૂજા, દીપ, તેલ, કુરાન પાઠ વગેરે માટે તથા ચાલુ થાગડથીગડ માટે શ્રી સવઘણેશ્વર દેવના સ્થાનપતિ શ્રી ત્રિપુરાંતક તથા વિનાયક ભટ્ટારક અને રત્નેશ્વર વગેરે પાસેથી ધઉલેશ્વર દેવની માલેકીની બે માળના ઘરવાળી એક મોટી વાડી, બે હાટ એક ઘાણી વગેરે લઈ મસ્જીદને તેની ઉપજ વાપરવા માટે એ બધુ આપ્યુ

વળી સોમનાથ પાટણના શીઆપંથી વહાણવટીઓના અમુક ઉત્સવો માટે રકમ ઠરાવી આપી તેનો વહીવટ પાટણના મુસલમાનોની જમાત કરે તથા કાંઇ વધારો રહે તો મક્કા અને મદીના મોકલે એવો ઠરાવ નોંધેલો છે. આ લેખમા કેટલાક અરબ્બી, ગુજરાતી અને ફારસી શબ્દો પણ મળે છે

મુસલમાન વેપારીઓ અને વહાણવટીઓ સાથે ગુજરાતના રાજ્યે તથા લોકોએ કેવો મીઠો સંબંધ એ વખતે બાંધ્યો હતો એનું ઉપરનો લેખ સરસ દૃષ્ટાંત છે.[1]

સં. ૧૩૨૭ ના આશ્વિન વદી ૧૦ બુધવારે શ્રી અર્જુનદેવના

---

૧ આ લેખ બરાબર સમજ્યા વગર ટોડે અર્જુનદેવનો નૌસેનાધ્યક્ષ મુસલમાન હતો એમ લખી દીધુ છે અને બીજાઓએ ઉતાર્યુ છે. (જુઓ ટોડસ ટ્રાવેલ્સઈનવેસ્ટર્ન ઈન્ડીઆ ઉપરથી વસંતરજત મહોત્સવ સ્મારક ગ્રંથના ગુજરાતનુ વહાણવટું નામના લેખમા પૃ. ૧૯૪નું કથન અને ટિ. ૩૮.)

રાજ્યમાં શ્રી વાસુ પૂજ્યચરિત નામનો એક ગ્રથ લખાયો છે.[1] પણ તેમાંથી અર્જુનદેવના રાજ્યકાળના સૂચન શિવાય કાંઈ મળતું નથી.

વિ. સં. ૧૩૨૮ ની નાનાક પ્રશસ્તિનો ઉલ્લેખ ઉપર આવી ગયો છે. બેય નાનાક પ્રશસ્તિઓમાથી ઝાઝી વાત વીશલદેવને લગતી જ મળે છે.

વિ. સ. ૧૩૨૮ નો જ એક લેખ કચ્છના રાવ ગામ (જે ભુજની પૂર્વે સાઠ મૈલ ઉપર છે) માથી મળ્યો છે. આ લેખ એક જૂના મન્દિરના આગણાના એક ખુણામા પડેલા એક પાળીઆ ઉપર હોવાનુ તથા મહારાજાધિરાજ અર્જુનદેવના રાજ્યમા માલદેવ મહામાત્ય હતા ત્યારે રાવમાં એક વાવ બધાવ્યાની નોધ એ લેખમાં હોવાનુ મુબઈ ગેઝીટીઅરમા લખ્યુ છે[2]

અર્જુનદેવના સમયનો છેલ્લો લેખ સ ૧૩૩૦ વૈશાખ શુ ૧૫ નો ગિરનારમાથી મળ્યો છે.[3] એ વખતે સૌરાષ્ટ્રનો સુબો પાલ્હ હતો એમ એ લેખમા કહેલુ છે.

### મંત્રીઓ

અર્જુનદેવ વિષે આથી વધારે લેખો મળ્યા નથી. એના મહામાત્યનું નામ માલદેવ હતુ એમ સ. ૧૩૨૦ના ઉપર સવિસ્તર ઉતારેલા લેખથી જણાય છે, અને છેવટ સુધી માલદેવજ મહામાત્ય રહ્યા હતા એ ઉપર નોધ્યુ જ છે.

---

૧ જેસલમીર ભાડાગારીય ગ્રન્થ સૂચી પૃ. ૨૪

૨ મું. ગે ગ્રં. ૧ ભા. ૧ પૃ. ૨૦૪ એજ પૃષ્ઠ ઉપર ટિપ્પણીમાં પ્રસ્તુત લેખ માટે Bombay Government Selections CLIth New Series 71 એ રીતે ઉલ્લેખ આપ્યો છો પણ શ્રી દે. રા. ભાડારકરનાનોધર્ન લીસ્ટમા આ લેખની નોધ નથી.

૩ આ લેખ શ્રી ડીસ્કલકરે મીથીકલ સોસાઇટીના કવોર્ટલી જર્નલ (ગ્રં. ૧૪ પૃ. ૨૪૩)મા છપાવ્યો છે.

## ૧૩૨૦નો કાંટેલાનો લેખ

બીજા મંત્રીઓમાં ઉદયનના વંશનો સામંતસિંહ જેને વીશલદેવે સુરાષ્ટ્રનો અધિકારી નીમ્યો હતો તેને અર્જુનદેવે પણ સુરાષ્ટ્રનો અધિકારી નીમ્યો હતો.[૧] અને એ અધિકારી તરીકે પોતે હતો ત્યારે જ તેણે સમુદ્રકાંઠે દ્વારકા જવાના રસ્તામાં આવેલો રેવતીકુંડ જીર્ણ થઈ ગયો છે એમ સાંભળ્યું એટલે પોતાની માતાના કલ્યાણઅર્થે નવા પથ્થરના પગથીઆં બંધાવી દેવોની વાવ સમાન એ તીર્થને બનાવ્યું[૨] અને ત્યાં ગણેશ, ક્ષેત્રપાલ, સૂર્ય તથા ચંડિકાદિ (નવ) માતાઓ સાથે શંકરની તથા વિષ્ણુની મૂર્તિઓ કરાવી, વળી નવા મંદિરથી શોભાયમાન એવી રેવતી તથા બલદેવની બે મૂર્તિઓ કરાવી; વળી પાણીના રેંટ (अरघट्ट)થી મનોહર લાગતો કુવો પણ કરાવ્યો. જેના નિપાન (અવેડા) માંથી અમૃતજેવું પાણી ગાયો પીએ છે[૩]

વિક્રમના વર્ષ ૧૩૨૦ જ્યેષ્ટ સુદિ ૪, બુધવારે અહીં પ્રતિષ્ઠા થઈ.

---

૧ જુઓ પૃ. ૪૦૬ ટિ. ૨

૨ स जातु जलधेस्तीरे पथि द्वारवतीपते ।
शुश्राव रेवतीकुण्डमिद कालेन जर्जरम् ॥
अतस्तुतन्महातीर्थं जननीश्रेयसेमुना ।
नवैरुपलसोपानै सुरवापीसम कृतम् ॥
કાંટેલાનો સં. ૧૩૨૦નો લેખ શ્લો. ૧૨-૧૪

૩ गणेशक्षेत्रपालार्क चडिकातिसृभि समम् ।
कारितौ कृतिना चेह महेशजलशायिनौ ॥
किचात्र सच्चरित्रेण रेवतिबलदेवयो. ॥
अस्थापि मूर्त्तियुगल नवायतनपेशलम् ॥
अकारि कूपकोप्यस्मिन्नरघट्टमनोहर ।
धयन्ति धेनवो यस्य निपानेम्वु सुधासखम् ॥
એજન શ્લો. ૧૫-૧૬

સામંત મન્ત્રીના ગોત્રમાં પૂજાયેલા હરિહર કવિએ આ પ્રશસ્તિ રચી છે.[૧]

સુરાષ્ટ્રનો અધિકાર આ સામતસિંહે ક્યારે અને શા કારણથી છોડ્યો એ કહી શકાતું નથી, પણ સં ૧૩૩૦મા ત્યાંનો સુબો પાલ્હ હોવાનું ગિરનારના લેખથી જણાય છે માટે તે પહેલા છોડ્યો હશે.

અર્જુનદેવના વખતમા પણ વીશલદેવના વખતના કવિ નાનાક, કુવલયાશ્વચરિતના કર્તા કૃષ્ણ, તેનો પુત્ર રત્ન અને ધારાધ્વંસના લેખક ગણપતિ વ્યાસ વગેરે વિદ્વાનો વિદ્યમાન હતા એમ સં. ૧૩૨૮ની નાનાક પ્રશસ્તિથી જણાય છે.

અર્જુનદેવનો રાજ્યકાળ સં ૧૩૩૧મા પૂરો થયો.

---

૧ બુદ્ધિપ્રકાશ ઇ. સ ૧૯૧૫ અ. ૧મા સ્વ. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીએ ભાષાતર અને વિવેચન સાથે કાટેલાના મહાકાળેશ્વરના મંદિરમાથી મળેલો આ લેખ છપાવ્યો છે.

# પ્રકરણ ૨૧ મું.

## સારંગદેવ વિ. સં. ૧૩૩૧થી ૧૩૫૩[1]

ચિંતામણિ પાર્શ્વનાથના સં. ૧૩૫૨ના લેખમાં તથા મુરલીધરના મંદિરની પ્રશસ્તિમાં[2] કહ્યા પ્રમાણે, અર્જુનદેવના મોટા પુત્ર રામદેવે પિતાના જીવતાં જ કદાચ થોડા વખત સુધી નાના ભાઈ સાથે રાજ્યનો ભાર ઉપાડયો હશે પણ અર્જુનદેવ પછી તો એનો નાનો પુત્ર સારંગદેવજ ગાદીએ બેઠો છે.[3] સારંગદેવના

---

૧ વિચારશ્રેણીમાં ઉપરનો સમય આપ્યો છે ગેઝીટીઅરમાં પણ એ સ્વીકાર્યો છે અને ઉત્કીર્ણ લેખોનો પુરાવો જોતા પણ એજ બરાબર લાગે છે.

૨ तन्नन्दनोऽनिन्दितकीर्तिरस्ति
ज्येष्ठोऽपि राम किमुकामदेव । શ્લો. ૯
उभौ धुर धारयत प्रजाना
पितु. पदस्यास्य च धुर्यकल्पौ । શ્લો. ૧૦

ભાવનગર પ્રાકૃત અને સંસ્કૃત ઈન્સ્ક્રીપ્શન્સ પૃ. ૨૨૭

આ શ્લોકમાં उभौ બેય એમ છે તેનો અર્થ શ્રી. રામલાલ મોદી કહે છે તેમ એ ભાઇઓ (પિતાપુત્ર નહિ) કરવો એજ મને યોગ્ય લાગે છે (જુઓ ૧૯૩૩નો ગુજરાતીનો દીપોત્સવી અંક પૃ. ૧૫ ટિ. ૧).

તથા तस्यागज संप्रति राजतेसौ
श्री रामनामा नृपचक्रवर्ती । શ્લો. ૧૧
सारगदेव शुशुभे धराया
रामानुजो लक्ष्मणसन्निभश्च । શ્લો. ૧૨

મુરલીધરના મંદિરની પ્રશસ્તિ બુદ્ધિપ્રકાશ ૧૯૧૦ પૃ ૭૭.

૩ तस्यागमूर्जयति गूर्जराज्यलक्ष्मी-
सभोगकन्दलितसौख्यनिमग्नचेताः ।
क्षोणीसमुद्धरणकेलिरसोत्तरग.
सारगदेव इति शार्ङ्गधरानुभाव. ॥

પ્રા. લે. મા. લેખાંક ૪૭ શ્લો. ૧૨

સમયની ત્રિપુરાન્તકેશ્વર પ્રશસ્તિમાં જોકે એના મોટા ભાઈ રામદેવનું નામ નથી પણ ખભાતના ૧૩૫૨ના તથા ઈડરના મુરલીધરના મદિરના ૧૩૫૪ના લેખમા અર્જુનદેવને મોટો પુત્ર રામ અને નાનો સારંગદેવ હોવાનુ સ્પષ્ટ કથન છે.[1] મોટો ભાઈ રામ પિતાના જીવતા જ પરલોકવાસી થયો હોય કે ગમે તેમ થયુ હોય પણ અર્જુનદેવ પછી તો નાનો સારગદેવ જ ગાદીએ બેઠો છે.

સારગદેવ વિચારશ્રેણીના લખવા પ્રમાણે સ. ૧૩૩૧માં ગાદીએ બેઠો હોવાનો સંભવ છે કારણકે સં. ૧૩૩૦નો ઉપર જોયુ તેમ અર્જુનદેવનો લેખ મળ્યો છે. અને સં ૧૩૩૨ના માર્ગશીર્ષ સુદિ ૧૧ (ઇ. સ. ૧૨૭૫)નો કથકોટ પાસે આવેલા કચ્છના ખોખરા ગામના ખેતરના એક પાળીઆ ઉપર સારગદેવના વખતનો એક લેખ મળ્યો છે.[2] પાળીઆનો આ પથરો મૂળ ભદ્રેશ્વરતીર્થમાં હતો. આ લેખમાં સારગદેવને સમસ્ત રાજાવલી સમલકૃત, મહારાજાધિરાજ પરમેશ્વર પરમભટ્ટાર્ક જેવા વિશેપણો લગાડયા છે અને તેના મહામાત્યનુ નામ શ્રીકાન્હ લખ્યુ છે.[3]

આ પછી વિ. સ ૧૩૩૩ જ્યેષ્ટ સુદિ પાચમને રવિવારનો આમરણ (કાઠીઆવાડ)માથી એક લેખ મળ્યો છે.[4] આ લેખમાથી સારગદેવના ઇતિહાસ ઉપર કેટલોક નવો પ્રકાશ પડે છે આ લેખમાં સુરાષ્ટ્રના અધિકારીનુ નામ શ્રી પાલ્હ લખ્યુ છે. આ પાલ્હ સં. ૧૩૩૦મા પણ સુરાષ્ટ્રનો અધિકારી હતો, એ આપણે ગિરનારના

---

૧ જુઓ ટિ. ૨ મા ઉતારેલા વચનો.

૨ જુઓ ઇ એ ગ્ર ૨૧ પૃ. ૨૭૬

૩ રા. રા દલપતરામ ખખ્ખર પાસે આ લેખની ન છપાયેલી નકલ હતી તે ઉપરથી મુ. ગે (પૃ. ૨૦૪)મા સારગદેવના મહામાત્યનુ નામ માલદેવ લખ્યુ છે તે ભૂલ છે. બુલ્હરે પાછળથી ઈ. એ. ગ્ર. ૨૧મા એ લેખ છપાવ્યો છે તેમા સ્પષ્ટ કાન્હ નામ છે.

૪ જુઓ પુરાતત્ત્વ પુ. ૧ અ. ૧ પૃ. ૩૭ ઉપર શ્રી ડીસ્કલકરનો લેખ.

લેખથી જાણીએ છીએ. શ્રી પાલ્હ વગેરે પંચકુલની સમતિથી આમરણમા ચાપોત્કટવંશના, રાણકશ્રી ભોજદેવના પુત્ર રાજા[1] એ શ્રી સુમતિસ્વામી દેવના પૂજન માટે દધિમતી (હાલની દેમઈ આમરણથી એક ગાઉ છે) નદી પાસે એક વાડી આપી છે. આ લેખ ઉપરથી એ વખતે આમરણમાં સોલંકીરાજા સારંગદેવના ખડીઆ તરીકે ચાવડાવંશના કોઈ રાણાનુ રાજ્ય હતુ એમ સિદ્ધ થાય છે

**માળવાના ગોગને સારંગદેવે હરાવ્યો**

આ લેખમા સારંગદેવના વિશેષણોમાં ચાર નવા છે[2] (૧) ભુજબલમલ્લ (૨) સપ્તમચક્રવર્તી (૩) માલવધરાનો ધૂમકેતુ અને (૪) ગૂર્જરભૂમિને ઉદ્ધારનાર વરાહરૂપ આ ચારમાથી ભુજબલમલ્લમા ખાસ કાંઈ અર્થ નથી પછી સપ્તમચક્રવર્તી પોતાને કહેવરાવે છે તે આગળના પોતાના વંશના ૭ ચક્રવર્તીઓને ગણીને, તેમા બે તો અર્જુનદેવ અને વીશલદેવ હશે અને બાકીના ચારમા (૧) સિદ્ધરાજ (૨) કુમારપાળ (૩) અજયપાળ અને મૂળરાજને ગણ્યા હોવાની શ્રી. ડીસ્કલકરની અટકળ છે.[3] પ્હેલો ચક્રવર્તી સિદ્ધરાજ એમા તો સંદેહ નહિ પણ ભીમદેવને ન ગણવા માટે શ્રી ડીસ્કલકરે એ નબળો હોવાનું આપેલુ કારણ ગળે ઉતરતુ નથી અને ભીમદેવને ગણવામા આવે તો સારગદેવ આઠમો થાય એ ગમે તેમ હો સૌથી વધારે ઉપયોગી તો ત્રીજું વિશેષણ છે એ ઉપરથી માળવાના કોઇ રાજાએ ગુજરાત ઉપર કરેલો હુમલો સારગદેવે પાછો વાળ્યો હોવાનુ અનુમાન થાય છે. સં ૧૩૩૩માં આ વિશેષણ વપરાયુ છે એ ઉપરથી એ પ્હેલા સં ૧૩૩૧મા કે ૧૩૩૨માં માળવા સાથેનુ આ યુદ્ધ થયુ હોવું જોઇએ આ લેખમાં

---

૧ દાન આપનાર રાજાનું નામ લેખમાથી ભુસાઇ ગયુ છે.

૨ मालवधराधूमकेतु गूर्ज्जरधरणीसमु(द्धरण)वराह सप्तमचक्रवर्ति भुजबलमल्ल महाराजश्री सारगदेव

પુરાતત્ત્વ પુ. ૧ અ. ૧ પૃ. ૩૭

૩ જુઓ એજન પૃ. ૩૯–૪૦.

માળવાના રાજાનું નામ લખ્યું નથી. એજ રીતે ત્રિપુરાન્તકેશ્વર પ્રશસ્તિમાં પણ માળવાના રાજાને યુદ્ધમા પોતાના લશ્કરથી હરાવ્યો એટલુંજ કહ્યું છે.[૧] પણ વિ, સં. ૧૩૫૪ની ઈડરના મુરલીધરના મદિરવાળી પ્રશસ્તિમા 'લડાઈમાં ગોગને નસાડયો, એમ લખ્યું છે[૨] આ લેખનુ વિવેચન કરતા સ્વ તનસુખરામ ત્રિપાઠીએ લખ્યુ છે તેમ આ નામ બીજેથી જાણવામા આવ્યુ નથી પણ પ્હેલાં માળવાના રાજાના મિત્ર અને પાછળથી અર્ધા રાજ્યના ધણી થઈ બેઠેલા ગોગદેવને સારંગદેવે હરાવ્યો હતો એમ ફારસી તવારીખોમાથી નીકળે છે.[૩] માળવાના આ ગોગને સં. ૧૩૩૧–૩૨મા હરાવ્યો હોવાનુ આપણે અનુમાન કર્યું છે. એ વખતે માળવાની ગાદી ઉપર જયસિંહ ત્રીજો હતો, જેને રણથંભોરના ચોહાણ રાજા જૈતસિંહે ઘણી રીતે દબાવ્યો હતો.[૪]

### સારંગદેવ અને યાદવ રાજા રામચંદ્ર વચ્ચે યુદ્ધ

સારંગદેવનું એક પરાક્રમ તો માળવાના ગોગને પાછો કાઢયો એ અને બીજું ત્રિપુરાન્તકેશ્વર પ્રશસ્તિમા યાદવ રાજાને હરાવ્યાનું કહ્યું છે.[૫] પણ આ યાદવ રાજા તે કયાનો રાજા? શ્રી વિશ્વેશ્વરનાથ રેઉએ દેવગિરિનો યાદવ રાજા રામચદ્ર હોવાનુ અનુમાન કર્યું છે.[૬] આ યાદવ રામચદ્રનો સમય શક ૧૧૯૩ (વિ, સં. ૧૩૨૮)થી ૧૨૩૦

---

૧ युधि यादवमालवेश्वरावकृत क्षीणवलौ वलेन य ।

પ્રા લે. મા. લેખાંક ૪૭ શ્લો ૧૩

૨ सारगदेव शुशुभे धरायां...

दुष्टस्वभाव समरे च गोग विद्रावयामास दिगन्तरेषु ।

બુદ્ધિપ્રકાશ ૧૯૧૦ પૃ. ૭૭ શ્લો. ૧૨

૩ જુઓ શ્રી. વિ રેઉનુ રાજા ભોજ પૃ. ૩૩૪ ટિ.

૪ એજન પૃ. ૩૩૨ તથા ટિ. ૪.

૫ જુઓ ટિ. ૧.

૬ જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ પ્ર. ભાગ પૃ. ૧૬૭.

(વિ સં. ૧૩૬૫) મનાય છે, એટલે એ સંભવિત છે. વળી થાણા પાસેના ઓવળે ગામમાથી મળેલા શક સં. ૧૧૯૪ના દાનપત્રમાં રામચદ્રને 'ગુર્જર દલન કઠીરવ' જેવું બિરૂદ આપ્યુ છે[1] એ જોતા આ રામચદ્રે ગુજરાત ઉપર ચડાઈ કરવાનોયે સભવ માનીએ પણ એ સાલમા ગુજરાતની ગાદી ઉપર સારંગદેવ નહિ પણ તેનો પિતા અર્જુનદેવ હતો. પછી યુવરાજ તરીકે સારગદેવ રામચદ્ર સામે લડયો હોય અને તેને પોતાનુ પરાક્રમ ગણ્યુ હોય તો જુદી વાત. પણ આ યાદવ રાજાને હરાવ્યાના પરાક્રમને સારગદેવે બહુમહત્ત્વ આપ્યુ હોય એમ જણાતું નથી કારણ કે છેક સવત ૧૩૫૦ના આબુના લેખમા માલવેશ ઉપરના વિજયનુ સૂચકબિરૂદ મળે છે,[2] જ્યારે યાદવવિજય સૂચક બિરૂદ નથી

સારગદેવના પરાક્રમો વિષે ઉપર જે બે ઉલ્લેખો નોધ્યા છે તે સિવાય કશુ મળતુ નથી. એટલે હવે કાલાનુક્રમમા એના સમયના લેખોની ટુકી નોધ કરવા સાથે પ્રસંગોપાત્ત એના ધાર્મિક કાર્યોનુ વર્ણન પણ કરી લઈશુ.

વિ સ. ૧૩૩૫નો સારગદેવના સમયનો એક લેખ બ્રીટીશ મ્યુઝીઅમમા હોવાની નોધ મળે છે.[3] સ ૧૩૩૯મા સારંગદેવના રાજ્યમા શ્રી કાન્હમહામાત્ય હતા ત્યારે એક જૈન ગ્રન્થ લખાયો છે.[4]

## સોમનાથના મંદિરનો વિશાળ જીર્ણોદ્ધાર

પછી વિ સ ૧૩૪૩મા ઉપર જેનો વારવાર ઉલ્લેખ કર્યો છે

---

૧ જુઓ હેમાદ્રિ (મરાઠી) પૃ. ૧૪૩

૨ मालवेशवरूथिनीगजघटाकुभस्थलविदारणैकपचानन.

(જુઓ પ્રા. જૈ. લે. સ. લેખાક ૧૩૩)

૩ જુઓ. એ ઇ. ગ્ર ૫ પૃ. ૩૪ દે. રા. ભાડાર્કરનુ નોર્ધર્ન લીસ્ટ ન. ૫૯૮.

૪ જુઓ જેસલમીર ભાડાગારીય ગ્રન્થસૂચી પૃ. ૪૨.

તે ત્રિપુરાન્તકેશ્વર પ્રશસ્તિ લખાઇ છે[1] આ પ્રશસ્તિમા કુલ ૭૬ શ્લોકો છે; જેમાથી પ્હેલા ત્રણમાં શિવની સ્તુતિ છે, પછીના દશ શ્લોકોમા વીશલદેવ જેને આ લેખમાં વિશ્વમલ્લ કહેલ છે તેનાથી આરભી સારગદેવ સુધીના રાજાઓનું વર્ણન છે, પછી ચાર શ્લોકોમા લાકુલીશ પાશુપતના સ્થાપક ભટ્ટારક લકુલીશ અને તેના શિષ્યોનો ઉલ્લેખ કર્યો છે, પછી શ્લો. ૧૯થી લકુલીશના શિષ્ય ગાર્ગેયની શાખામા થયેલા કાર્તિક રાશીથી ત્રિપુરાન્તક સુધીની પરપરા આપી છે. આ ત્રિપુરાન્તકની તીર્થ યાત્રાનુ વર્ણન ૨૩થી ૩૦ શ્લોક સધી કર્યા પછી કહ્યુ છે કે ત્રિપુરાન્તક ફરતા ફરતા દેવપત્તન (સોમનાથ પાટણ) આવ્યા, અને ત્યા સાક્ષાત્ શકર જેવા ગડ બૃહસ્પતિએ આ ત્રિપુરાન્તકને સોમનાથના મઠના છઠ્ઠા મહન્ત કર્યા. (શ્લોક ૨૪) આ ગંડ બૃહસ્પતિની પ્હેલાના સોમનાથના પાચેય મહન્તોના નામ મળતાં નથી પણ વિ. સ. ૧૨૨૫મા ભાવ બૃહસ્પતિ મહન્ત હતા એમ ભદ્ર કાળીના મંદિરના શિલાલેખના પુરાવાંથી આપણે કુમારપાલના પ્રકરણમા જોયુ છે.

આ ત્રિપુરાન્તકની પ્રશશા કરતાં એ લેખમા લખ્યુ છે કે તેઓ વિદ્વાન હતા અને પૈસો ગરીબ માણસોના દુઃખો દૂર કરવા માટે વાપરતા તેઓને રમા નામની સ્ત્રી હતી. આ ત્રિપુરાન્તકે કરેલા સોમનાથના વિશાળ જીર્ણોદ્ધારનું વર્ણન પ્રશસ્તિના બાકીના (૪૦થી આગળ) શ્લોકોમાં છે એ જીર્ણોદ્ધારની થોડી વિગતો નીચે આપી છે. સોમેશ્વરના મદિરના મંડપની ઉત્તરે જીર્ણઘટિકા ગૃહની પાસે શંકરનાં પાંચ મુખ જેવાં પાચ મદિરો કરાવ્યા, (૧) પોતાની માતા માલ્હણદેવીના નામથી માલ્હણેશ્વરનુ મંદિર કરાવ્યુ, (૨) પોતાના ગુરૂના નામથી ગંડબૃહસ્પતિનું મંદિર કરાવ્યું (૩) ગુરૂપત્ની ઉમાના નામથી ઉમેશ્વરનુ મંદિર બંધાવ્યું (૪) પોતાના નામથી ત્રિપુરાન્તકેશ્વર અને પોતાની સ્ત્રી રમાના નામથી રમેશ્વર એ રીતે પાંચ મદિરો કરાવ્યાં

---

[1] પ્રાચીન લેખમાળા લેખાંક ૪૭ આ પ્રશસ્તિ cintra પ્રશસ્તિ નામથી પુરાવિદોમા પ્રસિદ્ધ છે.

(શ્લો. ૪૧થી ૪૪) અને પાચ મદિરોના વચલા ભાગમાં ગોરક્ષક (ગોરખ)નુ, ભૈરવનુ, હનુમાનનુ, સરસ્વતીનું અને સિદ્ધિ વિનાયકનું એટલાના સ્થાનો કરાવ્યા (શ્લો. ૪૫), અને ઉત્તરના દ્વાર સામે સુંદર સ્તભો ઉપર તોરણ કરાવ્યું. (૪૬) આ પછી એ સ્થાનના જુદા જુદા માણસોએ મદિરમા શું કામ કરવુ તેની વિગતો લખી છે.

પછી કોણે શું શુ આપવું તેની વિગતો છે. દા. ત માળીઓની શ્રેણીએ હમેશા બસ્સો કમળ, અને બે હજાર નવાં કણેરનાં ફૂલ આપવા વળી કોઠારમાથી હમેશા શુ કેટલુ લેવુ તેની વિગતો આપતાં બે માણા ચોખા, એક માણું મગ, ચાર તોલા ઘી, તથા દીવા માટે તેલ તેટલું જ અને ધૂપ વખતે બે મણ ગુગળ લેવો. વળી મેહરે (?) નાગરવેલના પાન પચાસ હમેશા આપવાં. (શ્લો. ૫૫).

ત્રણ હાટ ખરીદીને આ મદિરના ચાલુ ખર્ચ માટે ત્રિપુરાન્તકે આપ્યા તથા ચૈત્રમા અને ભાદરવામા સાફસુફી તથા સમારકામ માટે મહાજને પણ હાટદીઠ એક દ્રમ્મનો લાગો નાખ્યો હતો. મહત ત્રિ-પુરાન્તકે સારગદેવ રાજાના નામથી એક કુડ પણ બધાવ્યો હોય એમ જણાય છે. (શ્લો ૭૨). આ પ્રશસ્તિ ધન્ધના પુત્ર ધરણીધરે રચી છે, પૂર્ણસિહના પુત્ર મત્રી વિક્રમે લખી છે અને નાહડના પુત્ર પૂણસીહે કોતરી છે. છેવટ ગદ્યમાં લખ્યુ છે કે સં. ૧૩૪૩ની માઘ સુદિ પાંચમને સોમવારે લિંગપ્રતિષ્ઠા મહોત્સવ થયો.

## સોમનાથનાં આ મંદિરોનો વિનાશ થઈ ગયો છે

એ સમયના ધાર્મિક કાર્યનો ખ્યાલ આવે એ માટે આ પ્રશસ્તિનો સાર લબાણથી આપ્યો છે. બાકી ત્રિપુરાન્તકે ૧૩૪૩માં નવાં બંધાવેલા મદિરો નષ્ટ થઇ ગયાં છે. એ પાશુપત આચાર્યો, એના મઠો, એ લાગાઓ અને સોમનાથની એ અદ્ભુત જાહોજલાલી કશાનું પણ નામનિશાન નથી રહ્યું. ફક્ત સોમનાથના મૂળ પથ્થરના મદિરનો ભગ્નાવશેષ સમુદ્રકાંઠે આ કરૂણ ઇતિહાસના સાક્ષી જેવો ઉભો છે.

સં. ૧૩૪૩માં સારંગદેવના મહામાત્ય મધુસૂદન હતા, ત્યારે વીજાપુરમાં એક જૈનધર્મ ગ્રન્થની પ્રત લખાઈ છે.[૧]

વિ. સ. ૧૩૪૬ વૈશાખ વદિ છઠ્ઠનો વનથલીનો એક લેખ મળ્યો છે.[૨] જેમાં સારંગદેવના રાજ્યમાં તેનો મહામંડલેશ્વર વિજયાનંદ (જેના પિતાનું નામ ક્ષેમાનન્દ હતુ) ભાનુ સામે લડવા ગયેલો ત્યારે તેના મહાસાધનિક મલ્લનો પુત્ર હરિપાલ કેદારપુત્રને બચાવવા જતા મરણ પામ્યો અને એ હરિપાલના ભાઇએ તેની યાદગીરીમાં રણસ્તભ-પાળીઓ ઉભો કર્યાની નોધ છે.

પછી વિ. સ. ૧૩૪૮ અષાઢ સુદિ ૧૩ રવિનો સારગદેવના વખતનો અનાવડાનો લેખ મળ્યો છે[૩] જેમા પાલ્હણપુરના મુદ્રા-વ્યાપારમાં નિયુક્ત અધિકારી મહત પેથડ વગેરે પચકુલે દેવશ્રી કૃષ્ણપાદના પૂજાનૈવેદ્ય વગેરે માટે અમુક દાનો આપ્યાની નોંધ છે. આ લેખના આરભમાં ગીતગોવિંદના **वेदानुद्धरते०** વગેરે શ્લોકથી મગલાચરણ કરેલુ છે આ લેખમાં મહામાત્યનુ નામ મધુસૂદન આપ્યું છે અને તેને જ મહાસધિવિગ્રહિક કહેલ છે. આ લેખ દ્વારા દેવનાં પૂજા, નૈવેદ્ય, પ્રેક્ષણક નિમિત્ત જે લાગાઓ બાધી આપેલા તે પણ જોવા જેવા છે. મજીઠ એક ધડીએ ૧ દ્રમ્મ વેંચવા આવનારો આપે, હિંગુદાણા એક ધડાએ એક દ્રમ્મ વેચનાર લેનાર બેય આપે. અનાજના એક ગાડા દીઠ એક પાલી, અને ઘી તેલના એક ધડાએ એક પળી વેચનાર લેનાર બેય આપે. આ લાગા કરી આપનારાઓમાં ઠ. (ઠક્કુર), સા. (શાહ), પુરો, (પુરોહિત), શ્રે (શ્રેષ્ઠી), સોની, કસા. (કસારા)

---

૧ જુઓ પીટર્સન રિપોર્ટ ગ્ર. ૫ પૃ. ૫૦ જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ. ૪૦૯.

૨ જુઓ એનલ્સ ઓફ ભાડારકર ઈન્સ્ટીટયુટ ગ્ર. ૫ પૃ. ૧૭૪મા શ્રી ડીસ્કલકરની નોધ અને શ્રી. દે. રા. ભાડારકરનું નોર્ધર્ન લીસ્ટ ન. ૬૨૪.

૩ જુઓ ઈ. એ. ૧૯૯૨ પૃ. ૨૧.

વગેરે સમસ્ત મહાજન તથા સમસ્ત વાણિજ્યારક (વણજાર), અને સમસ્ત નૌવિત્તક (વહાણવટીઓ) એટલાનો ઉલ્લેખ મળે છે.

સંવત ૧૩૫૦ માઘ સુદિ ૧ ભૌમવારનો આબુનો વિમલ વસહિકામાંથી લેખ મળ્યો છે[1] જેમાં અણહિલપુર પાટણના રાજા સારંગદેવના બિરૂદોમાં પ્હેલાં કહ્યા છે તે ઉપરાંત અભિનવ સિદ્ધરાજનું નવું બિરૂદ છે અને મહામાત્યનું નામ શ્રીવાઘૂય લખ્યું છે અને સારંગદેવની કૃપાથી અઢારસો મંડળનો ભોગવટો કરતા મહારાજકૂલશ્રી વીસલદેવે ચંદ્રાવતીમાં શાસન આપ્યું છે જેમાં આબુ ઉપરના વિમલવસહિ અને લૂણિગવસહિ નામના બન્ને મંદિરોના ખર્ચ માટે તથા કલ્યાણક આદિ મહોત્સવો માટે જુદી જુદી વસ્તુઓના વેપારીઓ અને ધંધા-દારીઓ ઉપર અમુક રકમ (દ્રમ્મ)ના લાગા બાંધી આપ્યા છે. અને પછી જણાવ્યું છે કે આબુના ઠાકોરે અને ચંદ્રાવતીના રાજકુલે તથા મહંત વગેરેએ આ નિયમો પાળવા તથા આબુ કે ચંદ્રાવતીના કોઈ પણ રાજપુરૂષે આ મંદિરની યાત્રા માટે આવનાર યાત્રીઓ પાસેથી કાંઈ પણ ( કર કે મુંડકાવેરો ) ન લેવું વળી આબુ ઉપર ઉતરતા ચડતા યાત્રાળુઓની કોઈ પણ વસ્તુ જશે તો આબુના ઠાકોરોએ ભરી આપવી પડશે

આ મહામંડળેશ્વર અર્જુનદેવ કયા વંશનો હતો એ જણાતું નથી. ચંદ્રાવતીના પરમાર વંશમાં તો એનું નામ નથી મળતું

વિ. સં. ૧૩૫૦ જ્યેષ્ટ વદિ ત્રીજ રવિએ મહારાજાધિરાજ શ્રી. સારંગદેવના કલ્યાણવિજય રાજ્યમાં આશાપલ્લી (આશાવલ–અમદાવાદ) માં વિજયકટક (લશ્કરી છાવણી) પડયું હતું ત્યારે મહામાત્ય પુરોહિત શ્રીભારદ્વાજના પુત્ર અને જાતે પુરોહિત શ્રી જયંતભટ્ટે કાવ્ય પ્રકાશની દીપિકા નામની ટીકા લખી છે.[3]

---

૧-જુઓ પ્રા. જૈ. લે. સં. સંખ્યાંક ૧૩૩.

૨ જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ પ્ર. ભા પૃ. ૮૨.

૩ જુઓ ભાંડારકર રિપોર્ટ ૧૮૮૩–૮૪ પૃ. ૧૭–૧૮ તથા ૩૨૬.

[1]વિ. સં. ૧૩૫૨નો ખંભાતના ચિંતામણિ પાર્શ્વનાથમાંથી લેખ મળ્યો છે. એ લેખ સારગદેવના રાજ્યકાળનો છે અને તેમા તે મંદિરના જીર્ણોદ્ધારની વિગતો આપી છે[2]

ધોળકાના નાગર બ્રાહ્મણ પડિત ચાણ્ડૂએ નૈષધકાવ્યની દીપિકા નામે ટીકા રચી છે તેની અંત પ્રશસ્તિના શ્લોકમાં ૧૩૫૩ ભાદરવા સુદિ ૧૩ને રવિ એ રીતે તિથિ, રાજાનુ નામ શ્રી સારગ અને મહામાત્યનુ નામ માધવ લખેલ છે[3] મહામાત્યના નામ માટે આ બહુ ઉપયોગી છે. આ લેખ પ્રમાણે સ ૧૩૫૩ સુધી સારંગદેવ ગાદી ઉપર હોવો જોઇએ પણ જ્યોતિષની ગણત્રી પ્રમાણે સ ૧૩૫૩ નહિ પણ સં. ૧૩૫૨ હોવું જોઇએ એમ શ્રી. રામલાલ મોદીનુ કહેવુ છે[4]

ઉપર કાલાનુક્રમમા ઉતારેલા લેખોથી સારંગદેવની કારકીર્દી

---

૧ પૃ. ૪૨૪ની છેલ્લી પક્તિમા દીપિકા નામની ટીકા લખેલુ છે તેને બદલે જયન્તી નામની ટીકા જોઇએ.

૨ જુઓ ભાવનગર પ્રાકૃત અને સંસ્કૃત ઇન્સ્ક્રીપ્શન્સ પૃ ૨૨૭.

૩ श्री विक्रमार्क समयाच्छरदामथत्रि—

पञ्चाशता समधिकेषु शतेष्वितेषु

तेषु त्रयोदशसु भाद्रपदे च शुक्ले          શ્લો. ૫

पक्षे त्रयोदशतिथौ रविवासरेच

श्रीमत्सारगनृपे माधवसञ्ज्ञे महामात्ये ।          શ્લો. ૬

સ્વ. તનસુખરામ મનસુખરામ ત્રિપાઠીનો 'કર્ણવાઘેલાના સમયનો શિલાલેખ' બુદ્ધિપ્રકાશ ૧૯૧૦ પૃ ૧૧૧.

૪ ચાડૂની દીપિકાના પ્રશસ્તિ શ્લોકમા જે તિથિવાર આપેલ છે તે મળતાં નથી, કારણ સ. ૧૩૫૩ ના ભાદરવા સુદિ ૧૩ ને દિવસે રવિવાર નહિ પણ શનિવાર હતો. વળી સ. ૧૩૫૨ મા તે દિવસે રવિવાર હતો. માટે લેખક કે વાચકની ભૂલથી એ શ્લોકમા દ્વિને બદલે ત્રિ આવી ગયુ છે એમ શ્રી રામલાલ ચુનીલાલ મોદી કહે છે. જુઓ ૧૯૩૩ નો ગુજરાતીનો દીપોત્સવી અ. પૃ. ૧૫.

વિષે જે કાંઈ જાણી શકાય છે તેથી વિશેષ જાણવાનું બીજું કાંઈ સાધન નથી. પણ આ લેખોથી એટલી તો ચોક્કસ ખબર પડે છે કે સારંગદેવના રાજ્યનો વિસ્તાર ઉત્તરમાં પાલ્હણપુર અને આબુ સુધી, પશ્ચિમમાં કાઠીઆવાડમાં સોમનાથપાટણ અને વનથલી સુધી હતો અને પૂર્વ તથા દક્ષિણમાં એની રાજ્યસત્તા સંકુચિત થઈ હશે એમ માનવાનુ કારણ નથી.

## મંત્રીઓ

સારંગદેવના શ્રીકાન્હ, મધુસૂદન, શ્રી વાધૂય તથા છેવટ માધવ એટલા મહામાત્યોના નામો પણ આ લેખમાથી મળે છે.

## પ્રકરણ ૨૨મું

# કર્ણદેવ

### સં ૧૩૫૩થી ૧૩૫૬

કર્ણ ગાદીએ બેઠાનુ વર્ષ વિચારશ્રેણીમાં સં. ૧૩૫૩ લખ્યુ છે.[૧] સારંગદેવનો ખંભાતનો ચિંતામણિ પાર્શ્વનાથનો લેખ સં ૧૩૫૨નો મળ્યો હોવાનું ઉપર નોધાઈ ગયુ છે. હવે નૈષધની દીપિકા ટીકાની અંત પ્રશસ્તિમા સારંગદેવનો રાજ્યકાળ સં. ૧૩૫૩ના ભાદરવા સુદ ૧૩ સુધી કહેલ છે.[૨] જો એ સાલ બરાબર હોય તો કર્ણ સં. ૧૩૫૩ની આખરમાં ગાદીએ બેઠો હોવો જોઇએ પણ માંગરોળની જુમ્મામસ્જિદની બ્હારના થાભલા ઉપર એક લેખ મળ્યો છે, જેમાં અણહિલપાટકમાં કર્ણદેવનો રાજ્યસમય હોવાનું કહ્યુ છે. આ લેખમાં સંવત પછી વિ. વર્ષસૂચક ૧૩૫ એ રીતે ત્રણ જ આકડા બચ્યા છે અને ચોથો ઘસાઇ ગયો છે. પણ તિથિ વારના શબ્દો "चैत्र शुदि ७ (रवाव)" 'ચૈત્ર સુદિ સાતમ અને રવિવાર' બચેલ છે[૩] અને જ્યોતિષની ગણતરીથી ૧૩૫૩નુ વર્ષ નીકળે છે એમ શ્રી ડીસ્કલકર તથા શ્રી. રામલાલ મોદી કહે છે. અને એ યથાર્થ હોય તો સારગદેવનું દીપિકામાં આપેલું વર્ષ ૧૩૫૨ જ હોવું જોઇએ[૪] અને ૧૩૫૩ની ચૈત્ર સુદિ સાતમ પ્હેલા પણ એ જ વર્ષમા કર્ણ ગાદીએ બેઠો હોવો જોઇએ.

---

૧ જૈન ઇતિહાસ સશોધક ખ—૨ અ. ૩.

૨ જુઓ ઉપર પૃ. ૪૨૫ ટિ. ૩

૩ જુઓ ભાવનગર પ્રાચીન શોધ સંગ્રહ, ૧૯૩૩નો ગુજરાતીનો દીપોત્સવી અક પૃ. ૧૫ તથા તે ઉપરની ટિ. ૪ અને પૂનાઓરીએન્ટીલીસ્ટ જુલાઇ ૧૯૩૮ તથા તેમાંથી ગુજરાતી સપ્ટેમ્બર તા. ૧૮મા સાહિત્યવત્સલે કરેલો ઉતારો.

૪ જ્યોતિષની ગણતરી ઉપર સંપૂર્ણ વિશ્વાસ મુકી ઉપલબ્ધ લખાણમાં આ રીતે ફેર કરવાની પદ્ધતિ વિચારણીય તો છેજ. પરતુ પ્રસ્તુત વિષયમાં નવું સાધન ન મળે ત્યા સુધી ઉપરનો નિર્ણય ઠીક છે.

કર્ણદેવ, સં ૧૩૫૪ના ઉપર કહેલા મુરલીધરના મદિરવાળા લેખમાં કહ્યા પ્રમાણે સારગદેવના મોટા ભાઈ રામનો પુત્ર થાય[1] અને સારંગદેવે બાવીશ વર્ષ રાજ્ય કર્યા પછી તે પ્હેલા જન્મેલો તેનો ભત્રીજો ગાદીએ બેસે છે એ જોતા ગાદીએ બેસતી વખતે એ મોટી ઉમ્મરનો હોવો જોઈએ.

## કર્ણના લેખો

કર્ણના સમયના હજી સુધી તો બે જ લેખો મળ્યા છે. એક તો માંગરોળનો ઉપર નોધેલો લેખ જેમા કર્ણના નામ સિવાય બીજું કાંઈ નથી, અને બીજો ઈડર સંસ્થાનના ભીલોડા તાલુકામા આવેલા મુરલીધર ભગવાનના જૂના મન્દિરના મડપની ભીતે કાળા પથ્થર ઉપર કોતરેલો છે પણ ખરી રીતે એ લેખ મૂળ આ મન્દિરનો નથી પણ કોઈ સૂર્યમન્દિરનો હોવો જોઇએ એમ લેખના આરભના ચાર શ્લોકો સૂર્ય સ્તુતિના છે તથા શ્લો. ૧૯–૨૧મા એક સુભટની સૂર્યલોક–પ્રાપ્તિ વર્ણવી છે તેથી જણાય છે એ લેખમાના ૧૬માથી ૨૩ સુધીના શ્લોકોમા એ મદિર સ્થાપનારનાવશનું વર્ણન છે. છેલ્લો ભાગ તુટે છે અને છેવટ ગદ્યમા સં. ૧૩૫૪ વર્ષે શોભનનામના સંવત્સરમા સૂર્ય દક્ષિણાયનમાં હતો ત્યારે કાર્તિક સુદિ ૧૧ને રવિવારે આ લેખ કોતર્યો છે, એમ લખ્યુ છે[2]

આ લેખમા કર્ણદેવ વિષે તે " વેદશાસ્ત્રથી અવિરૂદ્ધ વર્તીને પ્રજાનું પાલન કરતો હતો " એટલું જ લખ્યુ છે.[3]

કર્ણદેવ ગૂજરાતનો છેલ્લો રજપૂત રાજા હતો. એના મહામાત્યનું

---

૧ श्री रामादौरसो जातः कर्णनामेति विश्रुत. ॥

મુરલીધરના મંદિરવાળો લેખ શ્લો. ૧૩

૨ જુઓ બુદ્ધિપ્રકાશ ૧૯૧૦ પુ. ૫૭ માર્ચ એપ્રીલમા પ્રગટ થયેલો 'મુરલીધરના મ દિરમા રક્ષિત લેખ ' સબધી સ્વ. તનસુખરામ મનસુખરામનો લેખ.

૩ श्रुतिशास्त्राविरोधेन सोय पालयति प्रजा ॥

એજન શ્લો. ૧૩

નામ માધવ હતુ એમ નીચે આપેલા પુરાવાઓથી ચોક્કસ ઠરે છે. આ માધવ નાગર બ્રાહ્મણ હતો એ પણ મેરૂતુંગે તેને નાગરવિપ્ર કહ્યો છે એટલે નિઃસંદેહ છે. માધવ મૂળ કચ્છનો હતો એમ એક દૂહામાં કહેલું હોવાનું શ્રી. રામલાલ મોદીએ લખ્યુ છે, વળી એ માધવે વઢવાણ પાસે માધાવાવ સં. ૧૩૫૦મા બધાવી હતી એમ એ વાવના લેખ ઉપરથી અનુમાન કરવામા આવે છે પણ લેખમા માધવ નામ નથી પણ સોઘુ નામ છે એવું શ્રી રામલાલ મોદી લેખનુ પ્રતિબિંબ જોઇને લખે છે[1] કર્ણના તો ત્રણ વર્ષના ટુંકા રાજ્યકાળના કોઈ બનાવની નોધ મળતી નથી.

કર્ણના મહામાત્યપદે સારંગદેવના છેલ્લા વર્ષનો મહામાત્ય નાગર માધવ જ હતો અને તેજ મુસલમાનોને ગુજરાત ઉપર હુમલો કરવા તેડી લાવ્યો હતો, એમ જે દંતકથા[2] ચાલે છે તેને નીચેના પુરાવાઓથી ટેકો મળે છે.

૧ વિ. સં. ના ૧૭મા શતકના અન્તમાં રચાયેલ અને રાજપૂતાનામા અતિપ્રસિદ્ધ મુહણોત નેણસીની ખ્યાતમા લખ્યુ છે કે —

"સં ૧૩૪૦મા માધવ બ્રાહ્મણ પ્રધાન હુવા ઉસકી વાઘેલોસેં બિગડ ગઈ. વહ જાકર અલ્લાઉદ્દીન બાદશાહકો લાયા. (પૃ. ૨૧૫).[3]

---

૧ જુઓ ૧૯૩૩ નો ગુજરાતીનો દીપોત્સવી અક પૃ ૧૯ ટિ. ૧૨

૨ આ દંતકથા માનવા યોગ્ય નથી કારણ કે જે સમકાલીન ગ્રન્થોમા એ મળે છે તે જૈનોના લખેલા છે અને જૈનો અને શૈવો વચ્ચે હમેશા વિરોધ હોવાથી બ્રાહ્મણોને ઉતારી પાડવા માટે એ લખાયેલ હોવાનુ સંભવિત છે. આ દલીલથી એને ન સ્વીકારવાનો મત રા રા. નર્મદાશકર વલ્લભજી દ્વિવેદીએ "ગુજરાતનો બૂઝાતો દીપક" નામની 'ગુજરાતી' ની ભેટના પ્રવેશક (પૃ. ૧૬) મા આપ્યો છે. પણ પદ્મનાભ જૈન નહતો, નાગર હતો, છતા એણે પણ આ દંતકથા આપી છે. ખરી વાત તો એ છે કે સમાન બળવાળો વિરૂદ્ધ પુરાવો નહોય ત્યાસુધી માત્ર આવા તર્કથી કોઈ વાત અણગમતી હોય એટલાજ ખાતર એને સમકાલીન પુરાવાને અવગણીને ઉડાવી ન શકાય. અસંભવિત હોય તો જુદી વાત.

૩ મુહણોત નેણસીએ સાલ ખોટી લખી છે, પણ તે ક્ષમ્ય છે.

૨ સંવત્ ૧૫૧૨માં રચાયેલ કાન્હડદે પ્રબંધમા રાજાએ બ્રાહ્મણ માધવને દૂભવ્યો અને તેથી એ મુખ્ય પ્રધાન રીસાણો અને તેણે "જ્યારે મુસલમાનોને અહી લઈ આવીશ ત્યારે જ અહીંનુ ધાન ખાઈશ એવી પ્રતિજ્ઞા કરી" અને તે પ્રમાણે એ ખરેખર મુસલમાનોને લઇ આવ્યો વગેરે વિસ્તારથી લખ્યુ છે[1]

૩ શ્રી રામલાલ ચુનીલાલ મોદીના સકારણ અનુમાન પ્રમાણે સં ૧૩૫૬થી ૧૫૦૦ સુધીમા રચાયેલા મોઢ બ્રાહ્મણોના જ્ઞાતિપુરાણ ધર્મારણ્યમા લખ્યુ છે કેઃ "પ્રતાપી મહારાજા કર્ણ રાજ્યગાદી ઉપર હતો ત્યારે તેના દુષ્ટ, નિર્ગુણી, દેશદ્રોહી, કુલાધમ અને પાપી અમાત્ય માધવે ક્ષત્રિય રાજ્યનો નાશ કર્યો અને મ્લેચ્છ રાજ્યની સ્થાપના કરી.[2]

૪ ઉપરના ત્રણ કરતાં નીચેના બે સમકાલીન હોઇને ટુકાં હોવા છતા વધારે વજનદાર છે સ ચૌદમા શતકના જૈન સૂરિ મેરૂતુગે વિચારશ્રેણીમા લખ્યુ છે કે **यवना माधवनागरविप्रेणानीता ।**

---

૧ तिणि अवसरि गूजरधरराइ सारगदे नामि बोलाइ
तिणि अवगणिउ माधव बभ तांहि लगइ विग्रह आरभ
रीसाव्यु मुलगु परधान करी प्रतिज्ञा नीम्यु धान
गूजरातीनु भोजन करु जु तरकाणु आणुअरु

ખં. ૧–૧૩ થી ૧૫

આમા સારગદેને ગૂજરાતનો રાજા લખ્યો છે તે તો પદ્મનાભની ભૂલ છે. એ વખતે કર્ણદેવજ રાજા હતો

૨ राज्यासने स्थितः कर्णो महाराज. प्रतापवान् ।
जातोऽमात्यस्तस्य दुष्टो निर्गुणो माधवाह्वय ॥
देशद्रोहकर. पापी दुष्टात्मा च कुलाधमः ।
क्षत्रराज्यस्य विध्वंसो म्लेच्छराज्यस्य स्थापक ॥

ધર્મારણ્ય અ. ૬૭ શ્લો ૬૮, ૬૯

૫ એ જ અરસામાં રચાયેલા જિનપ્રભસૂરિના તીર્થકલ્પમાં લખ્યું છે કે વિ. ના ૧૩૫૬ના વર્ષમાં અલાઉદ્દીન સુલતાનનો ન્હાનો ભાઈ ઉલુખાન **મંત્રી માધવની પ્રેરણાથી** દીલ્હીથી ગુજરાતમાં મોકલવામાં આવ્યો.[1]

માધવ શા માટે મુસલમાનોને ગૂજરાતમા તેડી લાવ્યો તે વિષે સમકાલીન ગ્રન્થોમા કાંઈ કહ્યું નથી, પણ મુહણોત નેણસીએ વાઘેલા સાથે માધવને બગડવાનુ કારણ લખ્યું છે. અને કાન્હડદે પ્રબધમા તથા ભાટોની કથાઓમા એક દતકથા ઉતરી આવી છે. અલબત્ત એ દતકથાની વિગતોમા થોડો ફેરફાર જોવામા આવે છે પણ દતકથા માટે એ સ્વાભાવિક છે. આપણે કા. પ્ર. ના કવિ પદ્મનાભને આધારે એ દતકથા જોઇએ. પદ્મનાભના શબ્દોનો હાલની ગૂજરાતીમા તેના જ જ્ઞાતિભાઈ શ્રી ડાહ્યાભાઈ પી. દેરાસરીનો અનુવાદ નીચે ઉતાર્યો છેઃ—

"કળકળને દિલ, દૂખિયે સાદ, માધવ બ્રહ્મ કરે ફરિયાદ;
ક્ષત્રિધર્મ એણે લોપિયો, રાયકરણદે ઘહેલો થયો.
એનુ અંગ ભર્યું અનુરાગ, નિતનિત સેવે છે વછનાગ,
ફરે ઉઘાડે ખાડેરાય, હઝૂરી હરઘડી નાસી જાય
મરણ ભયે ભોજનની વાર, પીરસનાર પીરસે દઈ દ્વાર,
રાયે પ્રથમ મને અવગણ્યો, મારો બધવ કેશવ હણ્યો,
તેની ઘરણી રાખી ઘેર, સહ્યો જાય કયમ આકરો કેર."

ભાટોની કથામા કેશવને બદલે માધવની સ્ત્રી[2] હર્યાનું તથા નેણસીની ખ્યાતમાં માધવની પુત્રી હર્યાનુ કહેલુ છે આ વિગતનો

---

૧ अह तेरहसय छप्पण विक्कमवरिसे अल्लावदीण सुरत्ताणस्स
कणिट्ठो भाया उलुखाननामा धिज्जो ढिल्लीपुराओ मतिमाहवपेरिओ गुज्जरधरं पट्ठिओ ।

તીર્થકલ્પ. બીબ્લોથીકાઆ પૃ ૯૫-૯૬ અને જિનવિજયજીની સિંઘી જૈન ગ્રન્થમાળા આ પૃ. ૩૦ )

૨ જુઓ રાસમાળા આ. ૩ પૃ-૩૮.

ફેર મને બહુ મહત્ત્વનો લાગતો નથી અને એ ત્રણમાં કાન્હડદે પ્રબંધ જ વધારે વિશ્વસનીય ગણાય વળી કર્ણને માથે જે આરોપો પદ્મનાભ મુકે છે તે જૂના કે હાલના રાજાઓ માટે અસંભવિત નથી.[1]

સમકાલીન મુસ્લીમ ઇતિહાસ લેખકોએ આ પ્રસંગમાં માધવનું નામ લખ્યુ જ નથી પણ ઉપર ઉતારેલા મેરૂતુંગ અને જિનપ્રભસૂરિના પુરાવા અસંદિગ્ધ હોવાથી ગૂજરાત ઉપર થયેલા મુસલમાનોના આક્રમણમા કર્ણથી રીસાયેલા પ્રધાન માધવનો કાંઇક હાથ હોવામાં શકા રાખવાનુ કારણ નથી.

ઝીયાઉદ્દીન બર્ની જેવા સમકાલીન મુસ્લીમ ઇતિહાસ લેખકોએ "અલાઉદ્દીન ખીલજીના હુકમથી ઉલુઘખાન અને નસરતખાને ગૂજરાત ઉપર ચડાઇ કરી,-તેઓએ ગૂજરાતને તથા અણહિલવાડને લુટયું, ગૂજરાતનો રાજા કરણ દેવગઢના દેવરાજા પાસે ભાગી ગયો અને તેના સ્ત્રીઓ, છોકરાઓ, ખજાનો બધુ મુસલમાનોના હાથમા આવ્યુ."[2] એ રીતે ગૂજરાત ઉપરની ઉલુઘખાનની[3] ચડાઇનુ ટુકામા જ વર્ણન આપ્યુ છે, પરતુ પદ્મનાભ કવિએ વિસ્તારથી વર્ણન કર્યું છે અને તેમાં

---

૧ પ્ર–ચિ ગુ ભા. પૃ. ૨૪૪ મા કોપકાલાનલ બિરૂદધારી પરમર્દીની દંતકથા આપી છે રાજતરગિણીમા તો એથી વધારે ભયંકર અનેક દાખલાઓ છે. અને નવા દાખલાઓ, વાચનાર વર્તમાનપત્રોમાથી, શોધી શકશે

મુરલીધરના મદિરના શિલાલેખમા કર્ણ વિષે "શ્રુતિશાસ્ત્રથી અવિરુદ્ધ વર્તીને તે પ્રજાનુ પાલન કરે છે." જુઓ પૃ. ૪૨૮ ટિ. ૩ એમ લખ્યુ છે પણ એના રાજ્યમા રહેનાર એની સ્તુતિ જ કરે એ સ્વાભાવિક હોઇને એવા સામાન્ય સ્તુતિ વચનનો આધાર પદ્મનાભના વિગતવાર કથનને ખોટુ ઠરાવવા માટે પૂરતો ન ગણાય એમ મારો મત છે. શ્રી રામલાલભાઇનો મત એથી જુદો છે. જુઓ ૧૯૩૩નો ગુજરાતીનો દીપોત્સવી અક પૃ. ૧૬–૧૭

૨ જુઓ ઇલીઅટ ગ્રં. ૩ પૃ. ૭૪ તથા પૃ. ૧૬૩

૩ ગૂજરાત ઉપર ચડાઇ કરનાર સરદારનું નામ ઉલુઘખાન જ હતુ એમ મુસ્લીમ તથા દેશી પુરાવાઓથી સિદ્ધ થયુ છે. જુઓ પુરાતત્ત્વ પુ. ૪ પૃ. ૨૫૩ થી ૨૭૯

કોઈ ઐતિહાસિક વિરોધ દેખાતો નથી એટલે એનો ટુંકો સાર અહીં ઉતારવાનું યોગ્ય ધાર્યું છે. પદ્મનાભ કહે છે કેઃ " માધવની માગણીથી સુલતાને લશ્કરની તૈયારી કરી અને તેને પોતાના રાજ્યમાંથી પસાર થવા દેવા માટે પશ્ચિમ મારવાડમા આવેલા ઝાલોરના સોનગિરા ચહુઆણ રાજા કાન્હડદેને પોષાક મોકલી પૂછાવ્યુ. પરતુ મુસલમાન લશ્કરની ગામ ભાગવા, બાન ઝાલવાં, સ્ત્રીઓને રજાડવી, ગાયો મારવી, મદિરો તોડવાં વગેરે હમેશની સ્વધર્મ વિરોધી પ્રવૃત્તિ તરફ જોઇને કાન્હડદેએ રસ્તો આપવાની ના પાડી. પણ ચિતોડના સમરસી રાવળે મેવાડમાથી જવાનો રસ્તો આપ્યો[1] એટલે મુસલમાની લશ્કર બનાસ કાઠે અને ત્યાથી મોડાસે આવ્યુ બનાસ સુધી લશ્કર પહોચતાં ગૂજરાતમાં તેના આવવાનો ખૂમાટો પહોચી ગયો અને દેશમા ત્રાસ ફેલાઈ ગયો. એ વખતે મોડાસામા બત્તડ નામનો કોઇ ઠાકોર રહેતો હતો તે પોતાનાં થોડા માણસો સાથે મુસલમાનો ઉપર તુટી પડયો અને મુસલમાનોનો દાટ વાળીને જાતે રણભૂમિ ઉપર પડચો પછી મુસલમાનોએ મોડાસા ભાગ્યુ, ત્યાથી બાન ઝાલ્યાં, ગામોને આગ લગાડી અને ઠેકાણે ઠેકાણે લુટાલુટ કરી, ત્યાથી ધાનઢાર અને ડડાવ્ય[2] લુટી મુસલમાની લશ્કર પાટણ આવ્યુ. ત્યાં તો શહેરના દરવાજા બધ થઇ ગયા એમ છતા મુસલમાનોએ પાટણ લીધું તથા લુટયુ અને ગઢને ઘેર્યો પછી માધવની સલાહથી કરણદે છીંડુ પાડી નાસી ગયો અને તેની સાથે રાણી પણ પગે ચાલતી નાઠી કરણ નાઠા પછી

---

૧ રસ્તામા આવતા ચિતોડના રાજા સમરસિહે દડ આપીને પોતાના મેવાડ દેશની જેમ તેમ રક્ષા કરી એમ સમકાલીન જૈન લેખક જિનપ્રભસૂરિ કહે છે ( જુઓ પુરાતત્ત્વ પુ ૪ પૃ. ૨૬૬માનો તીર્થકલ્પનો ઉતારો ) એ હકીકત પદ્મનાભના ઉપરના કથનને વિશ્વસનીય ઠરાવવા માટે પુરતી છે.

૨ ધાનઢાર તે મેસાણા અને પાલણપુરની વચ્ચેનો પ્રદેશ અને ડાગરવા તથા મેસાણાની વચ્ચેનો પ્રદેશ તે ડડાવ્ય એમ શ્રી. ડાહ્યાભાઇ પીતાબરદાસ દેરાસરી કહે છે ( ત્રીજી સા. પ નો રિપોર્ટ ઈ. વિ. જ્ઞ. પ ) ઉત્કીર્ણ લેખોનુ દડાહિ તેજ આ દડાવ્ય હોય એમ જણાય છે.

મુસલમાનોએ ગઢ લીધો, તેના ભંડારો લૂટ્યા અને પાટણમાં જેવું કદિ થયું ન હતું અને થશે નહિ તેવું થયું. જ્યાં મંદિરો હતાં ત્યાં મશીદો થઈ. પછી પાટણમાં અલાઉદ્દીનની આણ વર્તાવી લશ્કર આશાવળ તરફ ગયું. આશાવળ લુંટી, મોડાસે ગયા બીજે પણ ખંભાત, સૂરત, રાંદેર વગેરે શહેરો લુંટ્યાં, અને ગુજરાતમાં કેર વર્તાવ્યો. આ રીતે સોનારૂપાં અને ધાન પણ લુંટતા, ઢોરોને વાળી લેતા તથા બાનો પકડતા મુસલમાનો સોરઠ તરફ ગયા ત્યાં ઉના, મંગલપુર, દીવ વગેરે મોટા મોટા ગામો લુંટી લશ્કર સોમનાથ ઉપર ગયું. સોરઠમાં તો લોકોની ચારે તરફ નાસભાગ થાય છે, હેરાં ફેરી જાય છે, જ્યાં ત્યાં કોલાહલ અને ખૂમરાણ થાય છે, અને આગોને લીધે ધુમાડા નીકળે છે. મોટા મોટા શહેરો ધ્રુસકે ભાગે છે પણ કોઈ સામું થતું નથી આ રીતે સોરઠમાં લુટફાટ કરતા મુસલમાનો સોમનાથપાટણ પહોંચ્યા ત્યાં સોરઠના વાળા, વાજા, જેઠવા વગેરે શૂરા રાજપૂતો સામા થયા, પણ મુસ્લીમ લશ્કરે કોટ પાડી નાખ્યો, દરવાજા તોડી નાખ્યા અને દેવપાટણને ખાનના અસ્વારોએ લુંટ્યું. છેલ્લે સોમનાથના મંદિર આગળ છેવટનું યુદ્ધ થયું. તેમાં આ અનર્થનું મૂળ માધવમહેતો કામ આવ્યો પણ છેવટ તો સોમનાથનું મંદિર પણ પડ્યું અને લુટાયું ''[૨]

પદ્મનાભના આ વર્ણનમા ખાસ શંકા કરવાનુ કારણ નથી એમ મને લાગે છે પણ શ્રી રામલાલ ચુનીલાલ મોદી કહે છે કે મુસલમાન

---

૧ ધર્મારણ્યમા મોઢેરાના ઘેરાનુ, મોઢ બ્રાહ્મણોએ મુસલમાનો સામે ઝીલેલી ટક્કરનુ અને છેવટ મોઢ બ્રાહ્મણોને મોઢેરા છોડવા પડયાનુ વિસ્તારથી વર્ણન છે. ( જુઓ રાસમાળા આ. ૩ પૃ. ૩૯૨ ટિ. ૧)

મુસ્લીમ ઇતિહાસ લેખકો પાટણના વિજય કરતા સોમનાથના વિજયને વધારે મહત્ત્વ આપે છે અને પદ્મનાભ પણ એમજ કરે છે, એ ધ્યાનમા રાખવાનુ છે.

૨ કાન્હડદેપ્રબંધ ખં. ૧

લશ્કર ગૂજરાત ઉપર ચડી આવ્યુ ત્યારે કર્ણ પાટણમા નહિ પણ અસાવલમા હતો અને એ કથનના ટેકામાં મુસલમાની લશ્કર મેવાડમાંથી મોડાસે થઇને ગૂજરાતમા આવ્યુ, કર્ણનાશીને કચ્છ તરફ નહિ પણ દક્ષિણમા ગયો, વગેરે દલીલો કરી છે તથા "કર્ણ અસાવલમાંથી નાઠો હતો" એવા તીર્થકલ્પના સ્પષ્ટ કથનનો પુરાવો આપ્યો છે.[1] પણ ઉપરની દલીલોમા કાંઈ જોર નથી. મારવાડમાથી લશ્કરને પસાર થવા દેવાની કાન્હડદેએ ના પાડી અને મેવાડમાથી પસાર થવા દેવાની મેવાડના રાણાએ હા પાડી; એ મેવાડ વાગડ અને મોડાસાને રસ્તે મુસલમાની લશ્કર આવવાનુ સ્પષ્ટ કારણ જિનપ્રભસૂરિએ તથા પદ્મનાભે આપ્યુ છે. અને કર્ણ અસાવલમાથી નાઠો હતો એમ જિનપ્રભસૂરિએ કહ્યું જ નથી. તેણે તો એટલુ જ કહ્યુ જ છે કે. "પછી મુસ્લીમ યુવરાજ (ઉલૂખાન) વાગડદેશ અને મોડાસા વગેરે શહેરો ભાગીને અસાવલ પહોચ્યો. કર્ણદેવ રાજા નાઠો, સોમનાથને ઘણના ઘા મારી ભાગી નાખી દિલ્હી મોકલ્યુ '[2]

આ વાકયોમા "કર્ણ નાશી છુટયો હતો તે પાટણથી કે આસાવલથી તેનો કશો ઉલ્લેખ નથી." એમ જે જિનપ્રભસૂરિના ઉપરના કથનનુ વિવેચન કરતા શ્રી. જિનવિજયજી કહે છે તે બરાબર છે[3] વળી તેઓ જ ઉમેરે છે કે: "ઉલુગખાન પાટણ ગયો હતો કે નહિ તેનો પણ આમા કાઇ ખુલાસો નથી; પરતુ મુસલમાની

---

૧ જુઓ ગુજરાતી ૧૯૩૩નો દીપોત્સવી અંક પૃ. ૧૬.

૨ चित्तकूडाहिवइ समरसीहेण दढ दाउ मेवाडदेसो (जथा) तथा रक्खिओ । तओ हम्मीरजुवराओ बग्गडदेश मुहडासयाइ नयराणिय भजिअ आसावल्लिए पत्तो । कण्णदेव राओ अनट्ठो । सोमनाहं च घणघाएण भजित्ता गड्डए रोविऊण ढिल्लीए पेसेइ । તીર્થકલ્પ બી. ઈ. પૃ. ૯૫–૯૬ અને સિ. જૈ. ગ્રં. મા. આ. પૃ. ૩૦

૩ જુઓ પુરાતત્વ પુ. ૪ પૃ. ૨૬૭ તેમજ પૃ ૨૫૫ મા તારિખે અલ્ફીવાલામાથી કરેલા ઉતારા પણ જુઓ.

તવારિખોમાં ઉલુગખાને પાટણમાં જ કર્ણ સાથે લડાઈ કરી હતી અને તેમા કર્ણ હારી જઈ નાશી છૂટયો હતો અને તે પછી મુસલમાનોએ પાટણનો નાશ કર્યો હતો ઈત્યાદિ હકીકત વિગતથી આપેલી હોવાથી જિનપ્રભના ઉલ્લેખને અપૂર્ણ જ માનવો પડશે.''[1] જિનપ્રભસૂરિએ પાટણનુ નામ જ નથી લખ્યું એ તેના કથનની અપૂર્ણતાનું નિદર્શક છે એટલે એમાથી કર્ણ અસાવલ હતો એમ સાબીત ન થઈ શકે એ દેખીતુ છે. પાટણ પડયા પછી પાટણથી જ કર્ણ નાઠો છે એમ ઝીઆઉદ્દીન બર્ની જેવો સમકાલીન ઈતિહાસ લેખક સ્પષ્ટ કહે છે, અને તેને ઝફરવાલા ટેકો આપે છે.[2] જિનપ્રભસૂરિ એની વિરૂદ્ધ કશું નથી કહેતા, અને પદ્મનાભ જેવા પાછળના બ્રાહ્મણ લેખકો મુસ્લીમ ઇતિહાસોના કથનને ટેકો આપે છે એ જોતા એમા શકા કરવાનું કાઈ જ કારણ નથી. કર્ણ દક્ષિણમા નાઠો એનું કારણ એટલું જ છે કે પશ્ચિમમા તો મુસલમાની લશ્કર સોમનાથ ભાગવા જતુ હતું અને દેવગઢ મુસ્લીમ પાયતખ્તથી દૂર હોવાના કારણે કર્ણે એ માર્ગને સલામત માન્યો હશે

મુસલમાનોએ કયારે પાટણ લીધુ એ હવે જોઇએ. પ્રવચન પરીક્ષામા અને વિચારશ્રેણીમા સં ૧૩૬૦ની સાલ આપી છે. એથી ઉલટુ મિરાતે અહમદીમા હીજરી સં ૬૯૬ એટલે વિ. સં. ૧૩૫૩–૫૪ની સાલ આપી છે, અને મુ ગે (પૃ. ૨૦૫)મા તથા કેમ્બ્રિજ હિસ્ટરી ઑફ ઇન્ડિયા (ગ્ર ૩ પૃ ૧૦૦)મા એ જ એટલે ઈ. સ. ૧૨૯૭ સ્વીકારી છે પણ તારિખ–ફિરિસ્તામા હી. સં ૬૯૭ એટલે વિ. સં ૧૩૫૪–૫૫ની અને તઝીઅ–તુલ–અમસીરમાં, તારિખ–ઈ–અલાઈમાં અને તારિખ–ઈ–ફિરૂજશાહીમા હી. સં. ૬૯૮ એટલે વિ સં. ૧૩૫૫–૫૬ની સાલ આપી છે[3] હી સં ૬૯૮ની સાલ આપનારા

---

૧–૨ એજન.

૩ જુઓ જૈન ઇતિહાસ સશોધક ખ. ૨ અ. ૩–૪, ગુજરાતી ૧૯૩૩નો દીપોત્સવી અક પૃ. ૧૫, ડફની ક્રોનોલોજી ઓફ ઈન્ડીઆ પૃ. ૨૦૯ વગેરે.

મુસ્લીમ લેખકો સમકાલીન હતા અને તેજ સમયના જૈન લેખક જિનપ્રભસૂરિ પણ સં. ૧૩૫૬ની સાલ આપે છે માટે સં. ૧૩૫૬માં ધણુ કરી વર્ષના આરભમા પાટણ પડયું એમ માનવુ એ જ યોગ્ય છે.

પાટણ પડયા પછી તેનુ શું થયુ ? અલ્લાઉદ્દીને ગૂજરાતની કેવી વ્યવસ્થા કરી વગેરે ચર્ચાને આ ઈતિહાસમા સ્થાન નથી પણ કર્ણનુ શું થયુ તે ટુકામા જોઈ લઈએ.

કર્ણ નાશી ગયો પણ તેની રાણી પકડાઈ ગઇ અને મુસલમાનો તેને દીલ્હી લઇ ગયા એમ ઝીઆઉદ્દીન બર્ની કહે છે[1] અને બીજા મુસ્લીમ ઇતિહાસ લેખકો પણ કહે છે[2] એટલે એ વાત માનવી પડશે. બીજી તરફથી કર્ણ દેવગઢ રામદેવરાજા પાસે ગયો એમ તેઓ જ કહે છે. દેવગઢમા એ વખતે યાદવવશનો રામચંદ્ર (વિ સં. ૧૩૨૭ થી ૧૩૬૪) ગાદી ઉપર હતો એ ચોક્કસ છે[3] કર્ણનુ દેવગઢમા શું થયુ તે ચોકકસ કહી શકાતુ નથી. પણ મુસ્લીમ ઇતિહાસોને આધારે કેમ્બ્રીજ હીસ્ટરી ઓફ ઈન્ડીઆ (ગ્ર. ૩ પૃ ૧૧૨) માં લખ્યું છે કે રામચન્દ્રના સામન્ત તરીકે નન્દુરબારમા કીલ્લો બાધી રહીને કર્ણ એક નાની ઠકરાત ઉપર રાજ્ય કરતો હતો પણ ત્યાં ગુજરાતના સુલતાન અલપખાને એના ઉપર ઈ. સ ૧૯૦૬–૭માં હુમલો કર્યો, ત્યારે કર્ણે બે મહીના સુધી ટકાવ કર્યો બીજી તરફથી સં. ૧૩૯૩મા રચાયેલા નાભિનદનોદ્ધાર પ્રબધમા કહ્યું છે કે "અલાઉદ્દીનના પ્રતાપથી કર્ણરાજા હારીને પરદેશમાં ગયો અને ત્યા રખડી રઝળીને રાક માણસ પેઠે મરણ પામ્યો."[4] ઉપલી વાત સાથે આને

---

૧ ઈલીઅટ ગ્ર. ૩ પૃ–૧૬૩

૨ જુઓ પુરાતત્ત્વ પુ. ૪ પૃ. ૨૫૫

૩ દક્ષિણનો પૂર્વ સમયનો ઇતિહાસ પૃ. ૧૯૨ થી ૧૯૯

૪ गूर्जरत्राधिपः कर्णस्तूर्णं यस्य प्रतापतः ।
नष्ट्वा गतो विदेशेषु भ्रान्त्वाथो रकवन्मृतः ॥

જુઓ પુરાતત્વ પુ. ૪ પૃ. ૨૭૨મા આપેલો ઉતારો

મારા ધારવા પ્રમાણે વિરોધ નથી. કારણ કે છેવટ તો કર્ણની એજ સ્થિતિ થઈ. પણ તેના કુટુંબનું શુ થયુ? કર્ણની રાણી મુસલમાનોના હાથમા પકડાઇ ગઈ હતી એટલું તો ઝીઆઉદ્દીન બર્ની કહે છે પણુ રાણીનુ નામ તેણે લખ્યુ નથી. પણ તેનુ નામ કૌલાદેવી હતું તેને અલાઉદ્દીને પોતાની બેગમ બનાવી અને કર્ણની પુત્રી દેવલદેવીને દેવગઢથી પકડી મગાવી શાહજાદા ખીજરખાન જોડે પરણાવી હતી એવી વાત પાછળના ફિરિસ્તા, બદાઉની વગેરે મુસ્લીમ ઇતિહાસ લેખકોએ લખી છે અને તેઓનો આધાર અમીર ખુશરૂનું 'દવલરાની ખિજ્ર ખાન' નામનુ ફારસી કાવ્ય છે, એમ બાબુ જગનલાલ ગુપ્તે કહે છે તે ખરૂ લાગે છે.[1] હવે અમીર ખુશરૂ અલ્લાઉદ્દીનનો સમકાલીન હતો પણ તેણે લખ્યું છે તે કલ્પિત વૃત્તાન્તવાળું કાવ્ય છે, ઇતિહાસ નથી. એ વખતનો ઇતિહાસ તારિખે ફિરૂજશાહીમાં ઈ. સ. ૧૩૫૬ મા ૭૪ વર્ષની ઉમ્મરે વિસ્તારથી આલેખનાર ઝીઆઉદ્દીન બર્નીએ કૌલાદેવીને બેગમ બનાવ્યાની કે દેવળદેવીને શાહજાદા સાથે પરણાવ્યાની કાઈ વાત લખી નથી.[2] વળી નાભિનંદનોદ્ધાર પ્રબધ કે કાન્હડદે પ્રબધ જેવા પ્રબધોમા પણ એવું કાઈ સૂચન નથી એ જોતાં મુસ્લીમ કવિની આ કલ્પના જ છે અને તેમા કશું ઐતિહાસિક તત્ત્વ નથી એમ શ્રી. બાબુ જગનલાલ ગુપ્તે અને શ્રી રામલાલ ચુનીલાલ મોદી પેઠે મારૂ પણ માનવું છે.[3]

કર્ણને કૌલાદેવી કે કમળાદેવી શિવાય બીજી બે રાણીઓ હતી (૧) કેરાકોટના જાડેજા દેશળજીની દીકરી અને (૨) ભટી ગજસંધજીની દીકરી સાજ કુંવરાજી બા, એમ ભાટ લોકો કહે છે.[4] વળી તેઓ ઉમેરે છે

---

૧ જુઓ નાગરી પ્રચારિણી પત્રિકા ભા. ૧૧ અ. ૪

૨ જુઓ હલીઅટ ગ્ર. ૩

૩ નાગરી પ્રચારિણી પત્રિકા ભા. ૧૧ અં. ૪ તથા ગુજરાતીનો દીપોત્સવી અક ૧૯૩૩ પૃ. ૧૫ થી ૧૭.

૪ જુઓ ગુજરાતના કેટલાક ઐતિહાસિક પ્રસગો અને વાર્તાઓ પૃ. ૨૭૧

કે પ્હેલી રાણીને વરસંગદેજી નામનો કુંવર થયો હતો અને બીજીને સારગદેવજી નામનો કુંવર થયો હતો; એ બેય કુંવરો કર્ણના જીવતાં જ સરધાર જીલ્લાની તથા ભીલડી જીલ્લાની જાગીરો ભોગવતા હતા. આ કુંવરોએ કર્ણના મરણ પછી કડી પરગણું હાથ કરી કેટલીએક બેગમોને કેદ કરી અને બાહેધરી લઇ અલાઉદ્દીનને મળ્યા. અને બાદશાહે તેઓને પાચસો ગામો આપ્યાં તેમા ૨૫૦ ગામો સાથે કલોલ જીલ્લો સારંગદેને મળ્યો અને ૨૫૦ ગામો સાથે સાણંદ જીલ્લો વરસંગદેને મળ્યો. આમાંથી કલોલના વશમાં અહમદશાહના વખતમાં બારવટુ ખેડનાર વરહોજી જેતાજી થયા.[1]

પાછળથી વાઘેલા ગરાશીઆને કર્ણના વશના ઠરાવવાનો ભાટોનો પ્રયત્ન આ દંતકથામાં દેખાય છે. કર્ણની આ બે રાણીઓ વિષે કે તેના આ પુત્રો વિષે આ વહીવચા બારોટના કથન શિવાય કોઈજ પુરાવો મળતો નથી અને બેગમોને કેદ કર્યા વિગેરેની વાત તો જેતાજી વરહોજીની વાતનુ[2] પ્રતિબિંબજ છે ટુંકામા આ ઉપરની દંતકથાને કશો આધાર નથી વળી એજ બારોટે અર્જુનદેવ, અને સારગદેવના રાજ્યકાળનાં જે વર્ષો લખાવ્યા છે તે ખોટા છે અને ઘેલો કરણ લડીને મૂવો એમ એ બારોટે લખાવ્યુ છે એ પણ પદ્મનાભ, જિનપ્રભસૂરિ અને મુસલમાન ઈતિહાસ લેખકોના કથનથી વિરૂદ્ધ હોઈને ખોટું છે એ જોતાં ઉપરનો વૃત્તાન્ત તદ્દન કલ્પિત ઠરે છે.

## ઉપસંહાર

છેલ્લા પ્રકરણમાં જોયું તેમ ઉલુઘખાને ગુજરાતના રાજા ઉપર અતિ સહેલાઈથી વિજય મેળવ્યો. એનું મુખ્ય કારણ એ હતું કે

---

૧. ગુજરાતના કેટલાક ઐતિહાસિક પ્રસંગો અને વાર્તાઓ પૃ. ૨૭૨

૨. જેતાજી વરહોજીની વાર્તા માટે જુઓ અંજન પૃ. ૩૫૫ થી આગળ તથા રાસમાળા આ. ૩ પૃ. ૪૩૯ થી આગળ.

અલાઉદ્દીનનુ લશ્કરી બળ કર્ણના લશ્કરી બળ કરતાં ન[illegible] જ ન થઈ શકે એટલુ અધીઆતું હતું. વળી મુસલમાનોને હાથે એકલા ગુજરાતના રાજાએ હાર ખાધી એમ નથી. આ રીતે એક પછી એક હિંદુ રાજ્યો પડતા ગયા છે અને ગુજરાતના રાજાની હાર થઈ તે કાળે તો આખો ઉત્તરહિંદ મુસ્લીમ સત્તા નીચે આવી ગયો હતો. અને દક્ષિણમા પણ મલિક કાફુરે દિગ્વિજય કર્યો હતો.

મુસ્લીમોને આ વિજય કાંઈ એકદમ અને સહેલાઈથી મળ્યો નથી. દિલ્હીની ગાદી ઉપર પહેલો હુમલો કર્યા પછી બસો કરતાં વધારે વર્ષે અને કાબુલના હિંદુ રાજ્યના નાશ પછી ત્રણસો વર્ષે ઉત્તર હિંદને મુસ્લીમો વશ કરી શક્યા છે. વચ્ચે મુસ્લીમો કેટલીકવાર હારી ગયાના દાખલા આ ઇતિહાસમા પણ નોંધ્યા જ છે. વળી જે કારણોથી ગુજરાતના રાજાની હાર થઈ તે કારણો, દીલ્હી, કનોજ, માળવા, મેવાડ વગેરે ઉત્તરહિંદીય રાજ્યોને સમાન રીતે લાગુ પડે છે. અને એ કારણથી આ ગ્રંથમા એ કારણોનો વિચાર કરવાની જરૂર માની નથી. બાકી અંદર અંદર લડીને આ રાજપૂત રાજ્યો નબળા પડી ગયા હતા.[1] અને યુદ્ધકુશળ મનુષ્ય બળ મરી ગયુ હતું, વ્યક્તિશઃ રજપૂતો શૌર્યમા, હિંમતમા અને ધર્મ કે રાજ્ય માટે મરી ફીટવામાં મુસ્લીમો કરતા ઉતરતા નહોતા છતાં લશ્કરી બળમા-સંખ્યામાં અને હથીઆરો વગેરેમા મુસ્લીમ કરતાં હિંદુ રાજ્યો ઘણા નબળાં અને લશ્કરી વ્યવસ્થા ઉતરતી કક્ષાની વગેરે કારણો મધ્યકાલીન હિંદના ઇતિહાસના અભ્યાસીને વિદિત જ છે.

ઉપર પ્રમાણે સુલતાન અલાઉદ્દીનના સરદાર ઉલુઘખાનને હાથે કર્ણ વાઘેલાની હાર થઈને ગુજરાતના રાજપૂત સામ્રાજ્યનો વિ. સં. ૧૩૫૬માં એવો નાશ થયો કે પછી ગુજરાતમા હિન્દુ સામ્રાજ્ય

૧ આ પરસ્પર કલહના દાખલાઓ આ ઇતિહાસમા નોંધાયા જ છે. ભીમદેવના રાજ્યકાળમા જ સં. ૧૨૮૦ મા સોલંકી જયન્તસિંહ પાટણનો રાજા હતો.

ઉભું જ ન થઈ શક્યુ. ગૂજરાતના દૂરના ભાગોમાં તથા કાઠીઆવાડમાં અનેક નાના મોટા રાજપૂત રાજ્યો પાટણ પડયા પછી પણ સ્થપાયાં છે પણ રાજપૂત સામ્રાજ્ય નથી ઉભું થઈ શક્યુ. અણહિલપુર પાટણની વિ. સં. ૮૦૨માં સ્થાપના થઈને ધીમે ધીમે ખાસ કરીને સોલંકી સમયમાં મૂળરાજદેવ, ભીમદેવ, કર્ણદેવ પ્હેલો, સિદ્ધરાજ અને કુમારપાલ જેવા પરાક્રમી રાજાઓના રાજ્યકાળમાં સામ્રાજ્યનો ઘણો વિકાસ થયો અને ગૂજરાતનાં શહેરોએ સમૃદ્ધિની ટોચ જોઈ. પછી હિંદુ સામ્રાજ્યના નાશ સાથે હિંદુ સંસ્કૃતિ–સમૃદ્ધિ વગેરેનો કેટલો નાશ થયો, શું બચ્યું પછીના સમયમા ખીલેલી મુસ્લીમ સલ્તનત નીચે ગૂજરાતનું કેવું રૂપાન્તર થયુ વગેરે ઇતિહાસ આ પુસ્તકનો વિષય નથી.



## પરિશિષ્ટ ૧

### સોલંકી સમયનાં ગુજરાત અને પાટણ

વિ સં ૮૦૨ મા જૂના અણહિલપુર પાટણની સ્થાપના થઈ તે પ્હેલા ગુજરાતની રાજકીય, ધાર્મિક, સામાજીક વગેરે સ્થિતિ કેવી હતી તે આ પુસ્તકના **પૂર્વ સ્થિતિ** નામના પ્હેલા પ્રકરણમા સવિસ્તર દર્શાવ્યુ છે. વિ. સં ૯૯૮ મા મૂળરાજે સોલકી વશની સત્તા સ્થાપી ત્યારે પૂર્વ સ્થિતિમા કેવો ફેરફાર થયો હતો તે પણ ટુંકમા પ્રકરણ પાંચમામા નોધ્યું છે અને પછી તો સોલકી વશના જુદા જુદા રાજાઓના વર્ણન પ્રસંગમાં ઉપલબ્ધ માહીતી આપી છે એટલે વાચનાર પોતાની મેળે તત્તત્કાલીન પરિસ્થિતિનો ખ્યાલ બાધી શકશે. છતા અહીં સોલકી સમયના ગુજરાત તથા પાટણનું સામાન્ય વર્ણન કરવું યોગ્યછે.

ગુજરાતનો મોટો ભાગ અણહિલપુર પાટણ સ્થપાયા પ્હેલાં જ વસેલો હતો કેટલાક ખાસ કરીને સુરત ભરૂચનાં કાંઠાનાં અને કાઠીઆવાડના ગામોને વસ્યે તો એ વખતે સેંકડો વર્ષો થઈ ગયાં હતા અને સોલંકી સમયમાં ગુજરાતનો મધ્ય ભાગ પણ ખૂબ વસી ગયો. આ રીતે ખૂબ વસેલા અને બ્હોળા વેપારવાળા તથા પૈસે ટકે સુખી ગુજરાત વિષે વિ. સં. ૧૩૯૩મા કક્કસૂરિએ લખેલા નાભિનદનોદ્ધાર પ્રબંધમાં એક વેપારી પાસે બીજા વેપારીને મોઢે ગુજરાતનું નીચે પ્રમાણે વર્ણન કરાવ્યુ છે. "ગુજરાતના ગુણનુ વર્ણન તો હજાર જીભવાળો પણ ન કરી શકે છતાં વર્ણન કરવું હોય તો કહેવાય કે એ દેશની ભૂમિ સર્વ પ્રકારનાં ધાન્યો ઉત્પન્ન કરવામાં સમર્થ છે. ત્યાંના કુવાઓમાં જમીનની નજીક પુષ્કળ પાણી હોય છે. ત્યાં નારગી, લીંબુ, જાંબુ, લીમડા, કદબ, કેળ, સરગવો, કોઠાં, કરમદા, ચારોળી, પીલુ, આંબા, બહેડાં, સીતાફળ, બીજોરાં, ખજુર, દ્રાખ, શેરડી, ફણુસ, તથા બોલસરી, કેવડો, જાઇ, ચંપો

શેવતી, માલતી, જાસુદ, જુઈ, વાળો વગેરે અનેક જાતના ઝાડો તથા વેલાઓ થાય છે, પણ કેટલાકના નામ કહું? પૃથ્વીમાં જેટલાં ફુલફળના ઝાડો થાય છે તે બધા ગુજરાતમાં થાય" છે (અલબત્ત છેલ્લા કથનમા દેશાભિમાન પ્રેરિત અત્યુક્તિ છે).

"વળી એ ભૂમિના ગુણને લીધે મગ, તુવેર, અડદ, ઘઉ, ડાગર, જુવાર વગેરે બધી જાતનાં અનાજ ત્યાં થાય છે.

ગુજરાતના વતનીઓ ઘણાં બન્દરોમા પોતાનો વેપાર ખેડે છે અને થોડા વેપારથી અઢળક ધન મેળવે છે, જ્યા સોપારીના કટકાઓ અને નાગરવેલના પાન લોકોનાં મુખને રગે છે; જ્યાં મુસાફરોને પોતાની સાથે રસ્તામા ભાતુ કે પાણી રાખવા પડતા નથી કારણ કે ઠેકઠેકાણે પરબો, કુવાઓ, સરોવરો છે, અને ગામેગામ અન્નસત્રો છે. જ્યાં મુસાફરોને વૃક્ષોની ઘીચઘટા નીચે ચાલવાનું હોવાથી તડકાનું દુઃખ સહન કરવુ પડતુ નથી જ્યા શત્રુજય, ગિરનાર, સોમનાથ, બ્રહ્મસ્થાન (ખેડ બ્રહ્મા?) મૂલસ્થાન (કચ્છના મડલી ગામના મૂલેશ્વરનુ સ્થાન હશે?) અને સૂર્યનુ સ્થાન (મોઢેરા) વગેરે તીર્થો છે. એ દેશના લોકો હમેશા કસુબાના અને મજીઠના રંગથી રગેલા અને ઉંચી જાતના વણાટવાળા ભાતભાતનાં કપડાં પહેરે છે. એ દેશના લોકોના ઉપકારો, મીઠા બોલો અને સદાચારોથી ખુશ થયેલા પડિતો તેને વિવેક બૃહસ્પતિ કહે છે. પૃથ્વીમા જેટલા દેશો છે તેમાથી તો કોઇ આના જેવો નથી બાકી સ્વર્ગ તો જોયું નથી એટલે એની સાથે તો કેમ સરખાવી શકુ?

જે દેશના ગામડાઓ પણ અપાર વૈભવવાળા અને શહેરો જેવા છે ત્યા શહેરોની સંખ્યા તો શી રીતે ગણાવું? અને અણહિલપુર, ખભાત વગેરે અસંખ્ય સ્વર્ગનાં શહેરો જેવા શહેરો છે."[૧]

આ સમૃદ્ધિથી ભરપૂર દેશના લોકો વિલાસપ્રિય હોય

૧ જુઓ પુરાતત્ત્વ પુ. ૫ અ. ૧ પૃ. ૧ થી ૬

# સોલંકીવંશની વંશાવળી

રાજિ
- ૧ મૂળરાજ (વિ સં ૯૯૮થી ૧૦૫૩)
  - ૨ ચામુંડરાજ (સં ૧૦૫૩થી ૧૦૬૬)
    - ૩ વલ્લભરાજ (સ. ૧૦૬૬)
    - ૪ દુર્લભરાજ (સં ૧૦૬૬થી ૧૦૭૮)
    - નાગરાજ
      - ૫ ભીમદેવ (સ ૧૦૭૮થી ૧૧૨૦)
        - ક્ષેમરાજ
          - દેવપ્રસાદ
            - ત્રિભુવનપાલ
              - ૮ કુમારપાલ
              - મહીપાલ
                - ૯ અજયપાલ (સ. ૧૨૨૯થી ૧૨૩૨)
                  - ૧૦ મૂળરાજ (સ. ૧૨૩૨થી ૧૨૩૪)
                  - ૧૧ ભીમદેવ બીજો* (સં. ૧૨૩૪થી ૧૨૯૮)
                    - ૧૨ ત્રિભુવનપાલ (સં. ૧૨૯૯)
        - ૬ કર્ણ પહેલો (સ. ૧૧૨૦થી ૧૧૫૦)
          - ૭ સિદ્ધરાજ જયસિંહ (સ ૧૧૫૦થી ૧૧૯૯)

---

* ભીમદેવના રાજ્યકાળમા જ સં. ૧૨૮૦માં સોલંકી જયન્તસિંહ પાટણનો રાજા હતો,

# સોલંકીવંશની વાઘેલા શાખાની વંશાવળી



એ સહજ છે. ખેડુઓ અને તેની સ્ત્રીઓ એક જાતનો દારૂ પીતાં[1]; બળદની ગાડીઓની હોડથી ગામડાના લોકો રમતા અને ક્ષત્રિયો ઘોડેસ્વારીની શરત રમતા[2], દ્યૂત, દારૂ અને વેશ્યાઓની ખોટ નહોતી[3] વગેરે વિલાસમયતાનાં પુષ્કળ ચિહ્નો પ્રબંધોમા મળે છે. ગુજરાત જેવુ ઉત્સવ પ્રિય આજે છે તેવુ પ્હેલાંયે હતુ અને દીવાળી તથા નવરાત્રિ જેવા ગુજરાતના મોટા તહેવારોનો ઉલ્લેખ દ્વયાશ્રયમા મળે છે[4]

**રાજકીય સ્થિતિ**–એ વખતની રાજકીય વ્યવસ્થામા સૌથી અગત્યનુ અંગ એટલે રાજા. છેક કૌટિલીય અર્થશાસ્ત્રના વખતથી એ સ્થિતિ હતી પ્રજામતને અનુસરતી રાજ્ય વ્યવસ્થા વાળા ગણુ રાજ્યો જૂનાકાળમાં આ દેશમાં હતા ખરા પણ ગુપ્ત સમય પછી એ પ્રકારની રાજ્ય પદ્ધતિ તદ્દન લુપ્ત થઇ ગઇ. અને ગુજરાતમા સોલકી સમયમાં તો ગ્રામપચાયત તથા મહાજન વ્યવસ્થાને બાદ કરતા પ્રજામતનું રાજ્ય વ્યવસ્થામા કશું પણ સ્થાન હોય એમ દેખાતુ નથી. રાજાજ સર્વ સત્તાધીશ અને તેના અધિકારીઓ મારફત એ બધી રાજ્ય વ્યવસ્થા જાતે કરે એ સ્થિતિ હતી. રાજાઓ અને મત્રીઓ વિષે મૂળમા કહેવા જેવું બધું કહેલું છે

મહેસુલી વ્યવસ્થા માટે સોલકી સમયમા દેશના મડળ, વિષય, આહાર વગેર વિભાગો જૂના વખત પેઠેજ ચાલુ રહ્યા છે. અલબત્ત આહાર ( જીલ્લા ) વગેરેની વ્યવસ્થામા ફેરફારો થયા હોવાનો સંભવ છે. પણ આ બાબતની વિગતો કયાય નોધાયેલી નથી એજ રીતે રાજકીય વ્યવસ્થા માટેના અધિકારીઓની જે નોધ વલભી તામ્રપત્રો ઉપરથી પૂર્વ સ્થિતિમા કરી છે તેમાં પણ વિશેષ ઉમેરવા જેવુ કાઇ

---

૧ જુઓ દ્વયાશ્રય સર્ગ ૧૭ શ્લો. ૧૧૯

૨ દ્વયાશ્રય સ. ૧ શ્લો ૬૧ તથા પ્ર. ચિ પૃ. ૪૩

૩ આજ ગ્રન્થમા પૃ. ૩૦૪ થી ૩૦૬

૪ દ્વયાશ્રય સ. ૨ શ્લો. ૧૦૬, સ. ૩ શ્લો. ૬

નથી. રાજ્ય વિસ્તાર વધતાં અધિકાર શ્રેણી એની એ રહ્યા છતા અધિકારોની તથા અધિકારીઓની સંખ્યા વધી હોવાનો સંભવ છે પણ તેની વિગત મળતી નથી.

**સામાજીક સ્થિતિ**—પાટણની સ્થાપના પ્હેલા ગુજરાતના સમાજની જે સ્થિતિ હતી તે ઘણી બાબતમા સોલકી સમયમાં પણ ચાલુ રહી છે પણ એક બાબતમા મોટો ફેરફાર થયો છે. પ્રાચીન ચાર વર્ણની વ્યવસ્થા નામમાં ચાલુ રહેવા છતા નવી જ્ઞાતિ વ્યવસ્થા જોરમાં આવી છે બ્રાહ્મણો ઇતર વર્ણની પણ કન્યા પરણી શકતા એ સ્થિતિ બદલાઇને બ્રાહ્મણોમાં અંદર અદર પણ બેટી વ્યવહારની બાબતમા દિવાલો ઉભી થઇ છે બ્રાહ્મણ વાણીઆની અનેક જ્ઞાતિઓના નામો આ સમયના ઉત્કીર્ણ લેખોમા તથા પ્રબધોમા મળે છે[1]

**ધાર્મિક સ્થિતિ**—ધાર્મિક સ્થિતિમાં સોલકી સમય દરમીયાન બે મોટા ફેરફારો થયા છે. (૧) બૌદ્ધધર્મનો તદ્દન લોપ અને જૈન ધર્મનો બ્હોળો પ્રચાર, ગુજરાતમા જૈન ધર્મનુ જે જોર અત્યારે દેખાય છે તે સોલકી સમય દરમીયાન ઉત્પન્ન થયુ છે[2] અને (૨) બ્રાહ્મણ ધર્મમાથી યજ્ઞમાર્ગ લગભગ લુપ્ત થઈ જઈને—અથવા અમુક બ્રાહ્મણ કુળોમાજ મર્યાદિત રહીને તેને સ્થાને વિષ્ણુ, શિવ, સૂર્ય અને દેવીની ભક્તિના પ્રાધાન્ય વાળો મદિર, વાવ, કુવા, તળાવ ધર્મશાળા અન્નસત્ર વગેરે પૂર્તધર્મબહુલતા વાળો તથા બ્રાહ્મણે તરવર્ણોના લોકોને પુષ્કળ સમાસ આપતો પૌરાણિક ધર્મ ગુજરાતમા વ્યાપક થઈ ગયો છે[3]

---

૧ જુઓ આજપુસ્તકમા પ્ર. ૧૧ મુ તથા પૃ. ૧૪૩, પૃ. ૨૦૨ આદિ

૨ જુઓ કુમારપાલ અને વસ્તુપાલ તેજપાલના ચરિત્રો પ્ર. ૧૩ અને ૧૭

૩ બ્રાહ્મણોને બલિચરુ વૈશ્વદેવ માટે વલભી અને રાષ્ટ્રકૂટદાનો અપાયાં છે. ત્યારે સોલંકી દાનોનો મોટો ભાગ મન્દિરોને તથા તેના પાશુપત આચાર્યોને અપાયો છે. દાખલાઓ માટે જુઓ પૃ. ૧૬૨

## વિદ્યા અને અક્ષર જ્ઞાન

બ્રાહ્મણોનુ હિંદુ સમાજમા જે ઉચ્ચુ સ્થાન પ્હેલા હતુ અને જેનો ઉલ્લેખ મુસ્લીમ લેખકોએ પણ કર્યો છે[1] તે સોલકી સમયમાં પણ ચાલુ રહ્યુ છે રાજદરબારમા પુરોહિત, મત્રી વિદ્વાન કે કવિ તરીકે બ્રાહ્મણોનુ સન્માન થતુ હોવાના દાખલા પ્રબધોમાંથી મૂળમા ઉતાર્યાજ છે. કેટલાક બ્રાહ્મણો અધ્યયન અધ્યાપનનુ સ્મૃત્યુક્ત કર્મ કરતા રહ્યાના દાખલા પણ નોધાયા છે. છના સાહિત્યની બાબતમા જોઇએ છીએ તો છેલ્લાં સો વર્ષને બાદ કરતા બાકીના વખતમાં જૈનોની જ સાહિત્ય પ્રવૃત્તિ જોવામા આવે છે. બ્રાહ્મણોના અન્ય દેશકાળમાં રચાયેલા ગ્રન્થોની ગુજરાતમાં હાથપ્રતો લખાઇ છે અને ભડારોમાં સચવાઈ છે. એટલે લહીઆનો ધધો ઘણો ચાલતો હશે. પણ બ્રાહ્મણોની ગ્રન્થરચના પ્રવૃત્તિ તો વિ. સં. ૧૨૭૫ પછી જોવામા આવે છે. પણ બ્રાહ્મણો, જૈનો અને કાયસ્થોમા અક્ષર જ્ઞાનનો પ્રચાર જરૂર હતો. ક્ષત્રિયોમાથી માળવાના અને બીજા પણ કેટલાક રાજાઓ સારા સંસ્કૃત વિદ્વાન અને ગ્રન્થકાર તરીકે પણ પ્રખ્યાત થયા છે પરતુ ગુજરાતના સોલકી રાજાઓમાંથી કોઈ વિદ્વાન હોવાનો પુરાવો નથી

**કળાને ઉત્તેજન**—સોલકીકાળની ચિત્રકળાના દાખલા મળતા નથી, જોકે ચિત્રકળા પ્રચલિત હોવાના ઉલ્લેખો છે. સંગીત વિષે એથી પણ ઓછુ જાણવામા આવ્યુ છે. પરતુ શિલ્પ અને સ્થાપત્યને ગુજરાતના રાજાઓ, મત્રીઓ અને શ્રીમત વેપારીઓએ ઘણુ ઉત્તેજન આપ્યુ હતુ અને શિલ્પના નહિ પણ સ્થાપત્યકળાના તો ઉત્તમ નમુનાઓ એ કાળે સર્જાયા છે.[2]

---

૧. જુઓ પૃ. ૧૧૨

૨ જુઓ આબુના મદિરો, ગિરનારના મદિરો, સોમનાથ, મોઢેરા, સહસ્રલિગ સરોવર વગેરના આ ગ્રન્થમા આપેલા વર્ણનો.

**ન્યાયનું ધોરણ**—ન્યાયની તત્કાલીન પ્રથા વિષે પ્રબંધોમાં કશી વિગતો મળતી નથી અને જે દાખલા મળે છે તેમાં રાજાનો હુકમ એ જ ન્યાય એ સ્થિતિ દેખાય છે.[1] છતાં વિગતો તપાસવી પડે તથા કાયદાના જ્ઞાનની જરૂર પડે એવા વારસા હક્કના, લેવડદેવડના કે મારામારીના ઝઘડાઓના ચુકાદા તો ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્રના ગ્રન્થો કહે છે તેમ એક કે વધારે તદ્વિદ પંડિત અધિકારીઓ જેને વલભી સમયમા અધિકરણિક[3] કહેલ છે તેઓની સલાહથી જ લેખિત પુરાવાઓ તથા સાક્ષીઓ તપાસીને અને એ કશું ન હોય ત્યાં દિવ્ય[2] દ્વારા અપાતા હશે. વ્યવહારમાં તો ધર્માધિકરણ (ન્યાયમન્દિર) ના પંડિતો જ સાધારણ રીતે ન્યાય આપવાનુ કામ કરતા હશે.[4] ગામડાઓના નાના ઝઘડાઓ તો ગ્રામ્યપચોથી પતાવાતા હશે; આવાં પંચોમાં સરપચ રાજ્ય તરફથી નીમાતા હોવાના પુરાવા અન્યત્ર મળે છે.

**વર્ણવ્યવસ્થા**—જ્ઞાતિઓના વાડાઓથી બ્રાહ્મણાદિવર્ણની લગ્ન વ્યવહારમા વર્ણૈકતા તુટયા છતાં કેટલીક બાબતમા વર્ણવ્યવસ્થા સોલકી સમયમા અત્રુટિત રહી હતી (૧) બ્રાહ્મણો મોટેભાગે સ્મૃત્યુક્ત યજન અધ્યયનાદિ બ્રહ્મકર્મ કર્યા કરતા અને રાજાઓ, મત્રીઓ અને શ્રીમતો પાસેથી મળતા દાનો વડે નિર્વાહ કરતા એ રીતે પૂરૂં ન થાય તેઓ યુદ્ધ, ખેતી કે વ્યાપાર પણ કરતા હશે. (૨) ક્ષત્રિયો એટલે હાલના રજપૂતોના પૂર્વજોને એ કાળે તો યુદ્ધાદિની ચાલુ કામગીરી મળ્યા કરે એટલા નાના મોટા બખેડા થયા કરતા. વૈશ્યો અને શૂદ્રોમાંથી સુતાર, લુહાર, કડીઆ, સોની વગેરે કારીગરો તથા ખેડુઓ પોતપોતાના ધધાઓ બાપદાદાને પગલે ચાલી પોતપોતાના ગામમા કર્યા કરતા. વણકર, ધોબી, ચમાર વગેરે અન્ત્યજો સમાજનાં આજની પેઠે જ

---

૧ જુઓ પ્ર. ચિ. પૃ. ૧૯૨ ચૂકાવિહાર પ્રબધ

૨ જુઓ પૃ. ૧૯

૩ જુઓ પૃ. ૨૭ ટિ. ૧

૪ જુઓ લેખ પદ્ધતિ (ગા. ઓ. સી.)મા પૃ ૧૫માં ન્યાયવાદ.

કેટલાક ઉપયોગી કામો કરતા અને ચંડાલો ગામબહાર રહેતા અને રાજાજ્ઞાથી મોટા ગુન્હેગારોને મારી નાખવાનુ કામ કરતા. દાસો, અને દાસીઓ બજારમા વેચાતા, અને તેઓની સ્થિતિ લગભગ પશુ જેવી જ હતી.[૧]

**વેપાર અને નાણું**—સોલંકી સમયની સામાજીક સ્થિતિમાં જે વસ્તુ ખાસ ધ્યાન ખેંચે છે તે ગુજરાતના વેપારની વૃદ્ધિ અને તે દ્વારા વધેલી ગુજરાતની સમૃદ્ધિ. ભરૂચ અને ખભાતના બંદરોના બ્હોળા વેપારની ખ્યાતિ આ પહેલાંના કાળમાયે હતી પણ સોલંકી સમયમા જળમાર્ગે તથા સ્થળમાર્ગે ગુજરાતના સાહસિક વેપારીઓએ વેપાર કરીને ગુજરાતમા ધનની જાણે નદીઓ ચલાવી[૨] પણ ઐતિહાસિક દૃષ્ટિએ જે વધારે મહત્ત્વનું છે તે એ કે ગુજરાતમાં વેપારી બુદ્ધિ તે કાળે ખીલી તે આજ સુધી જીવતી છે

જ્યા બહોળો વેપાર હોય ત્યા નાણાંની લેવડદેવડ પણ પુષ્કળ થાય, એટલે કોઈક જાતનુ નાણુ ચાલતુ હોવુ જોઇએ. દ્રમ્મ, રૂપક તથા સુવર્ણના ઉલ્લેખો મળે છે. છતા એકાદ અપવાદ શિવાય ગુજરાતના કોઈ સોલંકી રાજાના નામનો સીક્કો મળ્યો નથી જોકે એ જ સમયના કનોજના ગહડવાલ રાજા ગોવિન્દચન્દ્રના સોનાના તથા ત્રાંબાના સીક્કા મળ્યા છે[૩] એટલે ગધૈયા સીક્કા જ ચાલતા હશે એવું અનુમાન છે. વળી વ્યાજનો દર ચોવીસ ટકા જેટલો ભારે હોવાના ઉલ્લેખો મળે છે.[૪]

**વિશિષ્ટ લક્ષણો**—વેપારથી પૈસો મેળવવાની આવડત અને એ પૈસાના જોરથી વ્યવહારના ઘણાખરા ક્ષેત્રોમા રસ્તો કાઢવાની જે કુશળતા ગુજરાતીઓમા આજે જોવામા આવે છે, જે લક્ષણુથી

---

૧ જુઓ લેખપદ્ધતિ પૃ ૪૪મા દાસીપત્રવિધિ.

૨ જુઓ આજ ગ્રન્થમા પૃ. ૩૨૫

૩ ભારતકે પ્રાચીન રાજવંશ ભા ૩, પૃ. ૧૦૫

૪ લેખ પદ્ધતિ પૃ. ૩૩ व्यवहारपत्रम्.

ગુજરાતી ભારતભરમાં ઓળખાય છે તે લક્ષણ સોલંકી સમયમાં પહેલીવાર નજરે પડે છે. અહી એક જ દાખલો બસ છે. વિ. સં. ૧૩૬૯મા શત્રુંજય પરનાં તથા આબુનાં મદિરોને મુસલમાનોએ તોડયાં હતા. અને સમરારાસોમા કહ્યુ છે તેમ "ક્ષત્રિયોની તરવારોથી કે સાહસિકોના સાહસથી કાંઈ વળે એવુ નહોતુ." એ વખતે પાટણના જૈન વેપારી સમરાસિંહે ગુજરાતના સુબા અલપખાનને રીઝવી તેની પાસેથી એ મદિરોના જીર્ણોદ્ધાર માટે પરવાનગી મેળવી, સ. ૧૩૭૧માં શત્રુંજયનો અને ૧૩૭૮માં આબુના મદિરોનો જીર્ણોદ્ધાર કર્યો[૧] આ દાખલો પૂરતો સૂચક છે.

બાકી નોધવાયોગ્ય લક્ષણોમા ગુજરાતની એ વખતની પ્રજા અતિશય વહેમી–નજર લાગવામા, શકુનમાં, તથા ચમત્કારોમાં ખૂબ શ્રદ્ધાવાળી હતી.[૨] વળી ગુજરાતના લોકોને વિદ્યાનુ નહિ પણ બુદ્ધિનુ અને ધૂર્તકળાનુ પણ અભિમાન હતુ.[૩] આ વારસો પણ હજી ગુજરાતીઓએ જાળવી રાખ્યો છે અને બુદ્ધિનુ અભિમાન હોવા છતાં ગુપ્તકાળ કરતાં સોલકી સમયની બુદ્ધિ ઘણી ઉતરતી કક્ષાની દેખાય છે. તત્કાલીન પ્રબધોમાથી જે લોકમાનસ દેખાય છે તે ગુપ્તયુગ કરતાં ઘણા ઓછા સંસ્કારવાળુ, અલ્પબુદ્ધિવાળુ અને મોટી યોજના કે વ્યવસ્થા કરવાની શક્તિ વગરનું, ધધા તથા ધર્મ શિવાયની બાબતમાં ઉંડી સમજણ વગરનુ અને કથાવાર્તામા બાલોચિત રસ લેનારૂ દેખાય છે.

**પાટણ શહેર**

સોલકી સમયમાં અણહિલપુર પાટણ, ખભાત, ભરૂચ, ધોળકા વગેરે ગુજરાતમા મોટા શહેરો હોવાના પુરાવા પ્રબધોમાંથી મળે છે, પણ અહીં

---

૧ જુઓ સમરારાસો. જિનપ્રભસૂરિકૃત તીર્થકલ્પમા શત્રુંજયકલ્પ, કક્કસૂરિકૃત નાભિનદનોદ્ધાર પ્રબધ. જૈન સાહિત્યનો ઇતિહાસ પૃ. ૪૨૪થી ૪૨૭ અને તેની જ ટિ. ૪૧૬ તથા ૪૨૯

૨ જુઓ પ્રબધ ચિંતામણિ પૃ ૫૫, ૭૬, ૯૨, ૯૫, ૧૩૩, ૧૮૧, ૧૮૬, ૨૦૧ વગેરે.

૩ જુઓ. પ્ર. ચિ. પૃ. ૯૭ તથા પૃ. ૧૩૧

તો ગુજરાતના રાજપૂત રાજાઓની સાડાપાંચસો વર્ષ સુધી રાજધાની રહેલા અણહિલપુર પાટણનુ જ ટુંકામાં વર્ણન કરવાની જરૂર લાગે છે. કારણકે રાજધાનીનુ આ ગ્રંથમા અન્યત્ર વર્ણન કર્યુ નથી.

હાલનું પાટણ ઘણુ કરી પદરમા શતકમા[1] અથવા જૂનાનો નાશ થયા પછી તરતમા નવુ વસેલુ છે અને તેનો કિલ્લો ઘણુ કરી વિ. સ. ૧૭૯૨મા બધાયો હશે એવુ જૂના ગુટકામાંથી શ્રી. ભોગીલાલ જ. સાડેસરાને મળી આવેલ એક કુડલી ઉપરથી અનુમાન થાય છે રાજપૂત સમયના પાટણનો તો કર્ણની હાર સાથે નાશ થઈ ગયો હતો.[2] જૂનું પાટણ હાલના પાટણની જગ્યાએ પણ ન હતુ પણ તેની પશ્ચિમમા હતુ[3] એ જૂના પાટણના માત્ર બે અવશેષો રહ્યા છે એક રાણીની વાવનો ખાડો અને બીજુ સહસ્રલિંગ સરોવરની જગ્યા.[4] વડોદરા રાજ્યનાં જૂની શોધખોળના ખાતા તરફથી ત્રણ વર્ષથી ખોદકામ થઈને આ સરોવરના ઓવારા ખોદી કાઢવામા આવ્યા છે. આ ઉપરાત મૂર્તિઓ અને કોતરેલા ક્વચિત્ અક્ષરોવાળા જૂના પાટણના મકાનોના પથરાઓ હાલના પાટણના મકાનોમા મળી આવે તે જુદી વાત. વિવિધ તીર્થ કલ્પ (૨૬મો કલ્પ સિંધી જૈ ગ્ર. મા. આ. પૃ ૫૧)મા આપેલી દંતકથા પ્રમાણે લાખ્ખારામ કહેવાતી જગ્યાએ સરસ્વતીને કાઠે વિ. સ ૮૦૨મા જૂના પાટણની સ્થાપના થઈ છે એ નિ:સંદેહ છે, પણ સ્થાપના વખતે તો એ એક નાનું ગામ હશે અને ધીમે ધીમે વધતુ ગયુ હશે. આ વિકાસનો, જોકે ઇતિહાસ

---

૧ જુઓ શ્રી રામલાલ ચુ. મોદીનું લખેલુ પાટણ સિદ્ધપુરનો પ્રવાસ (સયાજીબાલ જ્ઞાનમાળા) પૃ. ૨૬ તથા 'ગુજરાતી'ના ૧૯૯૨ના દીપોત્સવી અંકમા 'જૂના અને નવા પાટણની સ્થાપના' એ લેખ પૃ. ૧૧૮

૨ જુઓ મુ. ગે. ગ્ર ૭, પૃ. ૬૦૨માથી ગુજરાતી ૧૯૯૨ના દીવાળી અંકમા પૃ. ૧૧૮મા કરેલો ઉતારો ટિ. ૨

૩ પાટણ સિદ્ધપુરનો પ્રવાસ પૃ. ૨૫

૪ એજન પૃ ૨૬

મળવાનો સંભવ નથી પણ સિદ્ધરાજ કુમારપાળના વખતમાં એટલે સોલકી સામ્રાજ્યની પરમ ઉન્નતિ વખતે પાટણ શહેરે પણ ઉન્નતિની ટોચ જોઈ હશે એ સોલંકીઓની ચડતી વખતના પાટણનો કાઇક ખ્યાલ આવે એ માટે પ્રબધોના પાટણના વર્ણનોનો સાર નીચે ઉતાર્યો છે. કર્નલ ટૉડે વેસ્ટર્ન ઇન્ડીઆમાં કોઈ પ્રબધમાંથી પાટણનુ વર્ણન ઉતાર્યું છે. જેમા "અણહિલપુરનો ઘેરાવો બાર ગાઉમા છે, તેમા ૮૪ ચોક અને ૮૪ બજાર છે, સોના અને રૂપાના સીક્કા પાડવાની ટકશાળો છે, દરેક નાતનો જુદો મહોલ્લો છે, તેમ જ હાથીદાત, રેશમ, હીરા, મોતી ઈત્યાદિ માટે જુદા બજારો છે એક શરાફોનુ ચૌટુ છે, એક સુવાસિત તેલો અને લેપોનુ ચૌટુ છે, એક વૈદ્યોનુ, એક કારીગરોનું, એક સોનીઓનુ, એક રૂપાના ઘાટ ઘડનારનુ બજાર છે." વગેરે વર્ણન છે.[1]

આ 'ચોરાશી ચોક ચોરાશી ચાટા' વગેરે વર્ણન યથાસ્થિત કરતાં રૂઢિ અનુસાર છે, છતાં પાટણનો વિસ્તાર ઘણો હશે એમા સદેહ નથી. એગમે તેમ હો પણ હેમચન્દ્ર, સોમેશ્વર વગેરે સમકાલીન લેખકોએ કરેલા વર્ણનોમાંથી આલકારિક અંશ બાદ કરીને નીચે પાટણનું જે વર્ણન ઉતાર્યું છે તેને યથાસ્થિત માનવામાં વાંધો નથી.[2]

---

૧ ટૉડનું આ વર્ણન ઘણાએએ ઉતાર્યું છે જુઓ રાસમાળા આ. ૩ પૃ. ૩૪૮, ૩૪૯ જૂના ગુજરાતમા 'ગુજરાતનું જૂનું પાટનગર' નામનો મારો લેખ તથા શ્રી. રા. ચુ. મોદીનું પાટણ સિદ્ધપુર પૃ. ૨૮ ટૉડે આ વર્ણન માટે કુમારપાલ ચરિતનો હવાલો આપ્યો છે. પણ જયસિંહસૂરિના, જિનમડન ગણિના કે ચારિત્ર સુંદરગણિના કુમારપાલ ચરિતમા તો આ નથી પણ કવિ ઋષભદાસ (વિ. સ. ૧૬૭૦)ના કુમારપાલ રાસામાં પાટણનું જે વર્ણન છે (જુઓ પૃ. ૧૦ આ. કા. મ મૌ. ૮) તેના આરંભના કેટલાક ભાગને ટૉડના વર્ણનનો ઘણો ભાગ શબ્દશઃ મળતો આવે છે.

૨ જુઓ મોહપરાજય સ. ૪ શ્લો. ૫૮, તથા દ્વયાશ્રય, કીર્તિકૌમુદી સુકૃતસંકીર્તન, હમ્મીરમદ મર્દન વગેરે ગ્રન્થોમાથી 'ગૂર્જર રાજધાની' વિષે પુરાતત્ત્વ પુ. ૪ પૃ. ૨૦૫ થી ૨૨૯મા કરેલા ઉતારાઓ.

શહેરની બાજુમાં સરસ્વતી નદી, તેથી થોડે દૂર રાણીની વાવ, તેની વાયવ્યે અને શહેરથી ઉત્તર દિશાએ સહસ્ત્રલિંગ સરોવર, સરોવરની પશ્ચિમે નદીમાથી વાળેલી નહેર, દક્ષિણમાં સિદ્ધરાજે બધાવેલો ઉચો કીર્તિસ્તભ, અને શહેરને ફરતો ધોળો કાગરાઓવાળો ઉચો કોટ અને તેને ફરતી ખાઇ (પરિખા) એટલુ સામાન્ય વર્ણન મળે છે. પછી સહસ્ત્રલિંગ સરોવરને કાઠે દશાવતાર વગેરે વિષ્ણુના અને બીજાં દેવદેવીઓનાં મન્દિરો હતા અને જે જે દેવના મન્દિર આગળ સરોવરના જે ઓવારા હતા તે તે તે દેવના તીર્થ નામથી ઓળખાતા હતા એમ સરસ્વતી પુરાણમાં લખ્યું છે અને એજ પુરાણમા એવા તીર્થોનુ વર્ણન પણ કરેલું છે. આ ઉપરાત શિવનાં હજાર કે ઘણું કરી ૧૦૦૮ લિંગો સરોવરના કાઠા ઉપર કે પગથાળ ઉપર નાની દેરીઓમાં બેસારેલાં હશે.[1] અને એ ઉપરથી જ સરોવરનુ નામ સહસ્ત્રલિંગ પડેલું છે ઘણુ કરી સરોવર વચ્ચે મન્દિરયુક્ત બેટ હતો, સરોવરથી આગળ જતા મહાવન હતુ, એમ સરસ્વતી પુરાણમા કહ્યું છે અને શહેરની બ્હાર અનેક વાડીઓ હોવાનું બીજા પ્રબધકારોએ કહ્યું છે.[2] શહેરની બ્હારજ ઘણુ કરી જલાશય પાસે ધર્મશાળાઓ પાઠશાળાઓ અને અન્નસત્રો પણ હતાં.[3]

આ શહેરનો બ્હારનો ભાગ થયો. હવે શહેરની અંદર વચ્ચે રાજમહેલ હોવો જોઇએ, પ્રબધકારો એને ધવલગૃહ કહે છે પણ તેનું વર્ણન કરતા નથી, માત્ર સાતમાળનું કહે છે. છતા હેમચન્દ્રે કુમારપાલ ચરિતમા કુમારપાલની દિનચર્યાનુ જે વર્ણન કર્યું છે તથા મોહ પરાજય (સ ૩)માં કુબેર નામના કોટિપતિના ઘરનું જે વર્ણન કરેલું છે તે ઉપરથી રાજમહેલનુ અનુમાન થઈ શકે છે. રાજાને પોતાને વસવાના મકાનો, સભામંડપો, અંતઃપુર, પરિજનોના મકાનો, હસ્તિશાળા,

---

૧ જુઓ ૧૯૯૨ના ગુજરાતીના દીવાળી અંકમાં શ્રી. રા. સુ. મોદીનો 'સહસ્ત્રલિંગની યોજના' નામનો લેખ પૃ. ૫૭

૧ કીર્તિકૌમુદી સ. ૧ શ્લો. ૫.

૨ જુઓ ગુજરાતીના ઉપર કહેલા લેખની ૨૩મી ટિપ્પણી.

અશ્વશાળા, ગૌશાળા, શસ્ત્રાગાર, વ્યાયામશાળા, કુંડ કે વાવ, ઇષ્ટદેવનું મન્દિર, દાનશાળા, વગેરે મકાનોની ફરતો દરવાજાઓ (ગોપુરો) વાળો મોટો કોટ, આ એક જાતના શહેરનું નામ રાજમહેલ. રાજમહેલનો મુખ્ય ભાગ ઘણુ કરી આરસનો સાતમાળનો હશે.[૧] દીવાલો ઉપર ચિત્રો અને થાભલાઓ વગેરે ઉપર પુતળીઓ વગેરે શોભા તો હોવી જ જોઇએ.

પાટણના રાજમાર્ગનું કે તેના બજારોનું કશુ વર્ણન મળતું નથી ફક્ત હારબધ આવેલાં સાતમાળના[૨] મોટા મહેલ જેવાં ઘરોનું, ઉંચી અને સફેત અગાશીઓમા વિહાર કરતી સ્ત્રીઓનાં મુખની શોભાનું, ઉંચાં મદિરોના શિખરોના સુવર્ણ કલશોનું તથા ફરકતી ધજાઓનું વારંવાર વર્ણન આવે છે વળી પાટણમાં સિદ્ધરાજના વખતમાં ૮૪ લક્ષાધિપતિઓ હતા કે જેનાં પાંચ કે સાતમાળનાં ઘરો ઉપર જેટલા લાખ દ્રવ્ય તેની પાસે હોય તેટલા દીવા બળતા અને બીજા કોટિધ્વજધારી કોટિપતિઓ હતા.[૩] જેની સંખ્યા નથી લખી, આવા શ્રીમન્તોને દરવાજે હથીઆરવાળા ક્ષત્રિયોનો પહેરો રહેતો[૪] પાટણની બજારમા આખો દિવસ માણસોની ભારે ભીડ રહેતી. વચ્ચે બળદનાં ગાડાઓ, ઘોડેસ્વારો, હાથીઓ, ઘોડા જોડેલા રથો અને પાલખીઓ પણ જતા આવતા. લોકોને ચાલવાનો રસ્તો યે મુશ્કેલીથી મળતો હતો. ઉત્સવ પ્રસગે લોકોને મોટા રસ્તાઓ ઉપર પાણી છાંટવું પડતું. અને દુકાનોને મોતીનાં તોરણો ધજા, પતાકાઓ વગેરેથી શણગારતા. ઠેકાણે ઠેકાણે સુવર્ણ કલશો મુકવામાં આવતા અને વચ્ચે વચ્ચે અમુક ખાસ સ્થળોએ માચડાઓ ઉપર વેશ્યાઓ નાચ કરતી.[૫] અને રાજમાર્ગ ઉપરથી હાથી ઉપર બેઠેલા રાજાની સ્વારી નીકળતી.

---

૧ જુઓ આ પુસ્તક ભા. ૧ પૃ. ૧૭૬ ટિ. ૪

૨ જુઓ नगराणि च सप्तभूमिनिलयानि । વાગ્ભટાલકાર શ્લો. ૧૩૭

૩ જુઓ પ્ર ચિ. પૃ. ૧૫૨.

૪ જુઓ દ્વયાશ્રય સ. ૧ શ્લો. ૧૧૩.

૫ મોહ પરાજય અ. ૪ ૧૯.

# પરિશિષ્ટ ૨

## સમકાલીન રાજવંશો

---

### માળવાના પરમારો

(ભારતકે પ્રાચીન રાજવંશ' પ્રથમ ભાગ ઉપરથી)

- ૧ ઉપેન્દ્ર (કૃષ્ણરાજ)
  - ૨ વૈરસિંહ
    - ૩ સીયક (વિ. સં. ૧૦૦૫ તથા ૧૦૨૯)
      - ૪ મુંજ કે વાક્પતિરાજ (વિ. સં. ૧૦૩૦ થી ૧૦૫૨) (મૂળરાજને હરાવ્યો)
      - ૫ સિંધુરાજ (૧૦૫૨ થી ૧૦૫૭) (ચામુંડનો સમકાલીન)
        - ૬ ભોજ (સં ૧૦૫૭ થી ૧૧૧૨) (ભીમદેવ પહેલાનો સમકાલીન)
        - ૭ જયસિંહ (વિ. સં. ૧૧૧૨ થી ૧૧૧૬)
        - ૮ ઉદયાદિત્ય (૧૧૧૬ થી ૧૧૪૩)
          - ૯ લક્ષ્મદેવ
          - ૧૦ નરવર્મ (વિ સં ૧૧૬૧ થી ૧૧૯૦) સિદ્ધરાજે આના ઉપર ચડાઇ કરી
            - ૧૧ યશોવર્મા (૧૧૯૦ થી ૧૧૯૨ સિદ્ધરાજે આને હરાવી માળવા લીધું)
          - જગદેવ (આ જગદેવ સિદ્ધરાજના દરબારમાં રહ્યો હોવાનું ભાટો કહે છે.)




* વૈરીસિંહ, સીયક અને વાક્પતિરાજના નામે બે વખત ભારતકે પ્રાચીન રાજવંશ પ્ર. ભા. મા આપેલાં છે: પણ અહીં એકજ વખત શ્રી. ડીસ્કલકરને અનુસરી માન્યા છે. (જુઓ પુરાતત્ત્વ પુ. ૨ પૃ. ૪૮).

આબુના પરમારો * (ભારતકે પ્રાચીન રાજવંશ ભા ૧ માંથી).

ધૂમરાજ ( એ વંશનો મૂળપુરુષ )

૧ સિન્ધુરાજ

૨ ઉત્પલરાજ

૩ આરણ્યરાજ

૪ કૃષ્ણરાજ પ્હેલો

૫ ધરણીવરાહ (વિ. સં ૧૦૫૦, મૂળરાજનો સમકાલીન)

૬ મહીપાલ (વિ. સં ૧૦૫૯)

૭ ધન્ધુક (વિ. સં. ૧૦૮૮)

૮ પૂર્ણપાલ (વિ સં. ૧૦૯૯થી ૧૧૦૨)

૯ કૃષ્ણરાજ બીજો (વિ. સં. ૧૧૧૭, ૧૧૨૩=આઠમાનો ભાઈ)

૧૦ ધ્રુવભટ્ટ

૧૧ રામદેવ

૧૨ વિક્રમસિંહ (૧૧માનો ભાઈ)

૧૩ યશોધવલ (સં ૧૨૦૨–૧૧માનો ભત્રીજો)

૧૪ ધારાવર્ષ (સં ૧૨૨૦ થી ૧૨૭૬)

૧૫ સોમસિંહ (વિ સં. ૧૨૮૭)

૧૬ કૃષ્ણરાજ ત્રીજો

૧૭ પ્રતાપસિંહ (વિ. સં. ૧૩૪૪)

૧૮ વિક્રમસિંહ (૧૩૫૬ આ કોણ હતો તે ચોક્કસ ખબર નથી)

---

* હાલના દાંતાના પરમાર રાજાઓ આબુના કૃષ્ણરાજ બીજાના વંશજો છે, એવો ઇતિહાસવિદોનો મત છે.

**ભિન્નમાળના પરમારો** (જર્નલ ઓફ ધી બીહાર અને ઓરીસા રીસર્ચ સોસાઈટીના ૧૯૩૨ માર્ચ પૃ. ૪૦ ઉપરથી).

|

સિન્ધુરાજ

|

દુઃશલ

|

દેવરાજ (તેનો વિ સં. ૧૦૫૨નો લેખ મળ્યો છે. જે ૧૯૩૨માં અપ્રકાશિત હતો).

|

કૃષ્ણદેવકેરાજ (તેના વિ. સં. ૧૧૧૭ તથા ૧૧૨૩ના લેખો મળ્યા છે. જુઓ મું. ગે. ગ્ર. ૧ ભા. ૧ પૃ. ૪૭૨ આ કૃષ્ણ-રાજને ભીમદેવ પહેલાએ કેદ કર્યો હતો તેમાંથી નડોલના ચોહાણે છોડાવ્યો. જુઓ આ ઇતિહાસ પૃ ૧૯૮).

|

જયતસિંહ (સં. ૧૨૩૯ મુ ગે ગ્ર ૧. ભા. ૧. પૃ. ૪૭૪).

**કિરાડુના પરમારો** (સ. ૧૨૧૮ના ત્રુટિત લેખ ઉપરથી. ભારતકે પ્રાચીન રાજવંશ ૧ ભાગ પૃ. ૮૪).

|

સોછરાજ

|

ઉદયરાજ

|

સોમેશ્વર (સિદ્ધરાજનો આ સામંત હતો. આના વખતમાં સં. ૧૨૧૮નો લેખ લખાયો છે કુમારપાલની મદદથી નડોલના ચાહમાનોએ સોમેશ્વર પાસેથી કિરાડુનો પ્રદેશ લઈ લીધો હતો પણ અજમેરના ચોહાણની મદદથી તેણે પોતાનું રાજ્ય પાછુ મેળવ્યું લાગે છે. (જુઓ પૃ. ૩૨૩).

## સોરઠના ચૂડાસમા રાજાઓની વંશાવળી

કા. સ. સં. ઉપરથી, આ. સ. વે. ઈ. ગ્ર. ૨ પૃ. ૧૬૪માં તથા કાઠીઆવાડ સર્વ સંગ્રહમાં આપેલ વંશાવળીઓમાં ઘણો ફેર છે. વળી તારીખો ઘણીખરી અટકળે મુકેલી છે.

૧ ચૂડચન્દ્ર
|
૨ હમ્મીર
|
મૂળરાજ
|
૩ વિશ્વવરાહ
|
૪ ગ્રહારિ કે ગ્રાહરિપુ (વિ. સ. ૯૯૬) જે ગ્રાહરિપુને
| દ્વયાશ્રય મૂળરાજનો સમકાલીન ગણે છે તે આજ હશે.
૫ રાકવાત (વિ. સં. ૧૦૩૮)
|
૬ રાદયાસ (વિ. સ. ૧૦૫૯)
|
૭ નવઘણ પ્હેલો (વિ. સ. ૧૦૮૦)
|
૮ રાખેંગાર (વિ. સ. ૧૧૦૦)
|
૯ નવઘણ બીજો (વિ. સં. ૧૧૨૩)
|
૧૦ રાખેંગાર (વિ સ ૧૧૭૬માં મુવો; સિદ્ધરાજનો સમકાલીન)
|
૧૧ નવઘણ ત્રીજો (વિ. સ. ૧૧૯૬માં મરણ પામ્યો)
|
૧૨ રા. કવાત (વિ. સ. ૧૨૦૮માં મુવો)
|
૧૩ રા. જયસિંહ (વિ. સં ૧૨૨૮માં મુવો)

૧૪ રાયસિંહ (વિ. સં. ૧૨૩૧)

૧૫ મહીપાલ (વિ. સં. ૧૨૩૧થી ૧૨૫૨)

૧૬ જયમલ (વિ. સં. ૧૨૫૨થી ૧૨૮૬)

૧૭ રા. મેહવો (વિ. સ. ૧૨૮૬મા ગાદીએ બેઠો)

૧૮ રા. રાખેંગાર (વિ. સં. ૧૩૦૯માં ગાદીએ બેઠો)

૧૯ રા. મંડલીક (વિ. સં. ૧૩૧૬માં ગાદીએ બેઠો. એના વખતમાં અલાઉદ્દીનના મુસલમાન લશ્કરે સોમનાથ તોડ્યું.)

**શાકંભરી, કે સાંભર અને અજમેરના ચોહાણોનું વંશવૃક્ષ**

(ભારતકે પ્રાચીન રાજવંશ ભા. ૧ના મુખ્ય આધારે)

૧ ચાહમાન
૨ વાસુદેવ
૩ સામંતરાજ
૪ જયરાજ
૫ વિગ્રહરાજ પ્હેલો

૬ ચન્દ્રરાજ પ્હેલો — ૭ ગોપેન્દ્રરાજ

૮ દુર્લભ પ્હેલો
૯ ગૂવક પ્હેલો (નાગાવલોકનો સામન્ત વિ. સં. ૮૧૩)
૧૦ ચન્દ્રરાજ બીજો
૧૧ ગૂવક બીજો
૧૨ ચન્દનરાજ
૧૩ વાક્પતિરાજ (પ્હેલો)

૧૪ સિંહરાજ (વિ. સં ૧૦૧૩) | લક્ષ્મણરાજ (નાડોલની ચોહાણ શાખાનો મૂળપુરૂષ) | વત્સરાજ

(૧૪ સિંહરાજના પુત્રો:)

૧૫ વિગ્રહરાજ (વિ સં. ૧૦૩૦) (મૂળરાજ સાથે લડયો હતો) | ૧૬ દુર્લભરાજ (બીજો) | ૧૭ ગોવિંદરાજ

(૧૭ ગોવિંદરાજ →)

૧૮ વાક્‌પતિરાજ બીજો

૧૯ વીર્યરામ (વિ. સ. ૧૦૮૨) | ૨૦ ચામુંડરાજ

(૨૦ ચામુંડરાજના પુત્રો:)

૨૧ દુર્લભરાજ ત્રીજો (કર્ણ પ્હેલાનો સમકાલીન) | ૨૨ વીસલદેવ (વિગ્રહરાજ ત્રીજો)

૨૩ પૃથ્વીરાજ પ્હેલો

૨૪ અજયદેવ (અજમેર વસાવ્યુ)

૨૫ અર્ણોરાજ (વિ સ. ૧૨૦૭-૧૨૦૮માં મોટા દીકરાને હાથે માર્યો ગયો. સિદ્ધરાજ અને કુમારપાલનો સમકાલીન.)

૨૬ જગદેવ | ૨૭ વિગ્રહરાજ ચોથો (સ ૧૨૧૦થી ૧૨૨૦) | ૩૦ સોમેશ્વર (સ. ૧૨૨૬થી ૧૨૩૪)

૨૯ પૃથ્વીરાજ બીજો (સ ૧૨૨૫) (૨૬ જગદેવનો પુત્ર)

૨૮ અમરગાગેય (૨૭ વિગ્રહરાજ ચોથાનો પુત્ર)

૩૧ પૃથ્વીરાજ ત્રીજો (વિ. સં ૧૨૩૮થી ૧૨૪૯, શાહબુદ્દીન ઘોરીએ મારી નાખ્યો) | ૩૨ હરિરાજ (૩૦ સોમેશ્વરના પુત્રો)

## નાડોલના ચાહમાનોની વંશાવળી

(એ. ઈ. ગ્ર. ૯. પૃ. ૮૩ તથા ગ્ર ૧૧ પૃ. ૭૯ ઉપરથી)

૧ લક્ષ્મણરાજ (શાકંભરીના વાક્પતિરાજ પહેલાનો પુત્ર)
વિ. સં. ૧૦૨૪થી ૧૦૩૯

- ૨ સોહીય (શોભિત)
  - ૩ બલિરાજ (પરમાર મુંજ સાથે લડયો હતો.)
- ૪ વિગ્રહપાલ
  - ૫ મહેન્દ્ર (મહિન્દુ) (હસ્તિકુંડીના ધવલનો સમકાલીન. ઘણું કરી દુર્લભરાજનો સસરો)
    - અશ્વપાલ
      - અહીલ
    - ૬ અણહિલ્લ
      - ૭ બાલપ્રસાદ (ચાલુકય ભીમ અને પરમાર ભોજ સાથે લડેલો)
      - ૮ જેન્દ્રરાજ (વિ સં. ૧૧૩૨)
        - ૯ પૃથ્વીપાલ (કર્ણ સામે લડેલો)
          - રત્નપાલ વિ સં. ૧૧૭૬
            - ૧૨ રાયપાલ (વિ. સં. ૧૧૯૮ થી ૧૨૦૨)
              - સહજપાલ
              - રૂદ્રપાલ
              - અમૃતપાલ
        - ૧૦ જોજલ્લ કે યોજક (વિ. સં. ૧૧૪૭)
        - ૧૧ આસરાજ (અશ્વરાજ ચાલુકય સિદ્ધરાજનો સમકાલીન તથા ઘણુ કરીને સામન્ત). વિ. સં. ૧૧૬૭ થી ૧૨૦૦.
          - ૧૩ કટુકદેવ (વિ. સં. ૧૨૦૦)
          - ૧૪ આલ્હણદેવ વિ. સં. ૧૨૦૯થી ૧૨૧૮ કુમારપાલનો સામન્ત)


૧૫ કેલ્હણ
(વિ. સં. ૧૨૨૧થી ૧૨૪૯)
ગજસિંહ
કીર્તિપાલ
(ઝાલોર ગયો)
(સં. ૧૨૧૮)
જયન્તસિંહ
(વિ. સં. ૧૨૩૯થી ૧૨૫૧)
ઝાલોરની સોનગરા ચોહાણ શાખા
(એ. ઇ. ગ્ર. ૯, પૃ ૮૩, ગ્ર. ૧૧ પૃ. ૭૯
તથા ભારતકે પ્રાચીન રાજવંશ પ્ર. ભા. ઉપરથી)
૧ કીર્તિપાલ (સં. ૧૨૧૮, નાડોલ વંશાવળીના ૧૪મા
આલ્હણદેવનો ત્રીજો પુત્ર)
૨ સમરસિંહ
(વિ. સ. ૧૨૩૯થી
૧૨૪૨)
લખનપાલ
અભયપાલ
રૂદલદેવી
મહણસિંહ
(સીરોહીની
શાખા)
૩ ઉદયસિંહ
(વિ સ.
૧૨૬૨થી
૧૩૦૬)
લીલાદેવી
(ભીમદેવ બીજાને
પરણી હતી)
૪ ચાચિગ
(સ. ૧૩૧૯
થી ૧૩૩૪
ચામુડરાજ
વાહડસિંહ
૫ સામન્તસિંહ
(સ. ૧૩૩૮ થી ૧૩૫૩)
રૂપાદેવી




## ઉત્તરકોંકણના શિલાહાર રાજાઓની વંશાવળી

(મું. ગે. ગ્ર. ૧ ભા. ૨ પૃ. ૫૩૯ મું. ગે. ગ્ર. ૧૩ પૃ ૪૨૬–૭ અને ડફની ક્રોનોલોજી પૃ. ૩૦૩ ઉપરથી)

૧ કપર્દી પ્હેલો (વિ. સં. ૮૭૧)
૨ પુલશક્તિ (વિ. સં. ૮૯૯)
૩ કપર્દી બીજો (સ. ૯૦૭)
૪ વપ્પુવન્ન
૫ ઝંઝા
૬ ગોગ્ગી
૭ વજ્જડ
૮ અપરાજીત (સં. ૧૦૫૩)
૯ અરિકેસરી
૧૦ વજ્જડ બીજો (સ ૧૦૭૩)
૧૧ ચિત્તરાજ (સં. ૧૦૮૨)

---

* કાન્હડદેવ એ પદ્મનાભના કાન્હડદે પ્રબંધવાળો કર્ણ ઘેલાનો સમકાલીન.

૧૨ નાગરાજ
૧૩ મુમ્મુની (વિ. સ. ૧૧૧૬)
૧૪ અનન્તદેવ (૧૧૪૯)
૧૫ અપરાદિત્ય પ્હેલો (સ ૧૧૯૪)
૧૬ હરિપાલ (સ. ૧૨૦૫)
૧૭ મલ્લીકાર્જુન (સ ૧૨૧૨ કુમારપાલે જેને હરાવ્યો)
૧૮ અપરાદિત્ય બીજો (સ. ૧૨૪૦)
૧૯ કેશીદેવ (સ. ૧૨૫૯)
૨૦ સોમેશ્વર (સ ૧૩૦૫)

## જેજાકભુક્તિ (બુંદેલખંડ)ના ચંદેલો

(નાગરી પ્રચારિણી પત્રિકા પુ ૧૨ અં ૩મા આપેલા બુંદેલખંડના સંક્ષિપ્ત ઇતિહાસને તથા ડફની ક્રોનોલોજી પૃ. ૨૮૧-૨૮૨ને અનુસરી)

૧ નન્નુક
૨ વાક્પતિ
૩ જેજ્જો
૪ રાહીલ
૫ હર્ષ (સં ૯૫૬)
૬ યશોવર્મન્ (સં ૯૮૧)
૭ ધાગદેવ (વિ સં ૧૦૧૧)
૮ ગડદેવ (સ ૧૦૫૬)
૯ વિદ્યાધર (સં ૧૦૮૨)
૧૦ વિજયપાલ (સ ૧૦૯૩)
૧૧ દેવવર્મદેવ (સં. ૧૧૦૬)

૧૨ કીર્તિવર્મા (સ ૧૧૨૦થી ૧૧૫૪)
૧૩ સલ્લક્ષણવર્મા (સ. ૧૧૫૬)
૧૪ જયવર્મન કે કીર્તિવર્મા બીજો (સ. ૧૧૬૭)
૧૫ સલ્લક્ષણવર્મન બીજો (સં ૧૧૭૭)
૧૬ પૃથ્વીવર્મન્ (સં. ૧૧૭૯)
૧૭ મદનવર્મન્ (સ. ૧૧૮૬ સિદ્ધરાજનો સમકાલીન)
૧૮ પરમર્દીન્ (સ. ૧૨૧૩ કુમારપાલનો સમકાલીન)
૧૯ ત્રૈલોક્યવર્મન્ (સ ૧૨૬૯)
૨૦ વીરવર્મન્ (સં. ૧૨૯૭થી ૧૩૧૭)
૨૧ ભોજવર્મન્ (સં. ૧૩૪૪થી ૧૩૫૭)
૨૨ વીરવર્મન્ બીજો

## ત્રિપુરીના કલચુરી રાજાઓની વંશાવળી

(ના. પ્ર. પ. પુ. ૧૨ અં. ૩મા આપેલો બુંદેલખંડનો સંક્ષિપ્ત ઇતિહાસ ડફની ક્રોનોલોજી પૃ. ૨૯૩ તથા ભારતકે પ્રાચીન રાજવશ પ્ર. ભાગને અનુસરી)

૧ કોક્કલ (વિ. સં ૯૩૨)
૨ મુગ્ધતુગ (સ ૯૫૬)
૩ બાલહર્ષ
૪ યુવરાજ કેકેયૂરવર્ષ (સં. ૯૮૧થી ૯૮૬)
૫ લક્ષ્મણરાજ (૧૦૦૬)
૬ શકરગણ (૧૦૨૬)
૭ યુવરાજદેવ બીજો (સં ૧૦૩૧)
૮ કોક્કલ બીજો (સં. ૧૦૫૬)
૯ ગાગેયદેવ (સં ૧૦૭૭થી ૧૦૯૪)
૧૦ કર્ણદેવ (સં. ૧૦૯૭) (ભીમ અને ભોજનો સમકાલીન)

૧૧ યશઃ કર્ણદેવ (સં. ૧૧૭૭)
૧૨ ગયકર્ણદેવ (સં. ૧૨૦૭)
૧૩ નરસિંહ (સં. ૧૨૧૧)
૧૪ જયસિંહ (સં. ૧૨૩૩)
૧૫ વિજયસિંહ (સં. ૧૨૩૬થી ૧૨૫૨)
૧૬ અજયસિંહ

## મેવાડના ગુહિલો

(રાજપૂતાનેકા ઇતિહાસ ખં ૧ પૃ. ૫૨૧માથી ઉતારો)

૧ ગુહિલ કે ગુહદત્ત
૨ ભોજ
૩ મહેન્દ્ર
૪ નાગ કે નાગાદિત્ય
૫ શીલાદિત્ય (વિ. સં. ૭૦૩)
૬ અપરાજીત (સં. ૭૧૮)
૭ મહેન્દ્ર
૮ કાલભોજ ( ઉર્ફે બાપારાવળ સ. ૭૯૧થી ૮૧૦)
૯ ખુમ્માણ (વિ. સ. ૮૧૦)
૧૦ મત્તટ (નાગાદિત્ય)
૧૧ ભતૃભટ (કે ભતૃપટ્ટ)
૧૨ સિંહ
૧૩ ખુમ્માણ બીજો
૧૪ મહાયક
૧૫ ખુમ્માણ ત્રીજો
૧૬ ભતૃભટ્ટ બીજો (વિ. સ. ૧૦૦૦)
૧૭ અલ્લટ (સ. ૧૦૦૮થી ૧૦૧૦)

૧૮ નરવાહન (૧૦૨૮)
૧૯ શાલિવાહન
૨૦ શક્તિકુમાર (સં. ૧૦૩૪)
૨૧ અંબાપ્રસાદ
૨૨ શુચિવર્મા
૨૩ નરવર્મા
૨૪ કીર્તિવર્મા
૨૫ યોગરાજ
૨૬ વૈરટ
૨૭ હંસપાલ
૨૮ વૈરિસિંહ
૨૯ વિજયસિંહ (સં. ૧૧૨૦)
૩૦ અરિસિંહ
૩૧ ચોડસિંહ
૩૨ વિક્રમસિંહ
૩૩ રણસિંહ
૩૪ ક્ષેમસિંહ (મેવાડની રાવળ શાખા આમાંથી)
૩૫ સામતસિંહ (વિ. સ. ૧૨૨૮થી ૧૨૩૬)
(ડુંગરપુરની શાખા આમાંથી)
૩૬ કુમારસિંહ (૩૫માનો ભાઈ મેવાડનો રાજા)
૩૭ મંથનસિંહ
૩૮ પદ્મસિંહ
૩૯ જૈત્રસિંહ (સં. ૧૨૭૦થી ૧૩૦૯)
૪૦ તેજસિંહ (સં. ૧૩૧૭થી ૧૩૨૪)
૪૧ સમરસિંહ (સં. ૧૩૩૦થી ૧૩૫૮)
૪૨ રત્નસિંહ (સ ૧૩૫૯-૬૦)

## કલ્યાણના પશ્ચિમી ચાલુક્યોની વંશાવળી

(દક્ષિણનો પૂર્વસમયનો ઇતિહાસ અને વિન્સેન્ટસ્મિથની અર્લી હિસ્ટરી ઑફ્ ઇન્ડીઆ વગેરે ઉપરથી)

૧ આહવમલ્લતૈલપ બીજો (છેલ્લા રાષ્ટ્રકૂટરાજાને હરાવી દક્ષિણનો રાજા થયો એનો સેનાપતિ બારપ્પ મૂળરાજનો સમકાલીન છે વિ. સં. ૧૦૨૯થી ૧૦૫૩)

- ૨ સત્યાશ્રય (વિ. સ ૧૦૫૪)
- દશવર્મા
  - ૩ વિક્રમાદિત્ય પાચમો (પ્હેલાનો પૌત્ર) (વિ સં. ૧૦૬૫)
  - ૪ જયસિંહ બીજો જગદેકમલ્લ (સ. ૧૦૭૫)
    - ૫ સોમેશ્વર પ્હેલો આહવમલ્લ (વિ. સ. ૧૦૯૬થી ૧૧૨૫) (આ સોમેશ્વરે કલ્યાણનગર સ્થાપી તેમાં રાજધાની કરી)
      - ૬ સોમેશ્વર બીજો ભુવનૈકમલ્લ (વિ. સં. ૧૧૨૫થી૧૧૩૧)
      - ૭ વિક્રમાદિત્ય છઠ્ઠો (વિ. સં. ૧૧૩૨થી ૧૧૮૨)
        - ૮ સોમેશ્વર ત્રીજો ભૂલોકમલ્લ (વિ સ. ૧૧૮૨થી ૧૧૯૩)
          - ૯ પેર્મજગદેકમલ્લ બીજો (વિ. સ. ૧૧૯૪થી ૧૨૦૬)
            - ૧૦ નુર્મદીતૈલ ત્રીજો (વિ. સં. ૧૨૦૬થી ૧૨૨૧)
              - ૧૧ સોમેશ્વર ચોથો[1] ત્રિભુવનમલ્લ (વિ. સં. ૧૨૩૯થી ૧૨૪૫)
      - જયસિંહ

---

[1] વિ સ. ૧૨૧૨થી ૧૨૧૯ વચ્ચે કલચુરી બીજ્જલે ચાલુક્ય સત્તા ખુચવી લીધી હતી પણ એના તથા એના પુત્રોના હાથમા લાબો વખત ટકી નહિ સોમેશ્વર ચોથાએ વિ. સ. ૧૨૩૯ની આસપાસમાં પાછી સત્તા હાથ કરી.

## દેવગિરિના પાછળના યાદવો

(દક્ષિણનો પૂર્વસમયનો ઇતિહાસ ઉપરથી)

મલ્લુગી
|
૧ ભિલ્લમ પહેલો (વિ સ. ૧૨૪૩થી ૧૨૪૭)
|
૨ જૈત્રપાલ કે જૈતુગી (વિ. સં. ૧૨૪૭થી ૧૨૬૬)
|
૩ સિંહણ (વિ. સ ૧૨૬૬થી ૧૩૦૩)
|
જૈત્રપાલ કે જૈતુગી
|
૪ કૃષ્ણ(વિ. સ. ૧૩૦૩થી૧૩૧૬) ૫ મહાદેવ(વિ.સ. ૧૩૧૬થી ૧૩૨૭)
|
૬ રામચંદ્ર (વિ. સં. ૧૩૨૭થી ૧૩૬૫)
|
૭ શંકર (વિ. સં. ૧૩૬૫થી ૧૩૬૮)

## ગોઆનો કાદંબવંશ *

કંટકાચાર્ય
|
નાગવર્મા
|
ગુહલ્લદેવ
|
(૧) ષષ્ઠદેવ પહેલો અથવા ચતુર્ભુજ (ઈ. સ. ૯૬૬ થી ૯૮૦ ?)
|
(૨) ગુહલ્લદેવ બીજો (ઈ. સ. ૯૮૦ થી ૧૦૦૫ ?)
|
(૩) ષષ્ઠદેવ બીજો (ઇ. સ. ૧૦૦૫ થી ૧૦૫૦)

(૪) જયકેશી પહેલો[1] (ઇ. સ. ૧૦૫૦ થી ૧૦૮૦)

(૫) ગુહલ્લદેવ ત્રીજો (ઇ સ. ૧૦૮૦ થી ૧૧૦૦)

(૬) વિજયાદિત્ય પહેલો (ઇ સ. ૧૧૦૦ થી ૧૧૦૪)

(૭) જયકેશી બીજો (ઇ. સ. ૧૧૦૪ થી ૧૧૪૭--૧૧૪૮)

(૮ અ) શિવચિત્ત અથવા પેર્માદી ૧૧૪૭-૪૮થી ૧૧૮૧

(૮ બ) વિષ્ણુચિત્ત અથવા વિજયાદિત્ય બીજો ૧૧૪૭-૪૮થી ૧૧૮૭-૮૮

(૯) જયકેશી ત્રીજો (૧૧૮૭-૮૮ થી ૧૨૧૬)

શિવચિત્ત વજ્રદેવ

૧૧૯૩ થી ૧૧૦૨ (યુવરાજ)

(૧૦) ત્રિભુવનમલ્લ અથવા સોવાદેવ (૧૨૧૬થી ૧૨૩૭-૩૮)

(૧૧) ષષ્ઠદેવ ત્રીજો ૧૨૪૬-૪૭થી ૧૨૬૦

(૧૨) દીકરીપરણી કામદેવને (૧૨૬૦થી ૧૩૧૦-૧૧?)

(૧૩) પુત્ર (૧૩૧૦-૧૧થી ૧૩૨૮?)

(૧૪) પુત્ર (૧૩૨૮ થી ૧૩૪૦?)

---

* આ વંશાવળી કદંબકુલ નામના જ્યોર્જ એમ. મોરેસ એમ. એ.ના ૧૯૩૧માં પ્રગટ થયેલ પુસ્તક (પૃ. ૧૯૬)માંથી ઉતારી છે.

૧ આ જયકેશી પહેલાની પુત્રી મયણલ્લદેવી કે મીનલદેવીને કર્ણ સોલંકી પહેલા પરણ્યા હતા. (જુઓ પૃ. ૨૦૯)

૨ ઘણુંકરી આ જયકેશી બીજાનો મશીઆઇ ભાઇ પટ્ટીપોમ્બુરચ્છપુરના સાન્તરકુળનો જગદેવ સિદ્ધરાજનો પ્રતિહાર કે કોટવાલ હતો (જુઓ પૃ. ૨૬૮)

# અનુપૂર્તિ અને શુદ્ધિ

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૧૫ | ૭ | ૭૬૬ થી ૮૦૬ | ૭૬૬ થી ૭૮૬ |
| ૧૮ | ૬ | ૮૬૪ થી ૯૯૦ | ૮૬૪ થી ૮૯૦ |
| ૩ | ૨૪ | પુષ્પમિત્ર | પુષ્યમિત્ર |

**વિભાગ પ્હેલામાં પ્ર. ૩ જાની અનુપૂર્તિ** ( પૃ ૧૦ ) માં શ્રી. ફાર્બસ ગુજરાતી સભાનાં હસ્તલિખિત પુસ્તકોની સવિસ્તર નામાવલિમાંથી વનરાજના પૂર્વજો સંબધે જે ઉતારો કર્યો છે તેમા વનરાજના પુર્વજોનુ રાજ્ય ભિન્નમાલમાં માન્યુ હોવાનું નોંધ્યુ જ છે. હવે શ્રી. રસિકલાલ છો. પરીખે ( કાવ્યાનુશાસનના ઉપોદ્ઘાત પૃ. ૧૦૯માં ) જો કે ઉપરની દંતકથાનો ઉલ્લેખ કર્યો નથી પણ ભિન્નમાલના ચાપોએ જ પંચાસરમાં રાજધાની સ્થાપી હોવાનો તર્ક કર્યો છે. મારો મત તો, પચાસરના ચાપવશનો નિર્દેશ અવનિ-જનાશ્રય પુલકેશીના ( વિ. સં. ૭૯૪ ના ) તામ્રપત્રમા છે અને ભિન્નમાલમાં ચાપવશનુ કોઈ કાળે રાજ્ય હોય—જો કે એની ખાત્રી નથી તો એનું પછી શુ થયું તે જાણવાનુ સાધન નથી, એવો છે. ( જુઓ વિભાગ ૧ પૃ. ૪૮, ૪૯. )

(૨) **વિભાગ પ્હેલાની અનુપૂર્તિ પૃ ૧૨** મા ભીમદેવના સં. ૯૩ ના એક દાનપત્રની નોંધ કરી છે તેમાં ઉમેરવાનું કે આ દાનપત્રમાં પ્રસન્નપૂર સ્થાનમાથી વત્સગોત્રના બ્રાહ્મણ દામોદરના પુત્ર ગોવિંદને દાન આપુવામાં આવ્યુ છે. આ દાનપત્રના પ્રસન્નપુરના બ્રાહ્મણો તે ગુજરાતના પ્રશ્નોરા નાગરો કદાચ હોય; તેઓમા વત્સ ગોત્ર સામાન્ય છે અને પ્રશ્નોરા નામને પ્રસન્નપુર સાથે કાંઇક સબંધ હોય એવો તર્ક શ્રી. રસિકલાલભાઇએ ( એજન પૃ ૧૩૫ ની ટીપમાં ) કર્યો છે. તર્ક છે સરસ પણ પ્રસન્નપુરમાંથી પ્રશ્નોરા, કેમ કાઢવું એ એક પ્રશ્ન છે. અને પ્રશ્નોરા જ્ઞાતિના માણસો જો કે

હાલમાં પોતાની જ્ઞાતિને પ્રશ્નોરા કે અહિક્ષત્ર જ્ઞાતિ કહે છે. પણ જૂના એટલે કે વિ. સં. ની ૧૯ મી, ૧૮ મી તથા સત્તરમી સદીના પ્રશ્નોરાઓના લખાણોમા બધે, અહિછત્ર જ્ઞાતિ નામ જ મળે છે અને પ્રશ્નોરા નામ મળતુ નથી. મતલબ કે પ્રશ્નોરા નામ ક્યારથી અને શા માટે પડયુ એ હજી અણ ઉકલ્યો કોયડો છે.

(૩) પંચાસર ઉપર ભૂવડની ચડાઇ પૃ. ૫૧

પચાસરનો નાશ મુસલમાનોને હાથે થયેલો એમ તો શ્રી. રામલાલભાઇ મારા ઇતિહાસના વિભાગ પ્હેલાના માનસી સપ્ટેમ્બર ૧૯૩૮ મા કરેલા અવલોકનમાં સ્વીકારે છે. પણ દંતકથાને સાચી માનવાના આગ્રહથી મુસલમાનોને હાથે નાશ થયા પ્હેલાં તેના ઉપર ભૂવડની ચડાઈ થયેલી એમ પણ ધારે છે. દંતકથા આ ભૂવડને સોલંકી કહે છે તે તો ખોટુ હોવાનો એમને સ્વીકાર કરવો પડે છે. અને તેઓ ભૂવડ પ્રતિહાર વશનો હોવો જોઈએ એમ તર્ક કરે છે. અલબત્ત પ્રતિહાર વશની ઉપલબ્ધ વશાવળીમાં વનરાજના સમયમા ભૂવડ નામનો રાજા થયો હોવાનો પત્તો મળતો નથી. પણ પ્રતિહાર વંશના મૂળ પુરૂષ નાગભટના પિતાનુ નામ ભૂવડ હોય તો એ વનરાજના વખતમા હોઈ શકે એવી શ્રી. રામલાલભાઇ કલ્પના કરે છે. આ કલ્પનામા દતકથામાની ઘણી વાતો છોડી દેવી પડે છે અને નાગભટના પિતાનુ ભૂવડ નામ હોવાની નિરાધાર કલ્પના કરવી પડે છે.

શ્રી. રસિકલાલભાઇ (એજન પૃ. ૧૦૯માં) પ્રતિહારોએ પંચાસરના ચાવડાઓ પાસેથી પચાસર લઇ લીધુ હશે એટલો જ તર્ક કરે છે. અલબત્ત આ પ્રકારના તર્કને પુરાવાની અપેક્ષા છે એમ ઉમેરે છે મારો મત તો મેં પૃ ૪૮ થી ૫૩ માં આપ્યો છે

(૪) પંચાસર ક્યારે ભાંગ્યું.–વિ. સં. ૭૮૦મા પચાસર ભાગ્યું એવો મારો મત મેં સકારણ પૃ. ૫૩માં આપ્યો છે. શ્રી. રસિકલાલભાઇ, જો દંતકથાની તારિખ માનીએ તો વનરાજ વિ. સં. ૭૫૨ માં અને ન માનીએ તો ૭૯૬ મા જન્મ્યો હોય એમ કહે છે. શ્રી. રામલાલભાઈએ પ્હેલા વનરાજનો જન્મ સ. ૭૫૨ માં જ

માનવાનો મત આપ્યો છે. (જુઓ પૃ ૫૩ ની ટિ. ૫) હવે માનસીવાળા અવલોકનમાં કહે છે કે જનાશ્રયપુલકેશીના સ. ૭૯૪-૯૫ ના તામ્રપત્રમાં આરબોનો હુમલો પાછો વાળ્યાનો ઉલ્લેખ છે, જો તેનો વિજય સં. ૭૮૦ મા થયો હોય તો તેના ઉલ્લેખવાળુ તામ્રપત્ર એટલું મોડુ કોતરવામા આવે નહિ માટે મૂળરાજના (ભૂલથી માનસીમાં મુંજ છપાયુ છે ખરી રીતે મૂળરાજ જોઈએ) સ. ૧૦૫૧ ના તામ્રપત્રની ચર્ચા કરતાં વિજય પછી તરતજ દાન આપવાની સામાન્ય પ્રથા હોવાનુ મેં લખેલુ છે તેનો હવાલો આપીને, સં ૭૯૩–૯૪ માં આરબોનો હુમલો થયેલો હોવો જોઈએ.

વિજય પછી તરત દાનપત્ર આપવાની સામાન્ય પ્રથા છે એ સાચુ; પણ બીજી તરફથી દાનપત્રમાં દાતાનાં જૂના–કેટલીક વાર આગલાં બધાં પરાક્રમોનો ઉલ્લેખ કરવાનો પણ રિવાજ છે. એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ વળી જનાશ્રયના દાનપત્રના શબ્દોમા એ વિજય પછી તરત દાનપત્ર અપાયુ હતુ એવું માનવું પડે એવું કાઇ નથી. અને પાટણ સ્થાપવા માટે વનરાજની ૨૦–૨૨ ની ઉમ્મર તો થવી જ જોઇએ, એ બધુ જોઇને એ હુમલો મેં ૭૮૦ મા માન્યો છે.

(૫) **પ્ર. ૩ પૃ. ૫૯**મા વનરાજની પાટણના પાર્શ્વનાથ મદિરવાળી મૂર્તિ સોલંકી સમયની છે એવો મુ. ગે. નો મત મેં ઉતાર્યો છે પણ શ્રી. રા. સુ. મોદી જણાવે છે કે એ મૂર્તિ સોળમા શતકની છે અને તેના પડખાની ચૌદમા શતકની છે એવા તેના ઉપર લેખ છે.

(૬) **પ્ર. ૩ પૃ. ૧૨૦ પં. ૭** મા 'મન્દરાચલના મંથનમાથી' શબ્દો પછી 'બ્રહ્માના ચુલુક (ખોબા)મા' એટલા શબ્દો ટીપમાં આપેલા શ્લોકનો પૂરો અર્થ આવી જવા માટે જરૂરના છે

(૭) **પ્ર. ૬ પૃ. ૧૨૮ ની ટિ. ૧** માં શ્રી. વૈદ્યે 'ગુજરાતના ચાલુકયોનું ગોત્ર ભારદ્વાજ અત્યારે મનાય છે, એમ કહેલુ, તે મેં ઉતાર્યું છે તેમાં શ્રી. કનૈયાલાલ ભા. દવે ઉમેરો સૂચવે છે કે દ્વાશ્રય સ. ૬ શ્લો. ૭ માં તથા સરસ્વતીપુરાણ સ–૧૫ શ્લો. ૧૦૮, ૧૦૯ માં પણ ભારદ્વાજ ગોત્ર હોવાનો ઉલ્લેખ છે.

( જુઓ બુદ્ધિપ્રકાશ વર્ષ ૮૬ અં. ૧ માં મારા ગુ મ. રા. ઇ. નું અવલોકન પૃ. ૯૫ ).

(૮) **વ્યાલકાન્તિ કે કાન્ચિ**—પ્ર. ૬ પૃ. ૧૨૯–૧૩૦ મૂળરાજના પૂર્વજોમા એકનુ નામ વ્યાલકાન્તિ હતુ એમ ચામુંડના તામ્રપત્રમાંથી મેં નોધ્યુ છે પણ મુનિશ્રી જિનવિજયજીએ બારમા ગુ. સા. સં. ઈતિહાસવિભાગના પ્રમુખ તરીકેના ભાષણમા વ્યાલકાન્ચિ નામ લખ્યુ છે. સાચું શુ? મારી પાસેની તામ્રપત્રની નકલમાં તો વ્યાલકાન્તિ છે.

(૯) **પ્ર. ૭ મું પૃ. ૧૫૨ સોરઠ ઉપર મૂળરાજની ચડાઇ**—સોરઠના ગ્રાહરિપુ ઉપરની મૂળરાજની ચડાઈનું દ્વયાશ્રયમાં આપેલુ વર્ણન મે આ પ્રકરણમા કલ્પિત માન્યુ છે અને મારી માન્યતાનાં કારણો વિસ્તારથી આપ્યા છે. હવે શ્રી. રસિકલાલ પરીખે તો દ્વયાશ્રયના વર્ણનમા શકા જ નથી કરી જ્યારે શ્રી. રામલાલભાઇ મારી માન્યતાને સાહસ ગણે છે. અને મૂળરાજના સોરઠ–વિજયને યથાર્થ માનવા માટે હેમચદ્રની સિદ્ધહૈમ પ્રશસ્તિનુ નીચેનુ વચન પ્રમાણ તરીકે ટાકે છે—

**श्री मूलराजपुरुषोत्तमो वधीद् दुर्मदाभीरान् श्लो॰ २**

દ્વયાશ્રય કરતા સિદ્ધહૈમ પ્રશસ્તિના આ વચનનુ ઐતિહાસિક મૂલ્ય વિશેષ છે એ શ્રી રામલાલભાઇનુ કહેવું હું સ્વીકારૂ છું. પણ આ વચનમાથી સોરઠના ગ્રાહરિપુ ઉપરની ચડાઇનો અર્થ નીકળતો નથી. આભીરોને માર્યા એટલોજ અર્થ નીકળે છે. એ વખતે આભીરો સોરઠમા જ હતા એમ માનવાનુ કારણ નથી વળી મૂળ પૃ. ૧૫૩ થી ૧૫૫ મા મેં દર્શાવ્યુ છે તેમ કચ્છના રાજા સાથેની લડાઇનો ઉલ્લેખ દ્વયાશ્રયાદિ બધા પ્રબધોમા મળતો હોવાથી મેં એ લડાઇનો બનાવ સાચો માન્યો જ છે. અને ઉપરનો આભીરોનો ઉલ્લેખ જેવો જૂનાગઢના ચૂડાસમાઓને લાગુ પડે તેવો કચ્છના જાડેજાઓને પણ લાગુ પડે છે (જુઓ રાસમાળા આ ૩ પૃ. ૬૧, ૬૨, ૬૩ તથા મારો યાદવોનુ કુળ નામનો નિબધ–નડીઆદ પરિષદના રિપોર્ટમાં) ટુંકામા મૂળમાં મેં જે કહ્યું છે તેમાં ખાસ ફેરફાર કરવાનુ કારણ મને દેખાતુ નથી.

(૧૦) ઉપરના પ્રકરણમાં પૃ ૧૫૫ મા મૂળરાજ સામે

ગ્રાહરિપુના મળતીઆ તરીકે સિન્ધુનો રાજા હોવાનું દ્વયાશ્રયનું કથન ઉતારીને એ સિન્ધુના રાજાનો પત્તો નથી લાગતો એવો મારો મત મેં નોધ્યો છે. હવે શ્રી રામલાલ ભાઇ આ મૂળરાજ સામેનો સિન્ધુરાજ, એના પુત્ર ચામુડ સામેનો સિન્ધુરાજ ( જુઓ પૃ ૧૭૩ ) દ્વયાશ્રય અનુસાર ભીમે જેને દબાવેલો તે સિન્ધુપતિ ( જુઓ પૃ. ૧૯૭ ) અને સિદ્ધરાજે હરાવેલો સિન્ધુરાજ ( પૃ. ૨૫૩ ) બધાયને સિન્ધના મુસલમાન હાકેમો માનવાનો મત આપે છે. ( એજન પૃ. ૪૦૭ ) જ્યારે શ્રી. રસિકલાલભાઇ મૂળરાજ સામેના સિન્ધુના રાજાનો ઉલ્લેખજ નથી કરતા. જ્યારે ચામુડ સામેના સિન્ધુરાજને બારપ્પ ધારે છે ( જુઓ ઉપોદ્ઘાત પૃ. ૧૩૧ ). અને ભીમ સામેનો સિન્ધુ-પતિ હમ્મુક તે કોણ એ કહેતા નથી. જો કે હમ્મુક ઉપરની ભીમની ચડાઇનું આખુ વર્ણન દ્વયાશ્રયમાથી ઉતારે છે. અને સિદ્ધરાજે હરાવેલા સિન્ધુરાજને વસ્તુપાલ સામે લડનાર ભરૂચના શખનો પિતા સિન્ધુ-રાજ ધારે છે ( ઉપોદ્ઘાત પૃ. ૧૭૯ ).

મારો મત મેં મારા ઇતિહાસમા ઉપલબ્ધ પુરાવાઓ સાથે દર્શાવ્યો છે અને એમા ફેરફાર કરવાનુ કારણ નથી. જો કે સિન્ધના મુસલમાન હાકેમો સાથે ગુજરાતના રાજાઓને યુદ્ધો થયા હોવાનો શ્રી રામલાલ ભાઇ કહે છે તેમ સંભવ છે એ હું સ્વીકારૂ છુ પણ ચામુડ સામેના અને સિદ્ધરાજ સામેના સિન્ધુરાજ વિષે મે કરેલા નિર્ણયને તો પુરાવાનો સ્પષ્ટ ટેકો છે.

| | | | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| (૧૧) | પૃ. ૧૫૭ | પ. ૧૯ | પ્ર ચિ. પૃ. ૪૬ | પ્ર ચિ પૃ ૪૪ |
| | પૃ. ૧૬૧ | ટિ ૩ | શ્લો. ૪૩–૪૫ | શ્લો ૪૨ થી ૪૫ |

(૧૨) પ્ર ૭ પૃ. ૧૬૪ મા મૂળરાજે મડલી ગામમા સ્થાપેલા મૂળનાથને વિ. સં. ૧૦૪૩ મા દાન આપ્યાની નોધ કરી છે આ મડલી ગામ તે વઢીઆર પ્રદેશમા જ પચાસર પાસે આવેલુ વીરમગામ તાલુકાનુ માડલ ગામ એમ ડા. બુલ્હરે ઇ. એ. ગ્ર. ૬ મા તર્ક કરેલો તે મુ. ગે. પૃ. ૧૬૧ ટિ. ૨ માથી ઉતાર્યો છે હવે શ્રી; રામલાલભાઇ કહે છે કે “એ દાનપત્રમા જણાવેલા કબોઇ ગામ પાસે મડાલી

ગામ હજી હયાત છે " અહીં નોધવું જોઇએ કે જે ગામનુ દાન અપાયુ હોય તેની આસપાસમા જ જે સ્થાનને દાન અપાયુ હોય તે હોવુ જોઇએ એવો કશો નિયમ નથી ઘણા દૂરનાં ગામો દાનમાં અપાયાના દાનપત્રોમા પુષ્કળ દાખલા છે.

| | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| (૧૪) પૃ ૧૬૬ પ. ૨૧ | દાનોથી દારિદ્રય જીતી લીધુ. | દાનોથી દારિદ્રયનો નાશ કર્યો |

(૧૪) પ્ર. ૭ પૃ. ૧૬૯ માં મૂળરાજ શ્યામ હોવાનુ રત્નમાળાનું કથન જ મે ઉતાર્યું છે. પણ શ્રી. રસિકલાલભાઇએ દ્વયાશ્રય (સ. ૧ શ્લો ૧૪૦ તથા સ ૭ શ્લો ૬૦) મા મૂળરાજને તથા દુર્લભ-રાજને શ્યામ કહ્યા હોવાની નોધ કરી છે, (ઉપોદ્ઘાત પૃ ૧૨૪).

(૧૫) પ્ર. ૮ પૃ. ૧૭૨ મા 'ચામુડ અતિકામથી વિકળ થઇ ગયેલો હતો,' એવું દ્વયાશ્રયના ટીકાકારનુ કથન મેં ઉતાર્યું છે. પણ શ્રી રસિકલાલ ભાઈએ પ્રભાવકચરિતના 'ચામુડની રાણીઓને વારવાર ગર્ભસ્રાવ થતો હતો, એ કથનને ઉમેરી ચામુડને ગુહ્યેન્દ્રિયનો દુષ્ટરોગ હોવાનો સંભવ છે.[1] એમ કલ્પ્યુ છે. (પૃ. ૧૩૧–૧૩૨) મને એમની કલ્પના સયુક્તિક લાગે છે.

(૧૬) પ્ર. ૮ પૃ. ૧૭૬ પ ૧૬ અશુદ્ધ સ. ૬ શુદ્ધ સ ૨

(૧૭) પ્ર ૯ પૃ. ૧૮૦--મહમુદ ગઝનવીની સોમનાથ ઉપર ચડાઇનો જિનપ્રભસૂરિના તીર્થ કલ્પમા સ્વલ્પ ઉલ્લેખ છે એવું મેં નોધ્યુ છે એ ઉલ્લેખ સત્યપુરકલ્પમા નીચે પ્રમાણે છે—

**अन्नो गज्जणवइ गुज्जरं भंजित्ता तओ वलंतो पत्तो सच्चउरे दससयई इक्कासीए(१०८१) विक्कमवरिसे मिच्छराजो.**

(સિંઘી જૈન ગ્રન્થમાળા આ પૃ. ૨૯) ગજનીના પતિની આ ચડાઈ સ ૧૦૮૧ મા થઇ હોવાનું જિનપ્રભસૂરિએ ઉપર કહ્યુ જ છે.

---

૧ શ્લોક નીચે પ્રમાણે છે—

राजाह मम शुद्धान्तकान्ताना समवे सति ।
स्रावो भवति गर्भस्य तत्र प्रतिविधि कुरु ॥
પ્રભાવક ચરિત શ્રી વીરપ્રબધ શ્લો. ૧૪૦

આ ઉપરાંત ધનપાલ કવિએ રચેલા શ્રી. સત્યપુર મંડન શ્રી મહાવીર ઉત્સાહ નામની અપભ્રંશસ્તોત્ર કૃતિમાં નીચે પ્રમાણે ઉલ્લેખ છે.

**भंजेवीणु सिरिमालदेसु अनु अणहिलवाडउ चड्डावलि सोरट्ठु भग्गु पुणु देउलवाडउं सोमेसरु सो तेहि भग्गु**

મતલબ કે શ્રી માલદેશને ભાગ્યો, અણહિલવાડને, ચડ્ડાવલી (ચદ્રાવતી)ને, સોરઠને ભાગ્યા, દેલવાડા અને સોમેશ્વર તે પણ ભાંગ્યા (કડી ૩૩).

ઉપરના બેમાથી એકેય ઉલ્લેખમા મહમુદનું નામ નથી પણ તીર્થ કલ્પમા સાલ આપી છે અને બધુ જોતા એ મેહમુદગઝનવીની ચડાઇને જ નિર્દેશે છે એમ માનવામા વાંધો નથી.

મુનિ શ્રીજિનવિજયજીએ ઉપરના બે ઉલ્લેખો જૈન સાહિત્ય સંશોધક અં. ૩ મા ધનપાલનુ ઉપર કહેલુ અપભ્રંશ કાવ્ય પ્રકટ કરતા તેના પરિચયમા નોંધ્યા છે. અને તેમાથી કાવ્યાનુશાસનના ઉપોદ્ઘાતમાં ઉતાર્યા છે.

**(૧૮) પ્ર. ૯ પૃ. ૧૮૦ થી ૧૮૪** મહમુદગઝનવીએ સોમનાથ ઉપર કયારે ચડાઇ કરી એ બાબતમા મૂળ ફારસી ઇતિહાસોમા વિસંવાદ હોવાથી આધુનિક લેખકો જુદી જુદી તારીખો આપે એ સ્વાભાવિક છે પણ કેમ્બ્રીજ હીસ્ટરી ઓફ ઇન્ડીઆ ગ્ર ૩ પ્ર ર મા તેના લેખક પ્રખ્યાત ફારસી ઈતિહાસવિદ લે ક. સર વુલ્સલી હેગે લખ્યું છે કે ઈ. સ. ૧૦૨૪ ના અકટોમ્બરની ૧૭ મીએ મહમુદે ગઝની છોડયુ હોય એમ લાગે છે. પછી ૧૦૨૫ ના જાનેવારીમા પાટણ અને ત્યાંથી સોમનાથ પહોંચ્યો અને ૧૦૨૬ના વસતમા પાછો ગઝની પહોંચ્યો. (જુઓ પૃ ૨૩ થી ૨૬).

જિનપ્રભસૂરિએ પણ વિ. સં ૧૦૮૧ (ઈ. સ. ૧૦૨૫)માં સોમનાથ ભાગ્યુ એમ લખ્યુ છે એ જોતા ઉપરની તારિખ બરાબર લાગે છે.

**(૧૯) પ્ર. ૯ પૃ ૧૮૯ પં ૧૯**માં ચડશર્મા તે વસ્તુપાલનો પૂર્વજ ચડપ હશે કે બીજો તે નક્કી કરવુ મુશ્કેલ છે. એમ મેં

લખ્યું છે પણ શ્રી. રામલાલભાઈ (માનસી પૃ. ૪૧૯) કહે છે તેમ શર્માન્ત નામ જોતા ચડશાનો બ્રાહ્મણજ હોવો જોઈએ.

(૨૦) પ્ર. ૯ પૃ. ૧૯૨ મા માળવાના ભોજ અને ભીમ વચ્ચે થયેલા યુદ્ધાનુ વર્ણન કર્યુ છે તેના તથા પૃ. ૨૦૪ ના અનુસંધાનમાં ઉમેરવાનુ કે પણ ભીમદેવના છેલ્લા કાળમાં ભોજના અનુયાયી જયસિંહ (સ ૧૧૧૧ કે ૧૨ થી ૧૧૧૬) ના સેનાપતિ તરીકે ગુર્જરોને જગદેવે હરાવ્યાનો નીચે ટાકેલો ઉલ્લેખ જૈનદના લેખમાં મળે છે, તે અહીં નોધવુ જોઈએ.—

आश्चर्य जयसिंह विक्रमकथाख्याख्यायसंख्याधन
ध्वान यस्य (धनुर्वने ?) नरपतेर्व्यंजन्ति विस्तारिणः
अद्याप्यर्बुदपर्वतादरदरीद्वारेषु रात्रिंदिवम्
क्रन्दन्गुर्जरवीरवर्गवनिताबाष्पाम्बुपूरोर्मयः ॥

(જુઓ એન્યુઅલ રિપોર્ટ ઓફ ધી આર્કીઓલોજીકલ ડીપાર્ટમેન્ટ ઓફ ધી નીઝામ્સ ડુમીનીઅન્શ ૧૯૨૪-૨૮ એ ડિ. માં છપાયેલો જૈનદનો લેખ શ્લો. ૧૦.)

માળવાના આ જયસિહને કર્ણ સોલંકીએ હરાવ્યો હશે એમ શ્રી રસિકલાલભાઈએ લખ્યુ છે (પૃ. ૧૫૨) પણ માળવાના એ જયસિહનો દેહાન્ત કર્ણ ગાદીએ બેઠા પ્હેલા થયો હોવાનુ અનુમાન જયસિહના અનુયાયી ઉદયાદિત્યના સ. ૧૧૧૬ ના લેખથી થાય છે. (જુઓ ભારતકે પ્રાચીન રાજવંશ ભા–૧ પૃ ૧૩૦)

(૨૧) પ્ર. ૯ પૃ ૧૯૭–નડૂલના ચોહાણ રાજાઓ સાથે મૂળરાજ અને દુર્લભરાજને મૈત્રી સબધ હતો, પછી ભીમદેવને નડૂલના રાજા સાથે ઝગડો થયો છતા બાલપ્રસાદ ભીમદેવનો સામત હતો એવુ મેં લખ્યુ છે અને તેના પુરાવા તરીકે સુધાના લેખનો શ્લો. ૧૮ મો ટાકયો છે.

હવે શ્રી. રામલાલભાઈ આ પ્રકરણ ઉપર ટીકા કરતા કહે છે કે દુર્લભરાજથી આરભી કર્ણ સુધીમા નાડોલના ચોહાણોને મૈત્રી સંબધ થયો નથી પણ વિગ્રહ જ ચાલ્યા કર્યો છે અને તેના પુરાવા તરીકે મને સુધાના અને હથુડીના લેખો ફરી વાચી જોવાની ભલામણ

કરે છે. એટલે એ લેખોમાંથી શું નીકળે છે તે જોઈએ. દુર્લભરાજ અને તેનો ભાઈ નાગરાજ મહેન્દ્રની બેનોને પરણ્યા હતા એ હકીકત તો તેઓ સ્વીકારે છે પણ સંબંધી રાજાઓ વચ્ચે પ્રાણાન્ત વિગ્રહ થયાના ઇતિહાસમા દાખલાઓ છે, અર્થાત્ મૈત્રી સંબધ હોય જ એવો નિયમ નથી એમ કહે છે નિયમ નથી એ કબુલ પણ વિગ્રહ થયાનો પુરાવો ન હોય તો આવા સબધીઓ વચ્ચે મૈત્રી સંબધ સ્વાભાવિક મનાય. વળી સિદ્ધરાજના વખતથી–" સં. ૧૧૭૨ પછીથી નાડોલના રાજાઓ ગુજરાતના સામત બન્યા હતા." એટલું તો તેઓ પણ સ્વીકારે છે. હવે પ્હેલેથી આ બે રાજ્યો વચ્ચેનો સબધ અવલોકીએ.

મૂળરાજના પુત્ર ચામુડના સ. ૧૦૩૩ ના તામ્રપત્રમા તેણે પોતાની માતા માધવીને ચોહાણ કુળના ભોજ રાજાની પુત્રી કહેલ છે. આ ચોહાણ ભોજનો પત્તો લાગતો નથી પણ એ નડૂલના ચોહાણ કુળનો કોઇ ફટાયો હોવાના સભવની કલ્પના મે મુકી છે (જુઓ પૃ. ૧૫૧ તથા ૧૭૦) પણ મૂળરાજ અને નડૂલના ચોહાણો વચ્ચે મૈત્રી સબધ- હોવાનુ અનુમાન કેવળ એટલા સંભવ ઉપરથી નથી બાધ્યું પણ એ વખતની ઐતિહાસિક પરિસ્થિતિ ઉપરથી. "શાકંભરીના ચોહાણ રાજા સાથે એને વેર થાય છે ત્યારે એણે એજ વશની બીજી શાખા એટલે નડૂલના ચોહાણો સાથે મૈત્રી સંબધ બાધ્યો જણાય છે." આવુ મારૂ અનુમાન છે. વળી માળવાના મુંજરાજે જ્યારે મૂળરાજને દબાવ્યો ત્યારે એને રક્ષણ આપવામાં નડૂલના ચોહાણ રાજાએ હથુડીના ધવલને મદદ કરી હોવાનો તર્ક સુધાના લેખના શ્લો. ૭ ઉપરથી મેં કર્યો છે. અને એ વખતથી મૈત્રી સબધ ગુજરાત અને નડૂલ વચ્ચે બધાયો એવુ માનવામા શી ઐતિહાસિક મુશ્કેલીઓ આવે છે? (જુઓ પૃ. ૧૭૦).

પછી હથુડીના લેખના ૧૧ મા શ્લોકમા "દુર્લભરાજની સેનાએ જ્યારે મહેન્દ્રને દબાવ્યો ત્યારે ધવલે મહેન્દ્રનું રક્ષણ કર્યું" એમ લખ્યુ છે. આ શ્લોકનો મહેન્દ્ર તે નડુલનો ચોહાણ મહેન્દ્ર એ સર્વ સંમત છે પણ દુર્લભરાજ કોણ? ઉપરના લેખ ઉપર વિવેચન

લખનાર ડા. કીલહોર્ન તથા ડા. દે. રા. ભાંડારકર આ દુર્લભરાજ તે શાકંભરીના ચોહાણ વિગ્રહરાજ (જેનો સં, ૧૦૩૦ નો લેખ મળ્યો છે જુઓ પૃ. ૧૫૮, ૧૫૯ )નો ભાઇ દુર્લભરાજ એમ કહે છે. પણ શ્રી વિશ્વશ્વરનાથરેઉએ એ બે વિદ્વાનોથી જુદા પડીને આ દુર્લભરાજ તે ગુજરાતના ચામુંડ રાજાનો પુત્ર દુર્લભરાજ એમ કહેલું છે. ( જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૧ પૃ ૨૮૭ ) શ્રી. રામલાલભાઇનો પણ આવો મત હોય એમ " દુર્લભરાજથી આરંભી વિગ્રહ ચાલ્યા કર્યો છે." એમ કહે છે તે ઉપરથી લાગે છે.

પણ મારા વિચાર પ્રમાણે ડા–કીલહોર્નનો મતજ સાચો છે. ગુજરાતનો દુર્લભરાજ હથુંડીના લેખમા ઉદ્દિષ્ટ હોઈ શકે નહિ. કારણ કે હથુંડીનો લેખ સં. ૧૦૫૩ મા લખાયેલો છે પણ તેમા–ખાસ કરીને ૧૦ મા તથા ૧૨ શ્લોકમાં મુંજ અને મૂળરાજનો સ્પષ્ટ ઉલ્લેખ છે એ જોતા ૧૧ મા શ્લોકમા ઉલ્લિખિત દુર્લભરાજ એ એનો સમકાલીન હોવાનો વધારે સંભવ છે. પછી નડૂલના રાજાઓ સાથે ભીમદેવને ઝગડો-થયો હતો એ મેં સુંધાના લેખના આધારે સ્વીકાર્યું છે. પણ એજ લેખના શ્લો. ૧૮ ના આધારે નડૂલનો બાલપ્રસાદ ભીમદેવનો સામત હતો એમ મેં લખ્યુ છે. ( પૃ. ૧૯૮ ) શ્રી. રામલાલભાઈ " એ શ્લોક સમજવામાં મારી ભૂલ થયેલી છે એમ કહે છે " પણ મારી પ્હેલાં શ્રી. વિશ્વેશ્વરનાથરેઉએ એ શ્લોકનો મારી પેઠેજ અર્થ કરીને બાલપ્રસાદને ભીમદેવનો સામત માન્યો છે. ( જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ ભા–૧ પૃ. ૨૮૮ ) ખરી વાત એ છે કે સુંધાની પ્રશસ્તિ લખનાર નડૂલના ચોહાણોનો આશ્રિત કવિ છે. હવે જો શ્રી. રામલાલભાઈ **अतिवल्लतया** શબ્દો ઉપર ભાર મુકીને જેવો અર્થ એ શ્લોકનો કાઢે છે તેવો ભીમને હરાવ્યાનો અર્થ વિવક્ષિત હોય તો **चरणयुगलीमर्दनव्याजतः** એવા શબ્દો કોઈ લખે ખરો ? ભીમના પરાભવના વાચક સ્પષ્ટ શબ્દોજ લખે ના ? ચરણોનુ મર્દન તો તાબેદારીનું હમેશા સૂચક છે, એનો બીજો અર્થ જ ન થઈ શકે. જ્યારે **अति-**

**वलतया** અને **कुर्वन्पीडां** નો અર્થ ઘણો ભાર દઈ ને-ખુશામત કરીને દબાણ કર્યું એવો ખુશીથી થઈ શકે.

અને મૂળરાજની સાથે બલિરાજ લડયો હતો એમ શ્રી. રામલાલભાઈ કહે છે તે શા ઉપરથી? સુધાના લેખના શ્લોકમાં તો "મુજરાજના લશ્કરને હરાવ્યાની વાત છે."

"પૃથ્વીપાલે કર્ણના સૈન્યને હરાવ્યુ હતુ." એ વાત મે સુંધાના લેખ ઉપરથી લખી જ છે (પૃ ૨૦૭) પણ પછી જે જલદેવ કે યોજક ગુજરાતના રાજાનો સામત બન્યો હતો એમ સુંધાના શ્લો. ૨૪ (પૃ. ૨૦૭ ટિ ૨ મા ૨૩ છે ત્યાં ૨૪ જોઈએ.) ઉપરથી લખ્યુ છે શ્રી. વિશ્વેશ્વરનાથરેઉ પણ એ શ્લોકનો એ પ્રમાણે જ અર્થ કરે છે (જુઓ ભારત કે પ્રાચીન રાજવશ ભા. ૧ પૃ. ૨૯૧) જ્યારે શ્રી. રામલાલભાઈ એ શ્લોકના **शक्त्या** શબ્દ ઉપર અણઘટતો ભાર મુકી યોજકને સ્વતંત્ર ધારે છે એટલે પાટણના રાજાને હરાવીને અણહિલપુરના રાજા તરીકે યોજક રહ્યો હતો. એમ હોય તો ઉપરના શ્લોકમા પાટણના રાજાને હરાવ્યાની વાત એ વશનો કવિ લખ્યા વગર રહે ખરો? શક્તિશાળી સામન્ત યોજક હતો એટલો અર્થ શ્રી. વિ. રેઉ કહે છે તેમ **शक्त्या** શબ્દમાથી નીકળે છે એથી વધારે અર્થ સ્વભાવિક રીતે ન નીકળે. પણ શ્રી. રામલાલભાઈની કલ્પના તો ઘણી આગળ જાય છે પ્ર. ચિ માં લખ્યુ છે કે મીનલદેવી અને સિદ્ધરાજ સોમનાથની યાત્રાએ ગયા હતા ત્યારે માળવાના યશોવર્માએ અણહિલપુર ઉપર ચડાઈ કરી હતી. પણ એ વખતે માળવાની ગાદી ઉપર યશોવર્મા ન હતો માટે મેરૂતુગે નામ લખવામા ભૂલ કરી છે અને યશોવર્મા પહેલાંનો માળવાનો રાજા નરવર્મા ઉદ્દિષ્ટ હોવો જોઈએ એવો મત મું-ગે. (જુઓ પૃ. ૧૭૩) ના લેખકથી આરમ્ભી, શ્રી વિશ્વેશ્વરનાથરેઉ, શ્રી. ગૌ.-હી-ઓઝા વગેરે બધા ઈતિહાસચિતકોએ આપ્યો છે. (જુઓ ભારત કે પ્રાચીન રાજવશ પ્ર-ભા-પ્ર-૧૪૮, પ્રસ્થાન પુ. ૮ અં-૩ પૃ ૧૫૪ મારો ઇતિહાસ પૃ ૨૪૦-૪૧). પણ શ્રી. રામલાભાઈ તો પ્ર-ચિ-માનુ રાજાનું નામ યશોવર્મા ખોટુ ઠરવાથી

માળવા દેશને પડતો મુકે છે અને આ હુમલો કરનાર નડૂલનો યોજક હોવો જોઇએ એવી વિચિત્ર કલ્પના કરે છે. પણ આ તો મને અતિ દૂરાકૃષ્ટ કલ્પના લાગે છે.

શ્રી. રામલાલભાઈના આ મત માટે શ્રી. રસિકલાલભાઈ એ પણ શંકા દર્શાવી છે. (જુઓ કાવ્યાનુશાસનનો ઉ. પૃ ૧૬૫ ટિ.) વસ્તુસ્થિતિ નીચે પ્રમાણે છે. સિદ્ધરાજે માળવા જીત્યુ ત્યારે યશોવર્મા ગાદી ઉપર હતો એ સમકાલીન દ્વયાશ્રયમાંથી મેરૂ તુંગના જાણવામાં આવ્યુ હતુ પણ યશોવર્મા માળવાની ગાદી ઉપર કેટલા વર્ષથી હતો એ ખબર મેરૂતુંગને ન હોય એ સમજાય એવું છે. અને તેથી તેણે માળવાના રાજાનુ નામ યશોવર્મા લખી દીધુ.[1] તે આપણે આજે માળવાના ઈતિહાસના જ્ઞાનથી સુધારી શકીએ. પણ જો પ્ર-ચિં. એ આપેલા વૃત્તાંતમાંથી માળવાનેય પડતુ મુકવું હોય તો હુમલાની વાત સાચી માનવાની શી જરૂર છે?

(૨૨) પ્ર ૬ ૨ પૃ. ૨૪૮ શ્રી. રામલાલભાઈ "માલવાનુ રાજ્ય તો યશોવર્માને સિદ્ધરાજે પાછું સોંપેલું હોવું જોઈએ" એમ ધારે છે. (માનસી પૃ ૪૧૦) માળવાનો કાંઇક ભાગ યશોવર્મા તથા એના વંશજોના હાથમા રહ્યો હોય–શ્રી રામલાલભાઈ ધારે છે તેમ યશોવર્મા-એજ સામંતપદ સ્વીકાર્યું હોય એ સંભવિત છે. બાકી માળવામાથી સિદ્ધરાજ, કુમારપાલ, અને અજયદેવના લેખો મળ્યા છે એ પ્રબળ પુરાવાને આધારે શ્રી વિશ્વેશ્વરનાથ રેઉ અને શ્રી ગૌ હી ઓઝા પેઠે માળવાના ઘણા ભાગ ઉપર ગુજરાતના રાજાઓનો અધિકાર હતો એમ હુ પણ માનુ છુ. (જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ પ્ર ભા. પૃ. ૧૫૦–૧૫૧ તથા ના પ્ર. ૫ ભા. ૬ અં ૩ પૃ. ૨૭૩).

| | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|
| (૨૩) પૃષ્ટ ૨૧૪ પં. ૯ | પશ્ચિમમા | પૂર્વમા |

૧ દંતકથામા નામની ગડબડ થઇ જવાના ઘણા દાખલા મળશે. ઉપરનાજ અનુસંધાનમા જોઈએ તો પ્ર ચિં. મા નરવર્માને બદલે જેમ યશોવર્મા આવ્યું છે તેમ અન્યત્ર યશોવર્માને બદલે નરવર્મા આવી ગયું છે. (જુઓ પૃ. ૨૮૧)

,, ૨૧૫ ૩ મૂનક સૂણક

,, ૨૬૦ ૧૫ સરસ્વતીને કાંઠે સહસ્રલિંગ સરોવરને કાંઠે

(૨૪) પ્ર. ૧૨ પૃ. ૨૩૯ ની ૧૮ મી પંક્તિમાં કાગળ ફાડી નાખ્યો એમ છે તેને બદલે 'લેખ ફાડી નાખ્યો' જોઇએ. પ્ર. ચિં. મૂળમાં **पट्टक** શબ્દ છે અને શ્રી રામલાલભાઈ ( માનસી ૪૧૭ માં ) કહે છે તેમ આવી સનદો તે વખતે કપડા ઉપર લખાતી હોવાનો સંભવ છે.

(૨૫) પ્ર. ૧૨ પૃ. ૨૬૦ માં સિદ્ધરાજનાં ધાર્મિક કાર્યોની નોંધ છે, તેમાં ઉમેરવાનું કે શ્રી કનૈયાલાલ ભા દવેએ બુદ્ધિ પ્રકાશ ( વર્ષ ૮૬ અં. ૧ પૃ. ૯૮ )માં નોંધ્યું છે તેમ દ્વ્યાશ્રય સ. ૧૫ શ્લો. ૧૦૫ થી ૭માં તથા સરસ્વતી પુરાણમાં સિદ્ધરાજે યજ્ઞો કર્યા હોવાનું કહ્યું છે. ભાઇ દવે કહે છે તેમ આ યજ્ઞો એટલે મંદિરોમાં દેવોના પ્રતિષ્ઠા મહોત્સવો વગેરે નિમિત્તે રૂદ્રયાગ જેવા યાગો હોવા જોઈએ.

(૨૬) જગદ્દેવ—પૃ. ૨૬૮ માળવાના રાજા ઉદયાદિત્યનો જગદેવ નામનો પુત્ર ઐતિહાસિક વ્યક્તિ હોવાની વાત મેં કબુલ કરી છે. પણ સિદ્ધરાજના દરબારમાં જે જગદેવ હતો તે આ પરમાર નહિ પણ સાન્તરકુળનો હોવાનો સંભવ મેં માન્યો છે. ( જુઓ પૃ. ૨૬૮, ૨૬૯ તથા કૌમુદી જુન ૧૯૩૩ પૃ. ૫૦૫ ઉપર મારો લેખ ) હવે શ્રી. રામલાલ ભાઇ આ જગદેવ તે પરમાળ કુળનો જગદેવ એવું માનવાના મતના છે. એટલે મારા મતનાં કારણો ફરી સ્પષ્ટ કરૂં. જગદેવ વિષે ભાટોની દંતકથા જે રાસમાળામાં ઉતારી છે, તેમાંથી ઉદયાદિત્યના એક પુત્રનું નામ જગદેવ હતું એટલી જ વાત સાચી ઠરી છે. બાકી જગદેવે બાવન વર્ષ ધારામાં રાજ્ય કર્યું વગેરે ઘણી વાતો ખોટી છે. જગદેવ ધારાની ગાદી ઉપર બેઠો હોવાનો બીલકુલ પુરાવો મળ્યો નથી. છતા એ દંતકથાના જોરથી શ્રી. રામલાલ-ભાઇ સિદ્ધરાજના રાજ્યકાળના આરંભમાં જગદેવને મુકવા ઇચ્છે છે. પણ સિદ્ધરાજ પાસે આવ્યો ત્યારે જગદેવની ઉમ્મર પંદર વર્ષની હતી

એમ દતકથા કહે છે, દતકથાનો તે ભાગ પણ છોડી દેવો પડશે. કારણ કે મેં કૌમુદીવાળા લેખમાં દર્શાવ્યું છે તેમ આ જગદેવની ૧૫ વર્ષની ઉમ્મર વખતે તો પાટણની ગાદી ઉપર ભીમદેવ હતો. છતાં પોતાના ઘડપણમા જગદેવ સિદ્ધરાજ પાસે આવ્યો હોય એવુ શ્રી. રામલાલભાઈના કહેવા પ્રમાણે માનીએ તો યે એ માળવા સાથેના સિદ્ધરાજના યુદ્ધ વખતે જીવતો હોવાનો સંભવ નથી

પણ આ વિષયમા મારો મુખ્ય પ્રશ્ન તો એ છે કે કઈ દતકથાને પ્રમાણ ભૂત માનવી ? ભાટોમા એક દંતકથા ચાલે છે જે રાસમાળામાં ઉતારી છે. બીજી દતકથા પ્ર. ચિ. માં લખેલી મળે છે. એમાંથી કઈ વધારે વજનદાર ગણાય ? મારા મતે તો નિ:સંદેહ બીજી અને એ પ્ર. ચિ. વાળી દતકથામા જગદેવને માળવાનો કુમાર નથી કહ્યો. એટલુ જ નહિ પણ સિદ્ધરાજ પાસેથી ગયા પછી કુતલ દેશના પરમર્દી પાસે જગદેવ રહ્યો હોવાનુ લખ્યું છે. અને આ સાચુ માનીએ તો પરમાર જગદેવ કરતા સાન્તર કુળના જગદેવ સાથે એનો વધારે મેળ ખાય છે. પ્ર. ચિ માયે જગદેવને આશ્રય આપનાર કુતલ પરમર્દીને પૃથ્વીરાજ ચૌહાણે હરાવ્યો હોવાની વાત લખી છે તેમાં ગડબડ થઈ છે. ખરી રીતે બુંદેલખડના ચદેલ પરમર્દીને સં ૧૨૩૯માં પૃથ્વીરાજે હરાવ્યો હતો જૂના કાળમા અને છેટેના પ્રદેશમા બનેલા બનાવો સાભળીને લખવામા એવી ગડબડ થવાનો સંભવ છે.

શ્રી. વિશ્વેશ્વરનાથ રેઉ પણ પરમાર જગદેવને ઐતિહાસિક માનવા છતા " ભાટોની ખ્યાતો કરતા પ્રબંધ ચિંતામણિનો લેખ પં. ભગવાનલાલ ઇન્દ્રજીના લખાણને ટેકો આપે છે " એમ લખે છે. ( જુઓ ભારત કે પ્રાચીન રાજવંશ ભા. ૧ પૃ, ૧૪૧, ૧૪૩ ).

છેવટ જગદેવ વિષે ભાટોની તથા પ્રબધ ચિંતામણીની બેય દતકથાઓનો માળવાના પ્રમાણભૂત ઇતિહાસ તથા સાલવારી સાથે તેમજ જૈનદના પરમાર- જગદેવના ઉલ્લેખવાળા લેખ સાથે સવિસ્તર વિચાર કર્યો પછી મે જે નિર્ણયો કૌમુદીના ઉપર કહેલા લેખમા તારવ્યા છે તે અહીં ફરી ઉતારૂ છું.

૧ જગદેવ બે થઇ ગયા છે એ નિ.સંદેહ.

૨ ભાટોની દંતકથામાં બેનો ગોટાળો થઈ ગયો હોવાનો સંભવ છે.

૩ મેરૂતુંગે જેટલી વાત કહી છે તેટલી સાન્તર કુળના જગદેવને ઠીક લાગુ પડે છે

૪ ભાટોનો વિસ્તાર કલ્પિત છે અને સાલો પરસ્પર વિરૂદ્ધ છે. પણ માળવાના પરમાર ઉદયાદિત્યનો ફટાયો કુંવર જગદેવ થઇ ગયો હોવાની વાત સાચી છે. પણ એ ધારની ગાદીએ બેઠો હોવાની વાત ખોટી છે.

૫ સિદ્ધરાજના દરબારમાં કે સોમેશ્વર કહે છે તેમ ગૂર્જર રાજધાનીમાં રહેલો જગદેવ પરમાર કુળનો હતો કે સાન્તર કુળનો હતો એ ચોક્કસ કહેવું મુશ્કેલ છે પણ જૈનદના લેખમાં પરમાર જગદેવે ગૂર્જર વીરોને હરાવ્યાનુ કથન છે અને સાન્તર કુળનો જગદેવ પરમાર જગદેવ કરતાં પાછલાં કાળમાં થયો છે. એ બે હકીકતોને સાથે જોતા સાન્તર જગદેવ, સિદ્ધરાજ પાસે રહ્યો હોવાનો વધારે સંભવ છે.

(૨૭) પૃ. ૨૬૯ પં. ૧૨ તેનો પુત્ર આશરાજ એમ છે તેને બદલે તેનો ભાઈ અને અનુયાયી એમ જોઇએ.

**(૨૮) પ્ર. ૧૩ પૃ. ૨૮૮ માં** ગુજરાતના ચાહડ વગેરે આન્નના પક્ષમા ગયા હતા : વગેરે વૃત્તાન્ત દ્વયાશ્રય ઉપરથી ઉતાર્યો છે. હવે આ ચાહડ કોણ હતો ?

પ્રબંધોમા એનુ સિદ્ધરાજનો પ્રતિપન્ન પુત્ર, માળવાનો રાજપુત્ર, 'હસ્ત્યધિરોહણેન્દ્ર' વગેરે વર્ણન મળે છે અને સિદ્ધરાજનો પ્રતિપન્ન પુત્રએ વર્ણન ઉપર જોર દઈ સિદ્ધરાજની બેન કાંચનદેવી જેને અજમેરના ચોહાણ અર્ણોરાજ સાથે પરણાવી હતી તેનો પુત્ર સોમેશ્વર (જેને કુમારપાલે મોટો કર્યો હતો) તે જ ચાહડ, એમ શ્રી. રામલાલભાઇ કહે છે. (જુઓ ફાર્બસ સભા ત્રૈમાસિક પુ. ૩ અં. ૧.) એમની દલીલો મને નિર્ણાયક નથી લાગતી અને દ્વયાશ્રયના **हस्त्यधि-रोहणेन्द्र**નો અર્થ હાથીઓના સ્વારોનો ઉપરી એવોજ મારા મતે

થાય છે એમ એજન પુ ૩ અં. ૩ પૃ. ૪૦૪ માં 'ચાહડ ચર્ચા' મથાળા નીચે મે લખ્યુ છે. શ્રી. રામલાલભાઈએ મારી ચર્ચાનો જવાબ આપવાનો પછીના અંકમા પ્રયત્ન કર્યો છે. એમ છતાં મને તો ચાહડ કદાચ સિદ્ધરાજનો પ્રીતિપાત્ર, પણ હાથીઓના સ્વારોનો ઉપરી જેવો અધિકારીજ લાગે છે.

શ્રી. રસિકલાલભાઇ પણ ચાહડને 'હાથીઓના લશ્કરનો વડો' કહે છે ( જુઓ ઉ. પૃ ૨૦૪ )

(૨૯) પ્ર. ૧૫ મું. પૃ. ૩૩૯ મૂળરાજ બીજાનું સં ૧૨૩૨ ચૈત્ર સુદિ ૧૧ નુ એક નવુ તામ્રપત્ર મળી આવ્યું છે; જેને શ્રી. કનૈયાલાલ ભાઈશકર દવેએ બુદ્ધિ પ્રકાશ ૧૯૩૮ના એપ્રીલ જૂન અંકમાં છપાવ્યુ છે. એ તામ્રપત્રથી મૂળરાજની ગાદીએ બેસવાની જે તારિખ પૃ. ૩૩૯ માં અટકળે મુકી છે, તે પુગવાથી ચોક્કસ ઠરે છે. એ દાનપત્રથી અજયદેવની પત્ની કર્પૂરદેવીના શય્યાગ્રાહક નાગર બ્રાહ્મણ ધૂહડસુત પ્રભાકરને બ્રાહ્મણવાડા ગામની કેટલીક જમીન આપવામાં આવેલી છે.

(૩૦) પ્ર. ૨૨ પૃ ૪૩૬ સં. ૧૫૭૧ માં લખાયેલ એક ગ્રન્થ પ્રશસ્તિમા મં. ૧૩૬૦ મા કર્ણદેવનુ રાજ્ય હોવાનુ લખેલુ છે. (પુરાતત્ત્વ પુ ૧ પૃ ૬૩) તે ઉપર આધાર રાખી શ્રી ડીસ્કલકર કર્ણરાજા સં. ૧૩૬૦ સુધી પાટણમા રાજ્ય કરતો હતો એમ કહે છે ( એજન પુ. ૨ પૃ. ૪૧૨ ) પણ સમકાલીન મુસ્લીમ ઇતિહાસના પુરાવાની વિરુદ્ધ આ બસ્સો વર્ષ પછી લખાયેલ પ્રશસ્તિનુ કથન માનવું મુસ્કેલ છે. વિચારશ્રેણી, પ્રવચન પરીક્ષા, ભાડારકર રિપોર્ટ ૧૮૮૩-૮૪ પૃ ૧૧-૧૨ મા આપેલી વશાવળી વગેરેમા પણ ૧૩૫૩ થી ૧૩૬૦ સુધી કર્ણદેવનો રાજ્યકાળ આપેલો છે એનો અર્થ એવો સંભવિત છે ખરો કે કર્ણ ૧૩૬૦ સુધી જીવતો હશે જો કે પાટણનો રાજા નહિ હોય.



# શબ્દાનુક્રમણિકા